૭ બંગાળી લેખકોની સુંદર વાર્તાઓનો સંગ્રહ

# બાતાસી

: અનુવાદક :

## રમણલાલ સોની

શ્રીકાન્ત, વિપ્રદાસ, શેષપ્રશ્ન, સ્વામી, કાશીનાથ, સાવકી મા, શુભદા, વિવાહિતા, અનુરાધા, ચાંદમુખ, પ્રભાતકિરણો, નગરલક્ષ્મી વગેરેના અનુવાદક.


: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર : પબ્લિશર્સ

ટાવર રોડ : સૂરત

પ્રિય સ્નેહી

પ્રોફેસર કાન્તિલાલ છગનલાલ પંડયા

એમ. એ., પી એચ. ડી, ડી. આઇ. સી,

ને



બંગાળી ટૂંકી વાર્તાઓનાં પુસ્તકો વાંચતાં કેટલીક સુંદર વાર્તાઓના મેં અનુવાદ કરી રાખેલા; 'બાતાસી,' 'કુસુમ,' 'અશ્વત્થામાની બહેન,' 'ફૂલનું મૂલ,' 'ભટકતો માનવી,' 'અભાગણી' વગેરે વાર્તાઓ આ રીતે અનુવાદિત થયેલી છે. આજે એ બધીને પુસ્તકાકારે પ્રગટ કરતાં આનંદ થાય છે.

મોડાસા, ૧૧-૭-૪૨ — અનુવાદક

## શ્રી રમણલાલ સોનીનાં પુસ્તકો

| | |
|---|---|
| ચબૂતરો . . . . | [મૌલિક વાર્તાસંગ્રહ] |
| પૂંછડિયાના પ્રદેશમાં . . | [સાહસની સળંગ કથા] |
| માથાનું દાન . . | [શાળોપયોગી ત્રિઅંકી નાટક] |
| રૂપાની ગાય . . | [ ,, નાટિકાઓ ] |
| ભીખો ચોટ્ટો . , . . | [સ્વતંત્ર નવલકથા] |
| બાળકોનાં ગીતો . . . . . | [કાવ્યો] |
| પગલાં ભાગ ૧ થી ૪ . . . | [બાળ કથાકાવ્યો] |
| બુધાકાકા . . . . . . | [બાળ વાર્તાઓ] |
| શિશુકથા ભા. ૧ . . . . . | ,, |
| મહર્ષિ દયાનંદ સરસ્વતી . . . | [પ્રમાણભૂત જીવન] |
| મરણ પછીની જિંદગી . . . . . | |
| હિંદ અને બ્રિટનનું રાજ્યતંત્ર . | [હાઈસ્કૂલો, કૉલેજો માટે] |
| ભાગવત કથામંગલ . . . | [કથાઓ, આખ્યાનો] |
| ઉપનિષદ કથામંગલ . . . | ,, |

### અનુવાદ ગ્રંથો

| | |
|---|---|
| સ્વામી . . . . . . . | [શરદબાબુ] |
| કાશીનાથ } ભોગીલાલ ગાંધીના | |
| સાવકી મા } સહકારમાં | ,, |
| વિપ્રદાસ . . . . . . . | ,, |
| અનુરાધા [બડી દિદિ, નારીનું મૂલ્ય વગેરે] | ,, |
| નવીના [શેષ પ્રશ્ન] . . . . . . | ,, |
| શ્રીકાન્ત ભા. ૧–૨–૩ . . . . | ,, |
| શુભદા . . . . . . | ,, |
| ચાંદમુખ . . . . . . | ,, |
| શરદવંદના . . . . . | [શરદવાણી] |
| વિવાહિતા . . . . . . | |
| નગરલક્ષ્મી . . . . | [રવીન્દ્રનાથ ટાગોર] |
| પ્રભાતકિરણો . . . . | પ્રભાતકુમાર મુખોપાધ્યાય |
| સૂડી વચ્ચે સોપારી . . . | ,, |
| લાલ પડછાયા . . . . | [ચીન જપાની વાર્તા] |

# અનુક્રમ

# કુસુમ

એ છે પતિતા.

જીવનની ક્ષણિક ભૂલથાપને લીધે નહિ,—વિધાતાના વિધાનને લીધે તે પતિતા છે.

પંકની અંદર પંકજ જન્મે તેમ કુસુમનો જન્મ થયો હતો.

*

ઘેરે ઘેરે સાંજનો દીવો પ્રકટે તે પહેલાં જ, રસ્તા પર પડતી ચોપાડમાં કુસુમ તેના રૂપનો દીવો ચેતાવીને બેસી રહેતી. તેના પ્રાણ તે વખતે થરથર કંપતા, મુખ હસતું.

રસ્તા પર જતા આવતા લોકોએ જાણે 'ઉર્ધ્વમુખ'નું વ્રત લીધું છે,—સૌની આંખો એની ઉપર છે! એ નિષ્ઠુર, ઘૃણિત, ભૂખી દૃષ્ટિમાં કુસુમને જગતની નારી જાતિ તરફ શાંત ધિક્કાર ફૂટી નીકળતો દેખાતો.

રસ્તામાં ગાડીઓ દોડી જાય છે. કોઈ કોઈ ગાડીના પડદા પાડેલા છે. પરંતુ કુસુમ જોતી કે પડદાની ફાટમાંથી કુલવધુઓની કુતૂહલભરી દૃષ્ટિ બહારના મુક્ત પ્રકાશ તરફ ઠરી રહી છે. એ દૃષ્ટિ કુસુમની ઉપર પડતાં જ તે ચમકી પડતી. જાણે એ પવિત્ર નયનોની નિર્મળ દૃષ્ટિ વીજળીની પેઠે એના સમસ્ત દેહ તથા મનને દઝાડી જતી હોય એવું એને લાગતું. દિલથી ખુબ દુઃખી થઇ કુસુમ ચોપાડના કઠેરા પર માથું રાખી બેસી રહેતી. દેહની અંદરથી તેનો નારીપ્રાણ રડી રડીને કહેતો: "આ રૂપનો દીવો હોલવી નાખ,—રે, હાડચામનું બંધન તોડી નાંખ!"

## ૨

કુસુમ તે દિવસે પરસાળમાંથી ઉત્કંઠિત થઈને જોઈ રહી હતી એવામાં ટ્રામગાડીમાંથી ઉતરવા જતાં એક ગૃહસ્થ પગ ખસી જતાં રસ્તા ઉપર પડી ગયો. આખી ગાડીમાં બધાં માણસો ચીસ પાડી ઊઠ્યાં,—પરંતુ ડ્રાઈવરે ગાડી રોક્યા વગર વધારે ઝડપથી ચલાવી દીધી.

રસ્તા પર માથું પછડાવાથી વૃદ્ધ બેભાન બની ગયો હતો. એની આસપાસ ધીમેધીમે લોકો ભેગા થવા લાગ્યા.

કોઈ બોલ્યું: "ઓ! માથામાંથી લોહી નીકળે છે!"

બીજો બોલ્યો: 'મરી તો નથી ગયો?'

વળી બીજો બોલ્યો: 'ઊંહું '

વળી કોઈ બોલ્યું: 'મરી નથી ગયો, પરંતુ મરતાં કેટલી વાર! ચાલો, હમણાં પોલિસ બોલિસ આવી ચડશે, તો સાક્ષી બનાવી થાણામાં ઘસડી જશે.'

કઠેરા ઉપર ઝૂકી પડી કુસુમ દુઃખી નયને જોઈ રહી. બધા ભેગા થઈને બૂમાબૂમ જ કરે છે, કોઈ પડેલાની સારવાર કરવાનું કરતું નથી!

કુસુમ હવે રહી શકી નહિ, એકદમ નીચે ઉતરી આવી.

ભીડમાંથી રસ્તો કરી તે અંદર ગઈ.

બેભાન ડોસાની સામે જોઈ તે બોલી: 'તમે આમને દયા કરી મારા ઘરમાં લેવડાવશો?'

બે ચાર માણસ દોડી આવ્યા.

ભીડમાંથી કોઈ ફરી ફરી હસીને બોલ્યું: 'ડોસો આનો કોણ સગો હશે!'

બીજો બોલ્યો: 'હેંઅ! એટલું સમજાતું નથી, મૂર્ખ!'—તેણે એક અર્થપૂર્ણ ઇશારો કર્યો.

ઘણાઓ હો હો કરી હસી પડ્યા.

કુસુમે એ કશાની પરવા કરી નહિ. આંખ નીચી ઢાળી તે ભોંય પર તાકી રહી.

ચાર માણસોએ વૃદ્ધને ઊંચકી લીધો. હજી એ બેભાન હતો; માથામાંથી લોહી નીકળતું હતું. માથું એક તરફ ઢળી ગયેલું હતું, હાથ પરવશ બની બે તરફ ઝૂલતા હતા. કુસુમે ધીરે રહીને તેના બંને હાથ તેની છાતી પર ગોઠવી દીધા.

પાછળથી કોઇ અસભ્ય મોટેથી બોલી ઊઠયો: 'સેવા કરનારી આવી મનગમતી મળતી હોય તો ભાઈ, હું દહાડામાં દોઢસો વખત ગાડીમાંથી પડી જવા તૈયાર છું!'

૩

ડોસો હજી બેભાન છે.

કુસુમ જાણે કે ભૂખ તરસ ભૂલી એની સેવા શુશ્રુષામાં લાગી ગઈ છે.

તેણે પોતાની સાડી ફાડી એના ઘા ઉપર પાટો બાંધ્યો છે; ત્યારની એની પથારી પાસે બેસી પંખો નાખી રહી છે.

પડોશમાં કોઈ દાકતર રહેતો હતો. કુસુમે તેને બોલાવ્યો હતો.

સવારની સાંજ થઈ, પણ ડોસાએ આંખ ઉઘાડી નહિ. કુસુમ ચિંતામાં પડી.

સાંજ સમે વૃદ્ધના શરીર પર હાથ મૂકી જોતાં જણાયું—એને સખત તાવ ચઢયો હતો.

બીને કુસુમે તરત જ કોઈ જાણીતા દાકતરને બોલાવી લાવવા માણસ મોકલ્યો.

દાક્તર આવ્યો. જુવાન હતો—હમણાં જ વિલાયતથી આવ્યો હતો.

તપાસ પછી દાક્તરે કહ્યું: 'જોખમ છે.'

કુસુમ ગભરાઈને બોલી: 'શું થશે?'

'સારી સંભાળ લેવાય, તો ખાસ બીવા જેવું નથી.'

વૃદ્ધના માથા પર પાટો બાંધી પ્રિસ્ક્રિપ્શન લખી આપી દાકતર ઊઠી ઊભો થયો.

કુસુમે દાક્તરના હાથમાં વિઝિટના રૂપિયા મૂકી દીધા. મૂઠીમાં આંગળી વડે રૂપિયા કેટલા છે તે સમજી લઈ દાકતરે કુસુમની સામે જોઇ કહ્યું: 'આ તમારા કોણ સગા છે?'

શો જવાબ દેવો તેનો કુસુમ વિચાર કરતી હતી, પરંતુ તે કંઈ બોલે તે પહેલાં તો દાકતર બોલી ઊઠયોઃ 'એ તમારા—'

દાક્તરનું કહેવું આગળથી જ સમજી જઈ કુસુમે તેને બોલતો અટકાવી વચમાં જ માથું જોરથી હલાવી બોલી ઊઠીઃ 'ના, ના, ના!'

'તો?'

કુસુમે બે ચાર શબ્દોમાં બધું સમજાવી દીધું.

દાકતરે થોડી વાર કંઈ વિચાર કર્યો. પછી બોલ્યોઃ 'જુઓ, તમે એક કામ કરો. એમને કાલ સવારે જ દવાખાનામાં મોકલી આપો. ત્યાં સારાં દવાદારૂ પણ થશે, અને ઓચિંતું કંઈ થશે તો તમારે માથે પણ કંઈ જોખમ નહિ રહે.'

બારણા પાસે ઊભી ઊભી એક પ્રૌઢા રમણી દાક્તરનું બોલવું એક ચિત્તે સાંભળી રહી હતી. હવે તેણે અંદર આવી કહ્યું: 'હું પણ એવું જ કહું છું, દાક્તર સાહેબ! જુઓને, કયાંની પીડા કોને માથે આવી પડી છે! એ છોડીની મતિ બગડી ગઈ છે, મારી વાત પર કંઈ ધ્યાન જ આપતી નથી. આપ જેવાઓની દયાથી જેમ તેમ બે પૈસા કમાઇએ છીએ, તે આ જેને તેને, માંદાને, દાક્તરને, દવાહવા કરી ખલાસ કરી નાખે છે. એ કેમ પોસાય?—આ શું સારૂં દેખાય છે? તો હવે તું...'

કંઈ પણ જવાબની આશા રાખ્યા વગર તે પોતાના મનથી તડ તડ બોલ્યે જતી હતી, પરંતુ કુસુમ અધીરી બની બોલી ઊઠીઃ 'મા, તું બસ કર, હવે!'

'બસ કરૂં? કંઈ કારણ? હું બોલવાની—'

'હવે જો બોલી છે તો, આ ઘડો લઈ—' કહી કુસુમે પાણીનો ઘડો દેખાડયો.

કુસુમની મા બીને ત્યાંથી નીચે ઊતરી ગઈ, અને નીચે રહીને અકથ્ય શબ્દોમાં છોકરીને ગાળો સંભળાવવા લાગી.

એ તરફ ધ્યાન આપ્યા વગર કુસુમે દાકતરને કહ્યું: 'તેઓ ભાનમાં ક્યારે આવશે?'

દાક્તર અત્યાર સુધી મૂંગો રહી કેવીયે નજરે કુસુમને જોઈ રહ્યો હતો. તેનો પ્રશ્ન સાંભળી તે બોલ્યો: 'આજે રાતે જ ભાનમાં આવશે. તો પણ, કંઈ કહેવાય નહિ.'

પછી હાથ લાંબો કરી તેણે પથારી પરથી હૅટ ઉપાડી લઈ કહ્યું: 'તો, હું જાઉં છું.'

'પધારજો.' કુસુમે દાક્તરને નમસ્કાર કર્યા.

જતાં જતાં એકદમ થંભી જઈ દાક્તરે કહ્યું: 'જુઓ, તમારા વિઝિટના રૂપિયા પાછા લો.'

કુસુમે નવાઇ પામી પૂછ્યું: 'કેમ ?'

દાક્તરે સ્નિગ્ધ નેત્રે કુસુમની વિસ્મયભરી આંખ સામે જોઈ કહ્યું: 'નહિ.'

કુસુમે ખુબ સંદેહ અને ચીડથી કહ્યું: 'કેમ નહિ લો, કહો તો ખરા!'

કુસુમના મનનો ભાવ સમજી દાક્તર હોઠ દાબી ધીમું હસ્યો. પછી હાથમાંના રૂપિયા ખણિંગ ખણિંગ કરતા પથારી ઉપર ફેંકી દઇ, ધબ ધબ કરતો નીચે ઊતરી ગયો.

કુસુમ થોડી વાર નીચું જોઈ ઊભી રહી. પછી મનમાં અસ્પષ્ટ દર્દમય સ્વરે બોલી: 'એવું બળ્યું કપાળ લઇને ધરતી પર આવી છુ કે સાધુનેય સંદેહ થાય!'

૪

મોડી રાતે વૃદ્ધને ભાન આવ્યું.

પડખું ફરી ધીમે ધીમે તેણે કહ્યું: 'છાતી બળી જાય છે.—પાણી!'

પંખો નાંખતાં નાંખતાં કુસુમને એક ઝેકું આવી ગયું હતું. અવાજ સાંભળી તે જાગી ઊઠી. ઝટપટ કૂજામાંથી એક કાચના પ્યાલામાં પાણી કાઢી તેણે વૃદ્ધને પીવડાવ્યું.

પાણી પી વૃધ્ધે આરામ લીધો. કુસુમ એના તપેલા કપાળ ઉપર ઠંડા હાથ પ્રેમથી ફેરવવા લાગી.

'ઓહ! છાતી બળી જાય છે, છાતી બળી જાય છે!'

કુસુમે તરત વૃદ્ધની છાતી પર હાથ ફેરવવા માંડયો. તેણે હાશ કરી આંખો મીંચી.

થોડી વાર પછી વળી તેને તરસ લાગી. કુસુમે ફરી પાણી પાયું.

વૃદ્ધ થોડી વાર તેની સામે જોઈ રહ્યો, પછી મૂઢ જેમ બોલી ઊઠયોઃ 'કોણ? સુધા?'

મોં છુપાવી કુસુમ બોલીઃ 'ના, ના! હું સુધા ક્યાંથી અભાગણી!'

વૃદ્ધ આંખો મીંચી મનમાં ને મનમાં બોલ્યોઃ 'અડધી રાત થઈ તોયે જાગે છે બેટા!'

બેટા! કેવો મીઠો શબ્દ! મધુર સ્વર! કુસુમનું આખું હૃદય ભરાઈ ગયું. ખાટલા પર માથું ટેકવી તે એકચિત્તે તે સ્વર પોતાના મનમાં ફરી ફરી ઘૂંટવા લાગી.

તેને લાગ્યું, જાણે તે આ દુઃખી વૃદ્ધની જ છોકરી છે! પિતા વિષે તો કુસુમે કદીયે કંઈ સાંભળ્યું નહોતું, આજે જાણે એક અજાણ્યા આનંદનો આભાસ તેના પ્રાણમાં જાગી ઊઠયો.

એકાએક બહારથી કોઈએ બારણું ખખડાવ્યું.

કોઈએ બૂમ મારીઃ 'કુસુમ!'

કુસુમે સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. હજી તેને 'બેટા!' સ્વર સંભળાઈ રહ્યો હતો!

'કુસુમ!—એ મારી કુસુમકળી!'

કુસુમ કંઈ બોલી નહિ.

'કુસુમ! સાંભળતી નથી?'—તરત જ આવનારે જાડા સૂરથી ગાયન શરૂ કરી દીધુંઃ એ તે ગાયન કે બરાડો!

આ વખતે કુસુમને ખુબ બીક લાગી—વખતે વૃદ્ધ સાંભળી જાય!

વળી અવાજ—'એ કુસુમ—એ—' પરંતુ એ બોલી રહે તે પહેલાં બારણું ઉઘડી ગયું, અને વીજળીની પેઠે બહાર મોં કાઢી, ધીમા પણ તીખા અવાજે કુસુમે કહ્યું: 'ફરી જો કુસુમ કુસુમ બોલ્યો છે તો માથા પર ધોકો પછાડીશ—નીકળ અહીંથી.'

બારણું જેમ એકદમ ઉઘડયું હતું, તેમ પાછું એકદમ બંધ થઈ ગયું.

૫

બીજા દીવસની સાંજ.

કુસુમ બારી આગળ એકલી બેઠી હતી.

સવારે વૃદ્ધનો તાવ એકદમ વધી જવાથી બીને કુસુમે અનીચ્છા છતાં એને દવાખાનામાં મોકલી દીધો હતો. બીજો ઉપાય શો?

પોતાના જીવનની મલીનતા તેને હમેશાં ગભરાવી મૂકતી. આ મલીનતામાં પણ તેણે એક શુભ કામ કર્યું છે એટલો વિચાર આવતાં તેનું મન સંતોષ અને હર્ષથી ભરાઈ આવતું.

અને, એ વૃદ્ધ માટે તેને કેવીયે રીતે કંઈક ભાવ પણ જન્મ્યો હતો. એનું એ દુ:ખી મોં હજીયે એના મનમાં ડોકિયું કરી જતું હતું.

દિવસમાં ચાર પાંચ વખત તો નોકરને મોકલી કુસુમ વૃદ્ધના ખબર મંગાવતી હતી. તેને ખબર પડી હતી કે વૃદ્ધના ઘરનાં માણસો સમાચાર મળવાથી દવાખાનામાં આવી પહોંચ્યાં હતાં.

ત્રણ ચાર દિવસ પછી સાંભળ્યું કે વૃદ્ધને તાવ ઉતરી ગયો છે અને આવતી કાલે તેઓ પોતાને ઘેર જવાના છે.

એક નિરાંતનો નિ:શ્વાસ નાખી કુસુમે ભગવાનને ધન્યવાદ આપ્યા. પછી વૃદ્ધને મળવા જવાનું તેણે નક્કી કર્યું.

૬

દવાખાનાના દરવાજે આવી કુસુમ ગાડીમાંથી ઊતરી. ફૂલબુટ્ટાવાળી રેશમી સાડીનો છેડો માથે ખેંચી તે નોકરની સાથે ચાલી. નોકરે તેને રોગીનો ઓરડો બતાવ્યો. ધીમે ધીમે બારણું ધકેલી કુસુમ અંદર દાખલ થઈ.

ઓશીકાને અઢેલીને વૃદ્ધ બેઠા હતા. પાસે એક યુવક અને એક પ્રૌઢા રમણી હતી. વૃદ્ધ કંઈક વાત કરતો હતો, એકાએક કુસુમને જોઈ બોલતાં બોલતાં થંભી ગયો.

કુસુમે સંકોચપૂર્વક આગળ આવી વૃદ્ધના પગમાં માથું અડકાડી ભક્તિમતી કન્યાની પેઠે પ્રણામ કર્યા.

કુસુમ સામું જોઈ વૃદ્ધે વિસ્મય પામી કહ્યું: 'કોણ તું?'

કુસુમ મૃદુ સ્વરે બોલી: 'મને ન ઓળખી બાપુ!'

ધારીને કુસુમના મોં સામે જોઈ વૃદ્ધ બોલ્યા: 'હં, ઓળખી, ઓળખી. બેભાન હતો ત્યારે તને ક્યાંક દેખી લાગે છે—ખરૂં કે નહિ?'

કુસુમે માથું હલાવી જણાવ્યું, 'હા.'

'બેસ—બેસ—યાદ આવ્યું. તું મારા પગે હાથ ફેરવતી હતી, મને તેં પાણી પીવડાવ્યું હતું, નહિ?'

'ટ્રામમાંથી પડી ગયા પછી આપને હું મારે ઘેર લઈ ગઈ હતી. તમે મારે ત્યાં એક આખો દિવસ રહ્યા હતા. પછી આપનો તાવ વધી જવાથી મને બીક લાગતાં મેં આપને અહીં મોકલાવ્યા હતા. આપ સાજા થયા છો જાણી મળવા આવી છું."

વૃદ્ધ નીચું મોં કરી કંઈક વિચાર કરવા લાગ્યા. પછી, કુસુમને પગથી તે માથા સુધી ચંચળ દૃષ્ટિએ જોઈ લઇ ઉદાસ ભાવે બોલ્યા: 'તારે ઘેર તારે હાથે મેં પાણી પીધું છે,—શું કહે છે, હેં!'

વૃદ્ધનો ભાવ જોઈ કુસુમ એકદમ જડ બની ગઈ.

તીવ્ર સ્વરે વૃદ્ધ બોલ્યા: 'હા, હા—હવે યાદ આવ્યું. તેં મને દૂધ અને સાબુચોખા પણ ખાવા આપ્યા હતા.'

જરા રહી એકદમ પથારીમાં ટટ્ટાર થઇ બેઠા અને ઉગ્ર અવાજે ફરી બોલી ઊઠ્યા: 'ગુણકા છે તું,—ખબર છે, હું બ્રાહ્મણ છું!'

કુસુમે માથું નીચું ઘાલ્યું.

'મને વટલાવ્યો! એ કરતાં હું મરી કેમ ન ગયો, હું મરી કેમ ન ગયો!—પાપણી, વળી શું કરવા અહીં આવી છે તું?'

કુસુમ કંઈ બોલી શકી નહિ. સ્થિર અને મૂઢ બની તે ઊભી રહી.

વૃદ્ધ કર્કશસ્વરે બોલ્યા: 'બોલ, બોલ, શું જોઇએ છે તારે? બક્ષિસ?'

બક્ષિસ!—કુસુમને જાણે કોઈએ આંચકો માર્યો: ગર્વિષ્ઠ ભાવે એકદમ માથું ઊંચું કરી દૃઢ સ્વરે તે બોલી: 'હા.'

ઓશીકા હેઠળથી એક દશ રૂપિયાની નોટ કાઢી વૃધ્ધે તુચ્છકારથી કુસુમની સામે ફેંકી. નોટ કુસુમનાં શરીરને લાગી નીચે પડી ગઈ.

કુસુમે નીચાં નમી નોટ લઈ લીધી. પછી કોઇ તરફ જોયા વગર નીચે મોઢે દૃઢ પગલે ઓરડામાંથી નીકળી ગઈ.

કુસુમ રસ્તામાં આવી ઊભી.

એક લંગડો ભિખારી હાથ લાંબો કરી બોલ્યો: 'માઈ, કંઈ દાન કરો, મા.'

કુસુમે એકદમ નોટ ભિખારીના હાથમાં મૂકી દીધી.

ભિખારી પહેલાં તો ચમક્યો, પણ પછી કુસુમના પગમાં પડી ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: 'જય થાઓ, મા, જય થાઓ!'

પરંતુ જયધ્વનિ કુસુમના કાનમાં પહોંચ્યો નહિ. બહેરી થઈ તેણે મધ્યાહ્નના તાપથી તપેલા નીલવર્ણા અનંત આકાશ તરફ નજર નાખી—તેની આંસુથી અંધ બનેલી આંખે આજે ચરાચર સઘળું ઘોર અંધકાર—અંધકાર!

# બાતાસી

બાતાસી હોડીવાળાની દીકરી હતી. બાપ નથી, મા નથી, ભાઈ નથી—છે એક માત્ર બુઢ્ઢી દાદી. સૌ મરી ગયાં. જે પછી મરવાનાં હતાં તે પહેલાં જતાં રહ્યાં. હવે ઘરડે ઘડપણ દાદીને એક માત્ર અવલંબન રહી બાતાસી.

બાતાસી નામનો જરા ઇતિહાસ છે. બાતાસીનાં માબાપને મોટી વય સુધી કંઈ સંતાન નહોતું. કેટલાં દેવદેવીઓની બાધા રાખી, પરંતુ દેવોએ બકરો, પાડો, ષોડશ પૂજા વગેરે લોભ ખાળી રાખ્યો હશે—માછીમારની સંતાનપ્રાપ્તિની આશા સફળ થઈ નહિ.

છેવટે એક દિવસ તેની સ્ત્રીએ ગંગા માતાને એક મણ પતાસાં ચડાવવાની બાધા રાખી. ગંગા માતાને તે વખતે પતાસાં ખાવાનું મન થયું હશે; એટલે પતાસાંના લોભમાં તે ભોળવાઈ ગયાં. માછીમારના ઘરમાં દીકરી અવતરી. છોકરીની છઠ્ઠી પૂજાને દિવસે એક મણ પતાસાં ગંગા દેવીને ધરાવી મહોલ્લાનાં સૌએ તેમાં યથાયોગ્ય ભાગ પડાવ્યો.

ગોર મહાશય બોલ્યાઃ 'પતાસાં (બાતાસા)થી છોકરી મળી છે એટલે એનું નામ બાતાસી પાડો.'

ગોરની આજ્ઞાથી છોકરીનું નામ પડ્યું બાતાસી.

આતાસીની ઉંમર જ્યારે તેર વરસની થઈ ત્યારે તેના પિતાએ વિચાર કર્યો કે હવે તેનાં લગ્ન કરવાં જોઇએ. માછીમારની છોકરી જરા મોટી ઉંમર સુધી કુંવારી રહે તો પણ સમાજમાં ખરાબ કહેવાતું નથી.

રામમોહનની એ એકની એક પુત્રી હતી. જેટલા દિવસ ઘેર રાખી શકાય તેટલા દિવસ છો રહેતી. આમ સમજી માબાપે લગ્નનો ખાસ કંઈ પ્રયત્ન કર્યો નહિ. વળી તેમણે મનથી વરની પસંદગી કરી રાખી હતી. હરિ હાલદારનો છોકરો સ્વરૂપ સરસ છોકરો હતો. હરિ હાલદાર ગામની પાસે ઇચ્છામતી નદી પર હોડી ચલાવતો હતો; બે પૈસા કમાતો હતો. આ હોડી ચલાવવાનો ધંધો એક રીતે તેણે પોતાના બાપનો કરી લીધો હતો. પાર-ઉતારને વખતે ગામનું બીજું કોઈ નીકળતું નહિ, હરિએ જ જાણે ઘાટનો ઇજારો લીધો હતો.

આતાસીનાં માબાપની ઇચ્છા સ્વરૂપની સાથે જ પુત્રીના વિવાહ કરવાની હતી. આટલા દિવસ વાત કહું કહું કરીને કહેવાઈ નહોતી.

હવે છોકરી તેર વરસની થઈ; એટલે વધારે રાહ જોવી ન પાલવે. રામમોહને વાત ઉપાડી; હરિએ ખુશી થઈ કબૂલ કર્યું. છોકરી સુંદર હતી, સ્વરૂપની સાથે બાળવયમાં એણે ખૂબ તોફાનમસ્તી કર્યાં હતાં, હોડીમાં ફર્યાં હતાં, બે ય જણને ખૂબ સ્નેહ હતો.

પરંતુ લગ્ન તરત લેવાયાં નહિ; સ્વરૂપ તે વખતે વીસ વરસનો હતો; એકી ઉંમરે છોકરાને પરણાવવાની સ્વરૂપની માએ ના પાડી.

રામમોહન બોલ્યોઃ 'તો કંઈ નહિ, એટલી ઉતાવળે શું છે? વરસ પછી જ લગન થશે.'

વરસ પૂરું થતાં ન થતાંમાં સ્વરૂપની મા મરી ગઈ. ગામના દશ મુરબ્બીઓ બોલ્યાઃ 'એક વરસ મરણશોકઃ' એ પહેલાં લગન કરવાની શાસ્ત્રમાં ના પાડી છે.'

રામમોહન બોલ્યાઃ 'ભલે.'

આમ બે વરસ વીતી ગયાં.

બાતાસીની ઉંમર હવે પંદર વરસની છે. લગનની તૈયારીઓ ચાલવ લાગી. હરિ હાલદારનો જ વધારે તો આગ્રહ હતો; એના ઘરમાં કામ કરનારૂં કોઈ બૈરૂં નહોતું. પરંતુ એનો આગ્રહ હોય એથી શું થઇ ગયું? ખુદ સૃષ્ટિકર્તા બ્રહ્મા મોં ચડાવી બેઠા. એ જ ગામમાં કોલેરા લઈ આવ્યા. ગામમાં હાહાકાર થઈ ગયો; કોલેરા દેવીએ માછી મહોલ્લામાં જ પ્રવેશ કર્યો—નદીની પાસે ખરો ને!

આજે આ ઘરમાંથી રસિકદાસ ગયા, તો કાલે ફટિકનો છોકરો ગયો, બીજે દિવસે હરિ હાલદાર પર હુમલો થયો. ચોવીસ કલાકમાં જ એ મરી ગયો. રામમોહને ભાવિ વેવાઇનો જીવ બચાવવા રાતદિવસ સેવા કરી હતી; કાગળિયાનું બી લઇને એ ઘેર ગયો. ઘેર જઇને જોયું તો એની સ્ત્રી એની યે આગળ જવાની તૈયારી કરી રહી છે. એક જ દિવસે, એક જ વખતે પતિપત્ની બેય ચાલ્યાં ગયાં.

દેવી રામમોહનની ઘરડી માને કશું બોલ્યાં નહિ, બાતાસીને પણ કશું બોલ્યાં નહિ. પછી નાનકડા હરિપુર ગામના ૧૩૯ માણુસોનો હિસાબ ચૂકતે કરી દેવી બીજે ગામ પધાર્યાં. બાતાસીનું લગ્ન અટકી પડ્યું—કોને કોણ પરણાવે?

બે ત્રણ મહિના વીતી ગયા. રામમોહને છોકરીનાં લગ્ન માટે ત્રણસો રૂપિયા ભેગા કર્યા હતા; એમાંથી બાતાસી અને તેની દાદીના દિવસો વીતવા લાગ્યા.

એવામાં એક દિવસ ગોર મહાશયે રામમોહનને ઘેર ચરણરજ પાડી. આડીઅવળી વાતો કરીને તેમણે કહી દીધું: 'મોહન તો ગયો, હવે મારે જ તમારૂં હિતઅહિત જોવાનું રહ્યું. ને, હવે છોકરીને ગમે તેમ કરી પરણાવી દીધા વગર છૂટકો નથી, કેમ?'

ડોશી બોલી: 'હાસ્તો; હવે અમારૂં કોણ છે! જે છે તે બધું તમે જ. કરવું ઘટે તે કરો.'

ગોર મહાશય બોલ્યા: 'હું સ્વરૂપનેય કહું છું, ને ગામના દશ મુરબ્બીઓને પણ કહું છું; શુભકર્મ એક મહિનામાં જ પૂરૂં થઈ જાય એવું કરીશ. એની તમે ચિંતા ન કરશો.'

આમ કહી ગોર વિદાય થયા.

બાતાસી ઘરમાં બેઠી હતી, તેણે બધી વાત સાંભળી હતી. ગોરના ગયા પછી બાતાસીએ એની દાદીમાને કહ્યું: 'મા', મેં બધું સાંભળ્યું છે. તમે ગમે તે કહો, ગમે તે કરો, પણ હું લગન કરવાની નથી. બાપા ગયા, બા ગઈ, હવે લગન શું?'

ડોશી પૌત્રીની વાત સાંભળી આભી જ બની ગઈ. જરા વાર ચૂપ રહી ડોશી બોલી: 'તું આ શું બોલે છે બાતાસી? લગન નહિ કરે? એ શું? આવા બોલ જીભે આણીશ મા. લોકો શું કહેશે?'

બાતાસી ગુસ્સે થઈ બોલી: 'લોકો ગમે તે બોલે. મારે દશ બાર ભાઈબેન તો નથી કે લોકોની બીક રાખું. હું કદાપિ લગન કરવાની નથી.'

ડોશી ગુસ્સો કરી બોલી: 'અભાગણી, લગન નહિ કરે તો ખાઈશ શું? તારા બાપા કંઈ જમીનદારી નથી મૂકી ગયા. અને બેઠાં બેઠાં ખાય તો રાજાનો ભંડાર પણ ખૂટી જાય. છેવટે કલંક માથે કરવું ધાર્યું શું?'

બાતાસી બોલી: 'છટ, રામમોહન માછીની છોકરીનું કલંક ફેલાવે, તેની સામે કુનજરે જુએ એવું માણસ આ સાત ગામમાં હું તો કોઈ જોતી નથી. ખાઈશ શું એમ કહે છે? માછીની છોકરી—ખાઈશ શું? તું ઘરડી થઈ છે, ઘરમાં બેસી રહેજે, હું ગામેગામ માછલાં વેચી તને ખવડાવીશ. એમાં શું બીવાનું?'

ડોશી મૂળ વાત હવે દબાવી શકી નહિ. તે બોલી: "બેટા, બીવાનું તો બધુંયે, તારી આ ફૂટતી જુવાની, એમાં આ રૂપ! બધું બીવાનું જ તો, બધું બીવાનું. આવડી મોટી છોકરી શું કુંવારી રહે—ના, કોઈ રહે છે?"

બાતાસી બોલી: 'તું તને ફાવે તેમ બોલ, મા! હું આ જનમે તો લગન નથી કરવાની!'

ડોશી બોલી: 'કેમ સ્વરૂપ નથી ગમતો? તો એને જવા દે. બીજો જોઇ કાઢ.'

બાતાસી બોલી: 'હવે જો ફરી તેં લગનની વાત કાઢી છે તો હું જ્યાં આંખ લઇ જશે ત્યાં જતી રહીશ.'

ડોશી પછી હતાશ થઇ બોલી: 'તને તો હવે જીભાજોડીમાં મારાથી નહિ પહોંચાય. જવા દે તારા વરની પાસે.'

ડોશી ખરેખર સ્વરૂપને ઘેર ગઈ; એને બધી વાત માંડીને કહી. સ્વરૂપ થોડી વાર વિચાર કરી બોલ્યો: 'માજી, તમે ઘેર જાઓ. હું બાતાસીને ખુશ કરીશ.'

સ્વરૂપે ઘણું કર્યું, ઘણું સમજાવ્યું, પણ બાતાસીની એકની એક વાત.—'હું નથી પરણવાની. તને પણ નહિ—બીજા કોઇને પણ નહિ.'

એક દિવસ સ્વરૂપે બાતાસીને કહ્યું: 'જો બાતાસી, તારી જ આશાએ હું આટલા દિવસ બેસી રહ્યો છું. દુનિયામાં મારૂં કોઇ નથી. તું શું એમ ધારે છે કે તું મને નથી ગમતી? તું શું એમ માને છે કે તને પ્રેમથી નહિ રાખું? બાતાસી, હું રાતદહાડો તારો જ વિચાર કર્યા કરૂં છું. વા વંટોળમાં રાતે જ્યારે નદીએ લોકોને પાર ઉતારવા જાઉં છું ત્યારે તારા મુખનું સ્મરણ કરવાથી જ મને બળ મળે છે. જ્યારે ખાલી ઘરમાં અંધારી રાતે એકલો રાંધવા કરવા બેસું છું ત્યારે તું જ યાદ આવ્યા કરે છે. કેટલીયે વખત તારા સ્મરણમાં ને સ્મરણમાં રાત પડી જાય છે,—રાંધવાનું પડ્યું રહે છે,—ખાધા વગર જ પડી રહું છું. પછી સવારે જ્યારે તને જોઉં છું ત્યારે યાદ પણ નથી આવતું કે રાતે ખાધું નથી. બાતાસી—'

સ્વરૂપ આગળ કંઈ બોલી શક્યો નહિ. એની આંખો આંસુથી ભીની થઈ ગઈ.

સ્વરૂપનું બોલવું સાંભળી બાતાસીનું મન પીગળ્યું કે નહિ તે કહી શકતો નથી. પરંતુ આજે તેણે સ્વરૂપની સાથે ઘણી વાતો કરી. આમ તો સ્વરૂપના બોલવા પર તે ધ્યાન જ આપતી નહિ.

આજે તેણે સ્વરૂપને કહ્યું: 'તને સીધી વાત કહું. જો, તારે કોઈ નથી, મારે દાદીમા છે. હું તને પરણું, પછી દાદીમા ક્યાં જાય? તું કહીશ કે મારે ઘેર આવીને રહેશે. પણ એ નહિ બને. રામમોહન માછીની મા મૂઠી ભાત ખાતર પોતરી જમાઈને ઘેર જઈને રહે? મારાથી એ કોઈ રીતે નહિ ખમાય. હું જાતે ધંધો કરી મારી દાદીમાને ખવડાવીશ; એને તારે ઘેર શું કરવા આવવા દઉં? અહંકાર કહે, કે ગમે તે કહે, પણ તને કહું છું કે હું બોલી છું તેવું કરવાની છું. વખતે તું કહેશે કે હું જ તારે ઘેર આવીને રહીશ તને હું ચાહું છું કે નથી ચાહતી, પણ તારે ઘરજમાઈ શા સારૂ થવું પડે? જે પોતાના બાપાનું ઘર છોડી પરણવાના મોહે ઘરજમાઈ થવા તૈયાર થાય તેને હું નહિ પરણું. તું હવે મને કશું કહીશ નહિ. આજ પછી જો તું લગનની વાત કાઢીશ તો હું તારી સાથે બોલીશ નહિ.'

સ્વરૂપ મૂંગો બની બાતાસીનું બોલવું સાંભળી રહ્યો; એનું બોલવું પૂરૂં થતાં સ્વરૂપ કંઈક બોલવા જતો હતો. પરંતુ બાતાસી એકદમ અંદર જતી રહી. સ્વરૂપ શી ખબર શું વિચાર કરતો કરતો હોડીમાં જઈ બેઠો.

બાતાસી હવે માછલાં વેચતી ફરે છે. નદીને કાંઠે કાંઠે ફરી માછી-ઓની પાસેથી માછલાં વેચાતાં લાવી સામે પારની બજારમાં જાય છે. ત્યાં માછલાં વેચી ફરી નદી ઓળંગી ઘેર આવે છે. શરૂઆતમાં થોડા દિવસ તે સ્વરૂપની હોડીમાં સામે પાર જતી. સ્વરૂપ પણ લાગ મળતાં બાતાસીને કંઈ કંઈ કહેતો; બાતાસી એકે વાતનો જવાબ દેતી નહિ.

એક મહિના પછી એક દિવસ બાતાસી મહિનો પાર ઉતાર્યાનું ભાડું ચાર આના સ્વરૂપને આપવા ગઈ. સ્વરૂપે પૈસા લઈ નદીના પાણીમાં ફેંકી દીધા. પછી બોલ્યો: 'બાતાસી, તું માણસ છે? શું સમજીને તું મને ભાડાના પૈસા આપવાનું કરે છે!'

બાતાસીએ આ શબ્દોનો કશો જવાબ દીધો નહિ; ગુપચુપ ઘેર જતી રહી. તે દિવસથી તેણે સ્વરૂપના ઘાટે જવાનું બંધ કર્યું. એક કોશ દૂર ચરમાં બીજી એક હોડી હતી, બાતાસીએ એ હોડીમાં પાર ઉતરવા માંડયું. એને જતાં આવતાં બે કોશ રસ્તો ચાલવું પડતું, પરંતુ તેણે એની પરવા ન કરી.

આ તરફ સ્વરૂપની હોડીમાં રોજ કેટલાંયે માણસો પાર ઉતરતાં. દૂરથી જ્યારે માણસો આવતાં, ત્યારે સ્વરૂપ ધારતો કે એ ટોળામાં બાતાસી ચોક્કસ છે, છે જ. લોકો ઘાટ પર આવતા; બાતાસી એમાં નથી, સ્વરૂપ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી હોડી છોડી દેતો. કેટલીય વખતે તે હોડીમાં એકલો બેસી રહેતો, એની છાતી ફાડી રૂદન વહેવા માંડતું. બાતાસીને પાર ઉતારવા માટે તે કેટલી ધીરજથી રાહ જોતો નજર માંડી બેસી રહેતો!

દિન પર દિન ગયા. બાતાસી હવે પાર ઉતરવા આવતી નથી. સાંજ સમે જયારે કોઈ મુસાફર આવતું નહિ, ત્યારે સ્વરૂપ હોડીમાં બેસી આકાશ પાતાળ એક કરતો; જરાક અવાજ જતાં કાંઠા તરફ જોઈ રહેતો. એને થતું, જરૂર બાતાસી આવે છે.

આમ કેટલાક દિવસ વીત્યા.

એક દિવસ બપોરે પવનનું ભારે તોફાન શરૂ થઈ ગયું. ત્રણ વાગ્યાથી આકાશમાં વાદળાં ઘેરાતાં હતાં. ચાર વાગતાં વાગતાંમાં તો તોફાન શરૂ થઈ ગયું; જેવું તોફાન, તેવો વરસાદ. ઇચ્છામતી નદી સુસવાટા કરવા લાગી. ચારે દિશાએ અંધકાર થઈ ગયો. આકાશમાં પ્રલયના મેઘ ગાજવા લાગ્યો.

સ્વરૂપે બેવડું દોરડું લઈ હોડીને કિનારે બાંધી દીધી. વરસાદથી તેનાં કપડાં ભીંજાઈ ગયાં. ઝટપટ જઈને ઘરમાં ભરાઈ ગયો. ભીનાં કપડાં બદલી હુકો સળગાવી સ્વરૂપ દમ લેવાની તૈયાર કરતો હતો એટલામાં બહાર કંઈક અવાજ થયો.

સ્વરૂપે કાન માંડી સાંભળ્યું. કોઈ ઘરની બાજુમાં આવી ઊભું હોય તેમ લાગ્યું. બીજી જ પળે એક અતિ કોમળ સ્વર સંભળાયો: 'સ્વરૂપ!'

પરિચિત સ્વર! આ કંઠસ્વર સાંભળવા માટે તો સ્વરૂપ આજે એક મહિનાથી કાન માંડી અધીરો થઇ રહ્યો હતો! પરંતુ આજે આ શું? આવે સમયે, આવા તોફાન વખતે, પ્રબળ વાવંટોળ અને વૃષ્ટિ માથે કરીને બાતાસી આવે શું કરવા? ના, ના, બાતાસી નથી!

સ્વરૂપે ધાર્યું, તેને ભ્રમ થયો છે. આ વંટોળ, આ તોફાનમાં બાતાસી એને ઘેર આવે? એવું કદી બને?

તો પણ સ્વરૂપ કાન માંડી રહ્યો. કેવો મોહ!

આ વખતે અવાજ વધારે સ્પષ્ટ સંભળાયો: 'સ્વરૂપ! સ્વરૂપ! ઘરમાં છે?'

હવે સંશય ન રહ્યો! જરૂર બાતાસીનો જ આ કંઠસ્વર છે! સ્વરૂપે તરત જ હુકો મૂકી દઇ બારણું ઉઘાડયું. જોયું તો બારણા આગળ બાતાસી એક ટોપલા માથા પર લઇ ઊભી હતી. એનું આખું શરીર ભીનું અને કાદવથી ખરડાયેલું હતું.

સ્વરૂપે હવે બાતાસીને બોલવાનો વખત ન આપ્યો. ઝટપટ એના માથેથી ટોપલા ઉતારી લીધા, એને એનો હાથ પકડી ઘરમાં ખેંચી ગયો. પછી તે ચૂપ થઇ ઊભો રહ્યો.

બાતાસી બોલી: 'સ્વરૂપ, મને પાર ઉતારી દઇશ? મારે હમણાં જ સામે પાર ગયા વગર ચાલે તેમ નથી.'

પાર! આવા ભયંકર તોફાન વખતે, આ વંટોળ વખતે સામે પાર! બાતાસી કહે છે શું? આ પ્રલયના તોફાનમાં સામે પાર ગયા વગર છૂટકો નથી—અને તેયે જેને તેને નહિ, બાતાસીને? બાતાસી બોલે છે શું?

સ્વરૂપે વખતે સાંભળ્યું નહિ હોય, તેથી બાતાસી ફરીથી બોલી: 'સ્વરૂપ! મને પાર ઉતારી દઇશ?'

સ્વરૂપ બોલ્યો: 'બાતાસી! તને પાર ઉતારવા માટે તો હું દિનરાત વાટ જોતો બેઠો છું. તું તો મારી હોડીમાં પાર ઉતરવા આવતી નથી, બાતાસી!'

બાતાસી કોમળ સ્વરે બોલી: 'સ્વરૂપ, મારે પાંચ વાગતા પહેલાં આ માછલાં સામે પાર મુખુજ્જે બાબુના ઘેર પહોંચાડવાનાં છે. ત્રણ રૂપિયા આનાના મળ્યા છે. મારે ગયા વગર નથી ચાલવાનું. પેલા ઘાટ પર ગઇ હતી, પણ એ લોકો આ તોફાનમાં હોડી નથી છોડવાના. તેથી મુંઝાઇને તારી પાસે આવી છું. તું મને પાર ઉતારી દે. આજના આ તોફાનમાં તારા સિવાય બીજું કોઇ નદી પાર ઉતારવાની હિંમત નહિ કરે.'

આમ કરી બાતાસીએ સ્વરૂપના મોં સામે જોયું. સ્વરૂપે આવું રૂપ જોયું નહોતું; આવી વાણી પણ કદી સાંભળી નહોતી.

તે બોલ્યો: 'બાતાસી, તને નદી પાર લઇ જાઉં એમાં તો શું કહેવાનું હતું? પરંતુ તું નહિ જાય તો નહિ ચાલે? તું અહીં રહે, હું સામે કાંઠે જઇ માછલાં આપી આવું છું. તોફાન ભારે છે, બાતાસી, આજે તોફાન ભારે છે.'

બાતાસી બોલી: 'એ નહિ બને! સ્વરૂપ, તું એકલો આ તોફાનમાં મારે માટે સામે પાર જાય, એ નહિ બને. હું પણ આવવાની. ચાલ, હવે મોડું ન કરીશ, અંધારૂં વધતું જાય છે.'

સ્વરૂપ બોલ્યો: 'બાતાસી, મારે માટે તને બીક? આવું તો કદીયે સાંભળ્યું નથી: ચાલ, તને આજે પાર ઉતારી દઉં. સ્વરૂપ હાલદાર આજે તોફાનની સામે લડાઇ કરી જીત મેળવશે. ચાલ, આજે જ તને લઇને પાર ઉતરવાનો વખત છે.'

સ્વરૂપની આંખોમાંથી તણખા નીકળતા હતા. તેણે તરત માછલાંની ટોપલી માથે મૂકી દીધી. બાતાસીએ બે વાંસડા લીધા.

નદીમાં ઉતરાય એવું ક્યાં હતું? મહા મુસીબતે બંને જણ હોડીમાં ચડયાં. સ્વરૂપે એક વખત આકાશ સામે જોયું, પછી બાતાસીના મોં સામે જોયું; પછી હોડીનું દોરડું છોડી દીધું. હોડી નાચી ઊઠી.

સ્વરૂપ બોલ્યો:

"બાતાસી, ત્યાં નહિ, મારા આ સુકાનની પાસે આવીને બેસ. જો, સ્વરૂપ તને પાર ઉતારી શકે છે કે નહિ!'

સાથેસાથ સ્વરૂપ આજે તોફાનની સામે યુદ્ધ કરી આગળ વધવા લાગ્યો. બાતાસી રહી રહીને કહે છેઃ 'ડાબી તરફ, સ્વરૂપ, ડાબી તરફ ખેંચ.'

બાતાસી વિહ્વળ દૃષ્ટિએ ફરી ફરીને સ્વરૂપની સામે જુએ છે. કેવું અપૂર્વ કૌશલ! કેવી અજબ શક્તિ! સ્વરૂપ આપ મેળે બોલવા લાગ્યોઃ 'ચાલ મારા ભાઈ, હવે જરા, હવે જરા પેલું મોજું કાપ્યું કે બસ.'

'શાબાશ મોતિયાળ!' પોતાનું બળ વધારવા માટે જ સ્વરૂપ આવા ઉદ્‌ગાર કાઢી રહ્યો છે. વચમાં વચમાં જ્યારે એ થાકી જાય છે ત્યારે બાતાસીના મોં સામું જુએ છે અને તેના દિલમાં નવું બળ આવે છે.

તોફાન વંટોળની સાથે તુમુલ યુદ્ધ કરીને સ્વરૂપની હોડી સામે પાર પહોંચી. સ્વરૂપે એક કૂદકે કિનારે ઊતરી હોડી ખેંચી લીધી, પછી કિનારાના વડઝાડની સાથે હોડીનું દોરડું બાંધ્યું. હજી સાંજ નહોતી પડી.

સ્વરૂપ થાકથી નદી કિનારે બેસી પડયો. વરસાદ હજી પડતો હતો. બાતાસીએ તે વખતે સ્વરૂપને કહ્યુંઃ 'સ્વરૂપ, આજે હવે પાછા જવાની જરૂર નથી, હોડી અહીં જ રહેવા દે. તું ઉપરવાસ ચાલ. બજારમાં કોઈ દુકાને આજે તું રહેજે. મારી પાસે અત્યારે તો કશું નથી. બાબુને ઘેરથી જે પૈસા મળશે તે તને આપી જઈશ. તું ખાઈ કરી રાત એ દુકાનમાં જ કાઢજે. હું બાબુને ઘેર એક ખૂણે પડી રહીશ. કેમ?'

સ્વરૂપ ઊઠી ઊભો થયો. બોલ્યોઃ 'એ નહિ બને, બાતાસી. તને લીધા વગર હું ક્યાંયે જવાનો નથી. તને પાર ઉતારી લાવ્યો છું, તને ઘેર લઈ જઈશ. તું નહિ આવે ત્યાં લગી વાટ જોતો હું આ હોડીમાં જ બેસી રહીશ. માથે આકાશ તૂટી પડશે તોયે નહિ હાલું.'

બાતાસી હસીને બોલીઃ 'અને હું નહિ આવું તો!'

સ્વરૂપ બોલ્યોઃ 'તો સ્વરૂપનું પણ આ જિંદગીમાં હોડી હાંકવાનું પૂરું થઈ ગયું. હવે સ્વરૂપ કોઈને પાર નહિ ઉતારે. જેને પાર ઉતારવા માટે તે આટલા દિવસ જીવતો હતો, તે જો હવે પાર ન ઊતરે તો સ્વરૂપને હોડી હંકારી કામ શું છે?'

બાતાસીએ મુખ નીચું કરી કંઇક વિચાર કર્યો; પછી બોલી: "તું હોડીમાં રહે. હું માછલાં આપી આવું છું. પછી બંને ઘેર જશું.'

આમ કહી બાતાસી માછલાંની ટોપલી માથા પર મૂકી કિનારે ચડી. સ્વરૂપ એકી ટશે એની તરફ જોઇ રહ્યો. બાતાસી દેખાતી બંધ થઇ ત્યારે દીર્ઘ નિઃશ્વાસ નાખી તે હોડીમાં લાંબો થઇ પડયો.

સાંજ સમે બાતાસી પાછી આવી. તે વખતે આકાશમાં બીજું એક ઘોર કાળું વાદળું ચડતું હતું. નદીકાંઠો અંધકારમય હતો. ઘાટ પર એકે હોડી નહોતી.

બાતાસીએ બૂમ મારી: 'સ્વરૂપ!'

સ્વરૂપે જવાબ દીધો: 'બાતાસી!'

પછી એક કૂદકે હોડીમાંથી ઉતરી સ્વરૂપ બાતાસીની પાસે હાજર થઇ ગયો. બાતાસી આકાશમાં ચડતું કાળું વાદળું બતાવી બોલી: 'સ્વરૂપ! લક્ષણ સારાં નથી. જરા આકાશ સામું જો, હોડી......'

સ્વરૂપ ઘટાટોપ સામે જોઇ બોલ્યો: 'હં, કંઇ નથી. એ ઢલવાય એ પહેલાં તો આપણે પાર ઊતરી જઇશું. આવ હોડીમાં.'

બાતાસી બોલી: 'સ્વરૂપ, જરા વિચારીને કામ કર.'

સ્વરૂપે એ તરફ બિલકુલ ધ્યાન આપ્યા વગર હોડી છોડી દીધી. પા ભાગ નદી ઊતર્યાં ન ઊતર્યાં ત્યાં તો વધારે જોરથી તોફાન શરૂ થઇ ગયું.

સ્વરૂપ બોલ્યો: 'બાતાસી, બીશ નહિ. પેલો કાંઠો દેખાય. જોત-જોતામાં પહોંચી જશું.'

બાતાસી જરા આઘી બેઠી હતી. હવે તે સ્વરૂપની વધારે પાસે આવી બેઠી. સ્વરૂપે સિંહબળથી હલેસાં ચલાવવાં માંડયાં.

એવામાં ઓચિંતું હલેસું ભાંગી ગયું. સ્વરૂપ પાણીમાં પડી જતાં જતાં રહી ગયો. હોડી મોજાં ઉપર પછાડ ખાવા લાગી. સ્વરૂપ હવે ચીસ પાડી બોલ્યો: 'બાતાસી! હવે ઉપાય નથી. વાંસડા ક્યાં છે?'

વાંસડાનો પત્તો નહોતો. એમની ધ્યાન બહાર બંને વાંસડા પાણીમાં પડી ગયા હતા.

સ્વરૂપ બોલ્યો: 'બાતાસી, હવે બચવાનો રસ્તો નથી. પેલું મોજું આવે છે એ મોજામાં જ આપણી હોડી ડૂબી જવાની.'

બાતાસી હવે ઊઠી ઊભી થઇ. તે બોલી: 'એમાં બીવાનું શું છે, સ્વરૂપ! તું શું મરતાં બીએ છે! ચાલ. બેય જણ આજે બાથ ભીડીને મરીએ. આજે આપણાં લગન છે! સ્વરૂપ, આજે આપણાં લગન છે!'

બાતાસી સ્વરૂપને ગળે વળગી પડી. સ્વરૂપ આગળ કંઇ બોલી શક્યો નહિ. તેણે સમસ્ત બળથી બાતાસીને છાતીએ ભીડી દીધી.

બાતાસી હવે મોટેથી બોલી: 'સ્વરૂપ, ચાલ, આજે આપણે પાર ઉતરીએ.'

એક વિરાટ મોજાંએ આવી હોડીને ઊંધી વાળી દીધી. સ્વરૂપ અને બાતાસી દૃઢ આલિંગન કરીને ઇચ્છામતીના ઉદરમાં સમાઇ ગયાં.

આજે પણ વદનગંજના લોકો સ્વરૂપ બાતાસીની વાત કરે છે. જે ઘાટ આગળ તેમની હોડી ડૂબી હતી, તેને આજે પણ સૌ 'સ્વરૂપ માછીનો ઘાટ' કહે છે.

# કેટલું બધું દૂર !

આમારી એમ. એ. ની પરીક્ષા જે દિવસે પૂરી થઈ, તેને બીજે જ દિવસે હું ઘેર ગયો. મારું ઘર મેદિનીપૂરમાં છે.

રાતના નવ વાગે ઘેર પહોંચતાં સૌથી પહેલો પિતાને મળ્યો. તેઓ દીવાનખાનાની ઓસરીમાં ઊભા ઊભા મારી રાહ જોઈ રહ્યા હતા—હું તેમનું એકનું એક સંતાન છું !

પિતાને પ્રણામ કરતાં તેમણે પૂછ્યું: ' શરીર તો સારું છે ને !'

મેં કહ્યું: ' હારતો.'

મેં જૂઠું કહ્યું હતું ! શરીર તો એ વખતે તૂટી પડતું હતું.

પછી તેમણે પૂછ્યું: ' કેવું લખ્યું છે ?'

' ફર્સ્ટ ક્લાસ આવી જાય.'

' મને ખાતરી છે, આવશે.'

પિતા ખૂબ જ ખુશ થયા. બોલ્યા: ' જા, ઘરમાં જા.'

નજીકમાં બે ચાર અસીલો ઊભા હતા. તેઓ બોલ્યા; ' આપનો પુત્ર આપના જેવો,—પાસ કેમ નહિ થાય ?'

પિતા વકીલ છે, એમ. એ; બી. એલ; એટલે તેમના પાટવી કુંવર તરીકે, અસીલોના કાયદા કાનુન અનુસાર પૈત્રિક ઉપાધિનો વારસો મેળવવાનો હું હકદાર છું, ખરૂં કે નહિ ?

ઘરમાં જતાં જ મા, માસીમા, રમા (માસીમાની વિધવા પુત્રી) વગેરે આવીને મને ઘેરી વળ્યાં. જેમને પ્રણામ કરવા જોઇએ તેમને મેં પ્રણામ કર્યા અને મને પણ કેટલાકે પ્રણામ કર્યા; પરંતુ સૌથી મહત્ત્વના પ્રણામ મને જે મળવાના હતા તે હજી બાકી હતા.

મા મારા માથે હાથ ફેરવતાં ફેરવતાં બોલ્યાં: 'અરે! દીકરા આરાનું શરીર કેવું અડધું થઈ ગયું છે—મોં ઓળખાતું પણ નથી!'

માસીમા બોલ્યાં: 'એ ધૂળ જેવું પાસ થવા માટે શરીર આવું ધૂળ કરવાનું! હજી ચાર મહિના તો થયા નથી. તે વખતે તો શરીર સરસ હતું. આ ચાર મહિનામાં આવું થઇ ગયું.'

રમા બોલી: 'એમ. એ. ની પરીક્ષા સૌથી મોટી પરીક્ષા છે. ભાભી પેલે દહાડે કહેતાં હતાં કે રાત દહાડો વંચાય નહિ, તો કોઈ એમાં પાસ ન થાય. એટલી મહેનત પછી શરીર રહે? એ તે પરીક્ષા કે હાડ ગાળવાનો સંચો?'

મેં હસીને કહ્યું: 'રમા ખરૂં કહે છે, એ હાડ ગાળવાનો સંચો જ છે. એ સંચામાં જે સપડાયો તેનું કાંઇ બાકી રહેવાનું નહિ.'

માસીમા બોલ્યાં: 'એ બધું પછી થશે, મહેન્દર! તું કપડાં બદલી હાથ મોં ધોઇ પરવાર, પછી પાસબાસની વાતો થશે.'

રમા બોલી: 'દાદા, તમારા ઓરડામાં જઇ કપડાં બદલી આવો.'

મેં કહ્યું: 'મારાથી દાદર ચડી મેડે જવાય એમ નથી. દિદિ! તું જ મારાં આ કપડાં લે. જોજે, ઘડિયાળ પડી ન જાય. મા, મારી આ બેગ પકડ તો!'

એમ કહી માના હાથમાં મારી મની બેગ આપી. તરત તે બોલ્યાં:

'રમા, આ બેગ જઇને વહુમાને આપી આવ. એમાં રૂપિયા છે, સાચવીને રાખવાનું કહેજે.'

મેં કહ્યું: 'મા, એ કંઇ મારી કમાણીના રૂપિયા નથી કે તમે આવી ગોઠવણ કરો છો—આ તો મારા પિતાએ આપેલા છે. એ પર તારો ને મારો જ હક છે!'

મા હસીને બોલી: 'એ બધું એકનું એક. અત્યારથી બધું સાચવવાનું ન શીખવાડીએ તો કેમ ચાલે? તું તો છોકરૂં છે!'

મેં કહ્યું: 'તારે ખોળે જ તો આટલો મોટો થયો છું. મા! હવે પણ તું જ સાચવને!'

'છિ! છિ! એવું બોલીશ નહિ, મહેન્દર!'

આમ કરી માએ મારા શરીર પર હાથ મૂકતાં જ કહ્યું: 'તારૂં શરીર ગરમ લાગે છે! તાવ આવ્યો છે શું! જોઉં, માથું જોઉં! બહેન, જરા નાડી તો જો.'

મેં કહ્યું: 'ગાંડી થઇ કંઇ! તાવ કેવો? ગાડીમાં લાંબી મુસાફરી કરી છે, એટલે એ તો એવું લાગે છે. કોઇએ ગભરાવાની જરૂર નથી.'

આમ કહી હું ઝડપથી બહાર નીકળી ગયો; કારણ કે તે વખતે જો કોઇએ મારૂં શરીર જોયું હોત તો જણાત કે મને ૧૦૩ ડીગ્રી તાવ હતો.

આજે નહિ—એક મહિનાથી મને થોડો થોડો તાવ રોજ આવતો હતો. પરંતુ યુનિવર્સિટીની પરીક્ષા કંઇ મારા તાવની પરવા કરતી નથી: પરીક્ષક પણ કંઇ મારા તાવની વાત સાંભળી દસ દોકડા વધારે નહિ આપે. યુનિવર્સિટીના મમતાહીન ચક્રની કઠોર ભીંસમાં સૌ દબાઇ જાય છે. અને કંઇ માત્ર તાવ જ નહિ—યુનિવર્સિટીના સર્ટિફિકેટના બદલામાં બીજું જે જે કંઇ દેવું પડે છે તે બધુંયે ધીરે ધીરે આ ૭ વરસમાં મેં આપી દીધું હતું.

દૃષ્ટિ ક્ષીણ થઇ છે, હૃદયના ધબકારા વધી ગયા છે, કબજિયાત થઇ છે, રોજ રોજ શરીર ઘસાતું ચાલ્યું છે, બે ડગલાં ચાલતાં થાક લાગે છે.

તો પણ પરીક્ષા આપવી જ પડે—તોયે ફર્સ્ટ કલાસ ફર્સ્ટ પાસ થવું જ પડે! પિતાની ઇચ્છા પૂરી કરવી જ જોઇએ. યુનિવર્સિટી દર વર્ષે આવી રીતે અસંખ્ય નિરપરાધી જીવોની હત્યાનું કારણ બને છે,—જીવદયોત્તેજક સભાના સભ્યો આ તરફ ધ્યાન નથી આપતા.

થોડી વાર પછી વૃદ્ધ નોકર નવીન કાકાએ આવીને કહ્યું: 'મોટાભાઇ, ઘરમાં જાઓને, મા બોલાવે છે.'

હું અંદર ગયો, માએ કહ્યું: 'રાતે તો કશું ખાધું નહિ હોય, હવે ઉપર જા. તારી ચા ઉપર મોકલી દીધી છે. ખાવાની ઇચ્છા થાય ત્યારે વહુને કહેજે, કરી આપશે; નહિ તો મને બોલાવજે. રાત થવા આવી, ઉપર જા.'

હું ઉપર મારા ઓરડામાં ગયો. મોહિની ન આવે ત્યાં સુધી ખુરસીમાં બેસી રહું એવી ઇચ્છા થઇ પરંતુ શરીર તૂટતું હતું, તેથી પથારીમાં સૂઇ ગયો.

દસેક મિનિટમાં મોહિનીએ પ્રવેશ કર્યો અને ઝટપટ મારી ચરણરજ લઇ માથે ચઢાવી બોલી: 'તમારા પગ ખૂબ ઠંડા છે! જોઉં—'

કહી મારા શરીરે હાથ લગાડતાંજ તે બોલી: 'ઓ મા! શરીર તો ધગધગે છે! કયારનો તાવ આવે છે? થર્મોમીટર લઇ આવું, જોઉં. માને બોલાવું?'

મેં તેનો હાથ પકડી કહ્યું: 'આટલી ગભરાય છે શું કરવા? કંઇ બીવાનું નથી. ગાડીમાં આવ્યો છું તેથી શરીર જરા ઠીક નથી લાગતું. એ તો હોય.'

'ના, ના, એવું નથી. આ ગાડીની ગરમી નથી. આ તો તાવ છે! તમે છુપાવો છો કેમ? રોજ આવો તાવ આવતો? શરીર કેવું થઇ ગયું છે એ તો જુઓ! શરીર સારૂં નહોતું તો પરીક્ષા નહોતી આપવી; આવતે વરસ ન અપાત?'

મેં કહ્યું; 'એવું તે બને? રોજ જરા અમથો તાવ આવતો. હવે ઘેર આવ્યો, તરત સારો થઇ જઇશ.'

મોહિની મારા શરીર પર હાથ ફેરવતી ફેરવતી બોલી: 'સારા થશો જ તો; પણ આટલા દિવસ હેરાન થયાને? કાલથી નિયમસર રહેજો, દવા બરાબર પીજો. તો શરીર કંઇ ઠેકાણે આવશે. હું લખું મારા ભાઇને કાગળ, એ આવીને ચિકિત્સા કરી આપી જશે.'

મેં કહ્યું: 'એમને શું કરવા તકલીફ આપવી? અહીં સારા દાક્તરોની ક્યાં ખોટ છે?'

મોહિની બોલી: 'ના, ના, એ નહિ બને. મારા ભાઈ જેવો દાક્તર અહીં ક્યાં છે? એ એક વખત આવી તપાસી જાય તો મને નિરાંત થાય. ઠીક, એ તો થશે. પણ તમે આવ્યા ત્યારના પાણીયે પીધું નથી; હવે જરા ચા કરી આપું. દૂધ, ખાંડ, સ્ટવ—મા બધું મૂકી ગયાં છે, રોટી માખણ પણ મૂકી ગયાં છે. રોટી ટોસ્ટ કરી આપું, અને જરા ચા બનાવી આપું. ખાઇને ઊંઘી જાઓ. રાતના દશ થવા આવ્યા.'

મેં કહ્યું: 'એ બધી ધમાલની કંઇ જરૂર નથી. ક્યાંક હાથ બાળી બેસે, કંઇ અગ્નિકાંડ બની જાય. એ કરતાં તો તું મારા શરીરે જરા હાથ ફેરવ્યા કર, એથી મારો તાવ ઊતરી જશે, ટોસ્ટ તારાથી નહિ થાય.'

મોહિની બોલી: 'એવું ન કહેશો.' હું સરસ રાંધતાં શીખી ગઇ છું, પહેલાં નહોતું આવડતું. કહું! એક દિવસ પિતાએ આઠદશ ગૃહસ્થોને નિમંત્રણ આપ્યું હતું. તેમણે કહ્યું કે રસોયાનું રાંધેલું અમે નહિ ખાઇએ. માએ રસોઇ કરી હતી, મેં માંસ પકાવ્યું હતું. રે હા, મેં મારે હાથે રાધ્યું હતું. બધાએ ખાઇને શું કહ્યું ખબર છે? આવી માંસની મીઠાઇ અમે કદી ખાધી નથી. પિતાએ ઘરમાં આવી કહ્યું, વહુ મા રસોઇમાં એમ. એ. પાસ! આવી મીઠાઇ કોઇએ કદી ખાધી નથી. સાંભળ્યું, એકદમ હું એમ. એ. પાસ! તમારા પહેલાં જ હું પાસ થઇ ગઇ છું. કેમ સાહેબ, હવે શું હું બે રોટી ટોસ્ટ કરતાં હાથ બાળી બેસીશ—લંકાકાંડ કરી બેસીશ?'

હવે મોહિની એના ખરા રૂપે પ્રકાશી. તે રાત દહાડો હાસ્ય મજાક, આનંદ આમોદમાં જ મસ્ત રહે છે. આજે પ્રથમ દર્શને મારો તાવ જોઈને તે જાણે કેવીયે ગંભીર બની ગઇ હતી, કેવી ધીમે ધીમે ઘરડી ગૃહિણીની પેઠે વાતો કરતી હતી. હવે એ ભાવ હટી ગયો.

મેં કહ્યું: 'તો તારી ઇચ્છા હોય તે બનાવ.'

મોહિની બોલી: 'પાંચ મિનિટમાં બધું થઇ ગયું જાણો. પછી તમારા શરીર પર હાથ ફેરવી આપીશ, કેમ, ? અને જો કંઇ બીક લાગતી હોય તો પાણી લઇ મારી પાસે આવી બેસો, લંકાકાંડ જેવું દેખાય તો તરત પાણી રેડી દેજો.'

આમ કહી તે હસીને મારા શરીર પર ઢળી પડી—મને તાવ આવ્યો છે તે ય ભૂલી ગઇ. મારા શરીર ઉપર કોઇએ જાણે અમૃત વરસાવી દીધું!

૨

આટલા દિવસથી જે તાવ લાગુ થયો છે, તે શું એમ તરત જતો રહે? દાક્તરની ચેષ્ટામાં કંઇ કચાશ નથી; મારા કુટુંબના પ્રસિદ્ધ દાક્તર ઘોષ આવી યથાવિધિ તપાસ કરી વ્યવસ્થા કરી ગયા. પરંતુ શરીર સારૂં થતું નથી. બે દિવસ ઠીક રહું, વળી તાવ આવે, વળી ઉથલો ખાઇ પડું. માતાપિતા ખૂબ ગભરાઇ ગયાં. દાક્તરની દવા બંધ કરી વૈદ્યરાજની દવા શરૂ કરી, પણ કશાથી યે કંઇ ફાયદો થયો નહિ,—તાવ જાય જ નહિ.

હવે સૌએ કહ્યું: 'હવાફેર સિવાય શરીર સારૂં નહિ થાય—દવા કંઇ કામની નથી.'

અનેક માણસોએ અનેક સ્થળ બતાવ્યાં.

કોઇએ કહ્યું દાર્જીલિંગ, કોઇએ કહ્યું મધુપુર, કોઇએ કહ્યું જગન્નાથપુરી, આ રીતે ભારતવર્ષમાં જેટલાં હવા ખાવાનાં સ્થળ મનાય છે તે બધાંનાં નામ દેવાયાં. જેને જ્યાં જવાથી ફાયદો થયો હતો તેણે તે જ સ્થળનો મહિમા ગાયો.

આટલી બધી સલાહ આવી મળવાથી પિતા વિચારમાં પડી ગયા. પરંતુ કોઇએ પણ મારો મત પૂછ્યો જ નહિ—જરૂર જ કોઇને નહિ લાગી હોય. માંદાને વળી પૂછવાનું શું?

છેવટે પિતાએ એક દિવસ મને કહ્યું: 'ઠીક, મહેન્દ્ર, સૌ જુદાં જુદાં સ્થળ બતાવે છે. તારી શી ઇચ્છા છે?'

મેં કહ્યું: 'કોઇ પહાડી સ્થળે જવાનું મને મન છે.'

પિતા બોલ્યા: 'ઠીક, તો દાર્જીલિંગ, કોર્સિયંગ, શિલોંગ,—આ ત્રણમાંથી એક જગાએ જા.'

મેં કહ્યું: 'એ બધાં તો મેં પહેલાંયે જોયાં છે. જો જવું પડે તો કોઇ નવી જગા હોય તો સારું.'

પિતા બોલ્યા: 'નવું સ્થાન કયું?'

મેં કહ્યું: 'નૈનિતાલ ન જવાય?'

પિતા બોલ્યા: 'સરસ! નૈનિતાલમાં મારો એક મિત્ર છે. એને કાગળ લખી નાખું. તે એક મકાન ભાડે કરી લઇ જણાવે એટલે ત્યાં જજે. પરંતુ બહુ દૂર છે તેથી ઘરમાંથી ના પાડશે તો? પણ તને નૈનિતાલ જવાની ઇચ્છા થઇ છે તો જવું ખોટું નથી. હું આજે જ કાગળ લખી દઉં છું.'

એકાએક મેં નૈનિતાલ કેમ કહ્યું તેની મને જ ખબર નથી. કદાચ કોઇએ એ સૂચવ્યું નહોતું તેથી મને યાદ આવ્યું હશે.

તે દિવસે રાતે મોહિનીએ ઓરડામાં આવતાં કહ્યું: 'તમારે શું નૈનિતાલ જવાનું નક્કી થયું છે?—પણ એ તો ખૂબ દૂર છે! ત્યાં તમારાથી નહિ જવાય. એકલા આટલે દૂર કેવી રીતે જશો?'

મેં કહ્યું: 'એકલો શું કરવા જઇશ? મા જશે, તું જશે, હું જઇશ.'

મોહિની બોલી: 'એ નહિ બને, જનાબ.'

તમારે એકલા જવાનું છે એ નથી સાંભળ્યું? જોઇ, આ ડાક્તર વૈદ્યોની કેવી બુદ્ધિ છે! વારૂ, એ લોકો શું અમને જાનવર સમજે છે? કહે છે, હું તમારી સાથે હઇશ તો તમે સાજા નહિ થાઓ. વાહ! સાચું કહું છું, આ સાંભળ્યું છે ત્યારનો મને એવો તો ક્રોધ ચઢયો છે કે સૌને બે પાંચ સંભળાવી દેવાનું મન થયું છે. મારામાં શું કંઇ અક્કલ નથી? ગુસ્સો પણ આવે છે, અને એ લોકોની અક્કલ જોઇ હસવું પણ આવે છે.'

મેં કહ્યું: 'મોહિની, ગુસ્સે ન થઇશ. સામાન્ય રીતે જેવું બને છે એવું એ લોકો કહે છે. બધાં શું તારા જેવાં છે?'

મોહિની બોલી: 'ઠીક, તો માને એવું સમજાવીને કહી દો. તો જ અમારાથી તમારી સાથે અવાશે. મા કહેતાં હતાં કે મને પિયર મોકલી દઇ તેઓ તમારી સાથે આવશે.'

મેં કહ્યું: 'એ તને નથી ગમતું?'

મોહિની બોલી: 'એવું કદાપિ નહિ બને. તમે માંદે શરીરે દૂર દેશાવર જાઓ, અને હું પિયર જાઉં? એ કદી નહિ બને,—કહી દઉં છું. હું તમારી સાથે આવવાની જ. મા ઘરડું માણસ છે, તેમનાથી કંઈ તમારી બધી સેવાચાકરી નહિ બને. એમને નાહક હેરાન કરશો, બાકી એમનાથી તમારૂં કશું કામ થવાનું નથી.'

મેં કહ્યું: 'માને બધું કહેને. પછી એ બધું નક્કી કરશે.'

મોહિની બોલી: 'છિ! મારાથી આવું બધું માને કહેવાય!—મને શરમ આવે, તમે માને કહો.'

'વાહ! તને શરમ આવે, ને મને ન આવે? મારાથી તો કદી માને એવું નહિ કહેવાય.'

'તો મને મૂકીને તો નહિ જવાય. પાસે હોત તો વાત જુદી હતી, આ તો કેટલું બધું દૂર!'

કોઇ કંઇ બોલ્યું નહિ.

મારા નૈનિતાલ જવાના ખબર સાંભળી મારા સસરા મેદિનીપુર આવી પહોંચ્યા. તેમણે મારા જવાની વ્યવસ્થા સાંભળી મારા પિતાને કહ્યું: ‘જોગેન્દ્ર બાબુ, તમારી વ્યવસ્થા કરતાં હું સારી ગોઠવણ કરી આવ્યો છું. નૈનિતાલ ખૂબ દૂર કહેવાય. ત્યાં તમારાં પત્ની ન જાય એ જ ઠીક છે. દૂર દેશાન્તર સ્ત્રીઓ સાથે હોય તો ઘણી મુસીબતો પડે છે. પુરુષોની વાત જુદી છે,—પણ સ્ત્રીઓ સાથે હોય તો કંઇ કંઇ ચિંતા, કંઇ કંઇ ઉપાધિ. એટલે હું કહું છું કે મહેન્દ્રની સાથે વિનયને જવા દો. એની પ્રેક્ટિસ બંધ રહેશે, પણ એ દાકતર છે એટલે મહેન્દ્રની સાથે હશે તો આપણને નિરાંત રહેશે. વિનય પણ ખુશી છે. વધારામાં એનું શરીર પણ આજકાલ સારૂં નથી રહેતું. તે ઠીક થઇ જશે. નૈનિતાલ સરસ જગા છે, હવાપાણી સારાં છે. હું જ્યારે કોમિસરિયટમાં હતો, ત્યારે બે ત્રણ વખત ત્યાં જઇ આવ્યો છું. મને લાગે છે કે મારી ગોઠવણ તમારાં પત્નીને નહિ ગમે એવું તો નથી. હવે રહી મોહિનીની વાત. નીકળતાં એની માએ કહ્યું છે કે જો તમે મોકલો તો થોડા દિવસ કલકત્તા લઇ જાઉં. પણ વિચાર કરતાં મને લાગે છે કે મહેન્દ્ર નૈનિતાલ જાય છે, અને એવે વખતે હું મોહિનીને કલકત્તા લઇ જાઉં તો અમારાં વેવાણને બહુ ખરાબ લાગશે. એટલે મહેન્દ્ર સાજા થઇ પાછા આવે, પછી મોહિનીને હું થોડા દિવસ લઇ જઇશ. કેમ શું કહો છો ?’

મારા સસરાનું બોલવું સાંભળી મારા પિતા બોલ્યા: ‘આથી સારી વ્યવસ્થા બીજી કઇ થઇ શકે ? વિનય એનું કામકાજ છોડીને જાય એવી તો મને કલ્પના યે નહોતી, એને ખૂબ નુકસાન થશે.’

મારા સસરાએ કહ્યું: ‘જુઓ, જોગેન્દ્ર બાબુ, રૂપિયા તો એ ખૂબ કમાઇ શકશે, પરંતુ શરીર સ્વાસ્થ્યં ખલુ સર્વસાધનમ્—અને તમે ક્યાં નથી જાણતા કે મોહિની મારી ખૂબ લાડીલી દીકરી છે,—એક માત્ર પુત્રી છે, વિનય ને સતીશ તો મોહિની મોહિની કર્યા કરે છે—મહેન્દ્રને હું મારા

વિનય કે સતીશ કરતાં ઓછો નથી સમજતો. અને આ સૂચના શું મેં કરી છે? વિનયે પોતે મને કહ્યું છે. જુઓ, બે મહિનામાં ગમે તો વિનય બે હજાર રૂપિયા કમાઈ લેત, પરંતુ મહેન્દ્રનું આરોગ્ય શું એ બે હજાર રૂપિયા કરતાં વધારે નથી? અને માતપિતાના આશીર્વાદે જે બે પૈસા મેં ભેગા કર્યા છે, તેટલાથી સતીશ વિનયને, ધંધો ન કરે તોયે ચાલી જાય એવું છે. જવા દો એ વાત. તમારી તો સંમતિ મળી, હવે વેવાણની સંમતિ પણ મારે જ મેળવવી પડશે કે તમે એટલો ભાર લેશો?'

પિતા હસીને બોલ્યા: 'તમને એ વિદ્યા વરેલી છે એટલે મારી ગૃહિણીને પણ એ ગૌરવથી વંચિત રાખવાનું કેમ બને? તમે જ જાઓ. તો પણ જો શિરસિ-મંડનની જરૂર પડે તો મને બોલાવજો.'

સસરા પણ કંઈ ઓછા નહોતા. તે બોલ્યા: 'મેદિનીપુરના વકીલોને શું એ ધંધો પણ શીખી રાખવો પડે છે?'

એક જણ સિવાય કોઇની અસંમતિ મળી નહિ. પરંતુ એ એક જણ મોં ખોલી કંઇ જ બોલી શક્યું નહિ. તેનો મત પણ કોઇએ પૂછ્યો નહિ.

*

સાંજ પછી મોહિની આવી મારી સામે હતાશ ભાવે એક ખુરશીમાં બેસી પડી. એનું મોં જાણે કાળું પડી ગયેલું લાગ્યું. મને બીક લાગી.

મેં તેની પાસે જઈ પૂછ્યું: 'તને શું થયું છે, મોહિની? તારૂં મોં આવું મ્લાન કેમ?'

જે મોહિની રોજ હસતી ફરતી, જેને મેં કદીયે ઉદાસ જોઇ નહોતી, તે મોહિની આજે રડી પડી: તે બોલી: "મને તમે નહિ લઇ જાઓ? મને મૂકી તમે જતા રહેશો? જાણો છો, એ કેટલું બધું દૂર છે! હું તમને છોડી કોઇ રીતે રહી શકવાની નથી. આ આટલો વખત તો તમે કલકત્તા રહ્યા. કોઇ કોઇ વાર ઘેર આવતા; પરીક્ષા વખતે પાંચ છ મહિના

તો બિલકુલ આવ્યા નહોતા; તે વખતે શું મેં કલકત્તા આવવાનું કહ્યું હતું? પરંતુ આ વખતે મને કંઇ કંઇ થાય છે. એમ જ મને લાગે છે જાણે હવે ફરી મેળાપ નહિ થાય. આવું કદી નથી થતું! રે! તમને પગે પડું છું, મને લઇ જાઓ—લઇ જાઓ.'

મેં કહ્યું: 'એ શી રીતે બને, મોહિની! તું આટલી ચિંતા શું કરવા કરે છે? આ મહિનામાં તો હું પાછો આવીશ. અને મને કંઈ એવી માંદગી પણ નથી—'

મારૂં મોં દાબી દઈ મોહિની બોલી: 'એવું બોલશો નહિ! હું શું એવું કહું છું? તમે ગમે તે કહો, હું આવવાની જ—તમે નહિ લઇ જાઓ તો પણ હું આવવાની.'

આમ કહી તે રડવા લાગી. મેં તેને ખૂબ સમજાવી, ખૂબ ઉપદેશ આપ્યો, ખૂબ વહાલ કર્યું. પરંતુ એની તો એકની એક જ વાત: 'તમે મને નહિ લઇ જાઓ, તોયે હું આવવાની.'

હાય, તે વખતે એ શબ્દોનો અર્થ હું ક્યાં સમજ્યો હતો! જ્યારે સમજ્યો ત્યારે તે કેટલું મોડું!

## ૩

અમે નૈનિતાલ આવ્યા છીએ. સાથે અમારા દાકતર વિનય બાબુ છે, ઘરનો જૂનો નોકર નવીન કાકા છે, અને એક રસોયો બ્રાહ્મણ છે. અહીં પણ એક નોકર રાખી લેવામાં આવ્યો છે.

અમારો બંગલો શહેરથી દૂર, અતિ સુંદર જગાએ આવેલો છે. બંગલાની આગળ થોડી જમીન છે, તેમાં બગીચો છે. બગીચો આખો ફૂલથી ભરેલો છે. પ્રકૃતિની આવી શોભા, પર્વતનું આવું દશ્ય મેં પહેલાં કદી જોયું નથી. પરંતુ કેમે તે મારૂં મન આકર્ષણ કરતું નથી. મને કંઈ જ ગમતું નથી; રાત દિવસ માત્ર મોહિનીનું મ્લાન મુખ નજર આગળ તરવરે છે,—એણે કેવો રડી રડીને મને વિદાય આપી હતી, એ જ મને યાદ આવવા લાગ્યું.

વિનયબાબુ મજામાં છે. ઘરમાં હોય ત્યાં સુધી મારે વિષે જ ભાષણ, દવા ખવડાવવી, આહારની ગોઠવણુ કરવી, મને આંખ આગળ રાખવો, એ એમનું કામ. મને બહાર મોડું થાય તો જાણે કે પર્વત તોડી નાખવા જેવું કરે. એમની દેખરેખ હેઠળ વાંચવા લખવાનું બને નહિ, મુંગા થઇ બેસી પણ રહેવાય નહિ. તેઓ જ્યારે ફરવા જાય, ત્યારે મને સાથે ન લઇ જાય—તેઓ એક સાથે પાંચ સાત માઇલ ફર્યા વગર પાછા ઘેર ન આવે. ફરવા નીકળતી વખતે, દશ મિનિટ સુધી વ્યાખ્યાન આપી, એમની ગેરહાજરી દરમિયાન મારે શું શું કરવાનું છે, કયું કપડું પહેરવાનું છે, કયાં મોજાં પહેરવાનાં છે, કયા ઝાડ સુધી ફરવા જવાનું છે, બધું નક્કી કરી આપીને જાય, અને નવીન કાકાને કહેતા જાય: 'નવીન કાકા, જોજો, હું જે બધું કહી ગયો એમાં આ સ્ટુપીડ જરાયે ચૂક ન કરે.'

હું હસું અને મૂંગો મૂંગો આ સ્નેહનો જુલમ સહન કરી લઉં. આમાં જે આનંદ છે,—આમાં જે મમતા રહેલી છે તે હું બરાબર સમજતો. આટલો સ્નેહ, આટલો પ્રેમ કમનસીબના નસીબમાં ક્યાંથી !

ઘેરથી અઠવાડિયામાં બે કાગળ તો આવે જ છે, કોઇ કોઇ વાર ત્રણ ચાર પણ આવે છે. કલકત્તાથી પણ ઘણી વખત કાગળ આવે છે. મોહિની, એક રીતે કહું તો લગભગ રોજ કાગળ લખે છે. અને એ બધાયે કાગળમાં ભગવાન આગળ હું જલદી ઘેર પાછો આવું એવી પ્રાર્થના હોય ! અહીં આવવાની વાત એકે પત્રમાં નહિ, હું પણ તેના પત્રનો તરત જ જવાબ આપું છું.

આવી રીતે વીસ દિવસ વીતી ગયા.

હવે હું જે કાળ દિવસની વાત કહું છું, તે શનિવાર હતો. સાંજથી જ આકાશ વાદળાંથી ઘેરાયલું હતું. વિનયબાબુ તે દિવસે ફરવા ગયા નહોતા. આઠ વાગતાં જ વાળુ પતાવી લઇ અમે સૂવાની તૈયારી કરી.

વિનયબાબુની કેવી સુંદર ઊંઘ ! પથારીમાં પડતાં જ તેમને ઊંઘ આવી જાય; અને એ પણ જેવી તેવી ઊંઘ !—ઘર પર વીજળી તૂટી પડે તો પણ કદાચ એવી ઊંઘ ઊડે નહિ. આથી મને જરા સવડ મળી જતી હતી. એમના ઊંઘી ગયા પછી હું ધીરે ધીરે ઊઠી દીવો સળગાવી કોઇ કોઇ દિવસ વાંચવા બેસતો.

શનિવારે પણ એવી રીતે વાંચવા બેઠો હતો.

ઓરડામાં એક ખૂણે એક ખાટલામાં રજાઇમાં મોં માથું ને પગ—આખું શરીર ઢાંકી દઇ વિનયબાબુ નિદ્રા લઇ રહ્યા હતા. તે દિવસે મને વાંચવામાં મન લાગતું નહોતું. બહાર તે વખતે વંટોળ વાતો હતો,—સાથે સાથે વરસાદ. મેં એક વખત બારણું જરા ઉઘાડીને જોયું, કેવો ઘોર અંધકાર ! અને કેવા પવનના સૂસવાટા ! ઝાડ પાન જાણે મહા તાંડવમાં મસ્ત !

મને કંઇક બીક લાગવા માંડી. બારણું બંધ કરી દીધું. સૂવાની પણ ઇચ્છા થઇ નહિ, વાંચવામાં પણ મન લાગતું નથી. શું કરું, બેઠો બેઠો કંઇ કંઇ વિચાર કરવા લાગ્યો, અને બહારના સૂસવતા પવનનો હાય હાય ધ્વનિ સાંભળવા લાગ્યો.

ટન્ ટન્ કરતા દિવાલ પરની ઘડિયાળમાં અગિયાર વાગ્યા. મને થયું, જાણે કોઇ બારણું ઠોકી રહ્યું છે. બારણું તો અંદરથી બંધ છે ! મેં વિચાર કર્યો કે પવનના ધક્કાથી બારણું ખખડે છે—ઓરડામાં મારી ખુરશીની પાસે દીવો બળતો હતો.

એકાએક કોણ જાણે કેવી રીતે બારણું ઊઘડી ગયું. અને પછી—પછી મેં જે દીઠું, તે કેવી રીતે કહું ?—કેવી રીતે એ દૃશ્યનું વર્ણન કરું ? મેં દીઠું,—દીઠું, એક જ્યોતિ જાણે બારણામાં આવી ઊભી છે,—એક જ્યોતિ ! હું એના પરથી મારી આંખ ઉઠાવી લઇ શક્યો નહિ; પછી—અરે, તમે સાંભળો—પછી એ જ્યોતિની અંદરથી એક આકાર મૂર્ત થવા લાગ્યો. સ્ત્રીનો આકાર—યુવાન રમણી. હરિ હરિ ! આ તો મોહિની—જ્યોતિર્મયી

મૂર્તિમાં મોહિની—મોહિની મૂર્તિમાં નહિ, મુખ ખૂબ મ્લાન છે. મારૂં ભાન લોપ થવા જેવું થયું—તે વખતે પણ મારી દૃષ્ટિ એ મૂર્તિની ઉપર જ ચોંટેલી હતી!

એકાએક એ મુખ ઉપર હાસ્ય દેખાયું! એ જ મારૂં ચિરપરિચિત હાસ્ય!

મોહિની હસીને બોલી: 'હું આવી છું—આ કેટલું બધું દૂર છે!'

મેં સ્પષ્ટ સાંભળ્યું,—એ જ કંઠસ્વર!

અને પછી એ જ્યોતિ અંતર્ધાન! મને ભાન પાછું આવ્યું! હું 'મોહિની' કહીને ચીસ પાડી ઊઠ્યો. પછી શું થયું તે ખબર નથી.

જ્યારે મને ભાન આવ્યું ત્યારે દશ વાગ્યા હતા; વિનયબાબુ અને કોઇ સાહેબ મારી પાસે બેઠા હતા.

મેં આંખ ઉઘાડી કે વિનયબાબુએ કહ્યું: 'મહેન્દ્ર, મારા ભાઇ,—હવે કેમ લાગે છે!'

મેં ખૂબ ધીમા સ્વરે કહ્યું: 'ઠીક છે.'

*

તે દિવસે બપોરે જરા સ્વસ્થ થતાં મને ખબર પડી કે હું કંઈક બૂમ પાડી બેભાન થઈ ખુરશીમાંથી પડી ગયો હતો; વિનયબાબુએ ઘણું પૂછ્યું, પણ મેં કંઇ જ કહ્યું નહિ. શું કહું? એ જ્યોતિ! એ મૂર્તિ!

બીજા બે દિવસ વહી ગયા. હું જરા વધારે સ્વસ્થ થયો. પરંતુ એ જ્યોતિ! એ મૂર્તિ!

ત્રીજે દિવસે વિનયબાબુ પર એક પત્ર આવ્યો. મારો કોઇ પત્ર નહોતો, મેં વિનયબાબુને તેમનો પત્ર આપ્યો.

કાગળ જરા વાંચતાંજ વિનયબાબુ ચીસ પાડી રડી પડ્યા. મેં તેમને વળગી પડી કહ્યું, 'શું થયું છે વિનયબાબુ?'

વિનયબાબુ ચિત્કાર કરી બોલ્યોઃ 'ઓ મહેન્દ્ર! ઓ ભાઇ! મોહિની ગઇ—ગઇ! શનિવારે રાત્રે અગિયાર વાગે મોહિની આપણને છોડી ગઇ!'

વિનયબાબુ આગળ બોલી શક્યા નહિ. હું સ્તબ્ધ બની ગયો. રડું કેવી રીતે—મારૂં ગળું સુકાઈ ગયું હતું. બોલું યે શું?'

શનિવાર રાત્રે અગિયાર વાગે. તો તો ખરૂં ભાઇ! મોહિનીએ તેનું વચન પાળ્યું—તે આવી હતી!—એ બોલી હતી,—'હું આવી છું—આ કેટલું બધું દૂર છે!'

દૂર તો બહું નહોતું, મોહિની!—પણ આજે કેટલું બધું દૂર!

# ભટકતો માનવી

ઉઘાડા પગ છે, ડિલે ફાટેલી ચાદર વીંટાળી છે, કંઈક સાધુ બાવા જેવો, તો કંઈક ભિખારી જેવો વેષ છે: આવો એક માણસ કેટલાક દિવસથી નગરમાં બારણે બારણે ફરતો જોવામાં આવે છે. નથી કોઈની પાસે એ કશું માગતો. ફક્ત બારણે જઈ ઊભો રહે છે. કોઈ બેસવાનું કહે તો બેસે, ખાવાનું આપે તો ખાય, કોઈ કંઈ બોલે નહિ તો પળવાર ઊભો રહી પાછો વળી જાય. કોઈ પર અણગમો રાખતો નથી. કોઈને ચીડવતો નથી. બસ, આવે છે ને જાય છે.

*

આવી રીતે તેને કેટલાં વરસ વીતી ગયાં તેની કોઈને ખબર નથી. તે પોતે ય નથી જાણતો, કે આમ રસ્તામાં તેણે કેટલાં વરસ વીતાવ્યાં. તારીખ વાર તે ગણતો નથી, આજકાલનો વિચાર કરતો નથી. માત્ર ચાલુ પળનું જ જાણે તેને ભાન છે. જે જગાએ ઊભો હોય તેટલી જમીન જ તે જાણે પિછાને છે, એવાં તેનાં લક્ષણ છે.

એ મસ્ત ફકીર છે કે કોઈ મઠનો સંન્યાસી છે, પેટનો ખાડો પૂરવા પોતાના જ પર આધાર રાખે છે કે ભિક્ષા માગી પૂરું કરે છે એ સમજવું અઘરું છે. કોઇ દિવસ રસ્તા પર ઊંઘતો પડેલો દેખાય છે, તો કોઈ દિવસ નદી કાંઠે સૂતેલો દેખાય છે, તો કોક દિવસ ખુલ્લા ખેતરમાં હાથપગ લાંબા કરી પડેલો હોય છે.

બીજું ગમે તે હોય, પણ એ પાગલ તો નથી. એના બોલવામાં ગાંડપણનું કંઈ જ નિશાન જણાતું નથી, જો કે બોલે છે જવલ્લે જ, અને એનો અવાજ પણ કંઈક નરમ છે.

*

ફાટેલી ચાદર વીંટાળી પાછલી રાતે એક દિવસ એ ગંગાતીરે પડેલો હતો. બેચાર સ્ત્રીઓ ગંગાસ્નાન માટે જઈ રહી હતી. ઉતાવળમાં એક સ્ત્રીનો પગ ઓચિંતો એના શરીર પર પડ્યો. સ્ત્રી બોલી ઊઠી: 'કોણ સૂતું છે રે ? હાય ! પગ પડ્યો, કોણ છો ભાઈ ?'

એ બોલ્યો: 'માણસ.'

'અહીં કેમ સૂઈ રહ્યા છો ? તમારે શું ઘર નથી ?'

'આ જ તો મારું ઘર. આ પૃથ્વી અને આ માટી. માટીનાં જ તો લોકો ઘર બનાવે છે.'

'આવા ખુલ્લામાં શું પડી રહ્યા છો, ભાઈ !'

'વાહ ! આવડું મોટું આભલું માથે ઓઢેલું છે ને !'

'વરસાદ, ટાઢ તડકો કંઈ શરીરે લાગતું નથી ? એમાંથી કેવી રીતે બચો છો ?'

'તમે કપડાં કેવી રીતે પહેરી રાખી શકો છો ?'

'અમને એવી ટેવ પડી છે.'

'તો મને પણ આ વરસાદ વગેરેની ટેવ પડી છે. એ બધાં મારાં વસ્ત્રો છે.'

આ સાંભળી એ સ્ત્રીના મનમાં ભારે કુતૂહલ જાગ્યું. આગળ વાત લંબાવવા તેણે પૂછ્યું: 'તમે જમો છો ક્યાં?'

'મળે ત્યાં.'

'કરો છો શું?'

'કશું જ નહિ.'

'તમારે કંઈ ધંધો છે કે નહિ?'

'છે, ફરતા ફરવાનો.'

'એથી શું મળે છે?'

'આનંદ.'

'આનંદમાં બધું આવી ગયું?'

'હા.'

'તમારું સગુંવહાલું?'

'ખબર નથી. મેં કદી કોઇને પૂછ્યું નથી કે એ કોઇ મારા સગા છે કે નહિ! એટલે મને શી ખબર પડે કે મારું સગું કોણ છે?'

'તમારાં બાપ મા નથી?'

'યાદ નથી.'

'તમારું નામ શું?'

'ખબર નથી. બાપ મા તો યાદ નથી, નામ કોને પૂછું?'

'આમ રહેવામાં તમને ખૂબ આનંદ લાગે છે?'

'આનંદ, આનંદ સિવાય કંઈજ નહિ.'

'તમે તો કોઈ અજબ લાગો છો!'

"સરજનહારે મને એવો જ ઘડ્યો લાગે છે.'

'બાપ માની તો ખબર નથી, તો સરજનહારને કેવી રીતે જાણ્યો ?'

'કાં તો બાપમા છે કે કાં તો સરજનહાર છે; એકને તો કબૂલ કરવો જ પડશે ને ! બાપ મા કહીએ તો લોકો કહે છે કે દેખાડો, નામ ઠામ કહો; સરજનહાર કહેવાથી કાંઇ જ ધાંધલ નહિ, કોઇ જોવા યે ન માગે, નામઠામે ન પૂછે, એક શબ્દમાં પતી જાય.'

બાઇનું કુતૂહલ વધવા લાગ્યું. તે બોલીઃ 'તમારે મારે ઘેર આવવું પડશે. કંઈ દુઃખ નહિ પડે, હું તમારી આગતા સ્વાગતા કરીશઃ ચાલો મારે ઘેર.'

'મને લઇ જઇને શું કરશો ? હું તો કંઇ કામમાં નહિ લાગું.'

'કામની જરૂર નથી, ફક્ત વાતો સાંભળીશું.'

'ચાલો.'

બંને જણ ઘર તરફ ચાલ્યાં. તે દિવસે તે બાઇનું ગંગાસ્નાન થયું નહિ.

૨

સવાર થઇ છે. રસ્તા પર લોકો જાઆવ કરે છે. બાઈ આગળ અને ફાટેલી ચાદર ઓઢેલો માણસ એની પાછળ પાછળ જાય છે. થોડીવાર પછી એક વિશાળ મકાન સામે આવી બાઈ ઊભી રહી. તે બોલીઃ 'આ મારૂં ઘર, અંદર આવો.'

ઘર સામે જોઈ માણસ બોલ્યોઃ 'આ જગા તો ચારે તરફથી અંધિયાર છે, સરસામાનથી, સોનારૂપાથી, આશાથી, નશાથી ઠસોઠસ ભરેલી છે ! એમાં પગ દેતાં તો હું રૂંધાઈ મરી જાઉં !'

બાઈ જરા શરમાઇને બોલીઃ 'પાસે જ મારો બગીચો છે, ત્યાં ઘરબાર કશું યે નથી, તમે ત્યાં નિરાંતે રહી શકશો. ચાલો, ત્યાં તમને લઈ જાઉં.'

આમ કહી ઘરમાં પેઠા વગર જ માણુસને સાથે લઈ તેણે પાછું ાલવા માંડયું.

પાસે જ બાગ હતો. હારોહાર કેટલાંક સોપારી અને નાળીએરીનાં ાડ હતાં, આંબાની થોડીક ઘીચ ઝાડી પણુ હતી, બે ચાર જામફળ, તાડ ગેરેનાં પણ ઝાડ હતાં, અને વચમાં બે પુકુર હતાં. પુકુરને ખાબોચિયાં હીએ તો ચાલે; એકનું તો પાણી સરસ હતું અને તેને ઘાટ પણુ બાંધેલો તો. પાડોશમાં આઠદશ મકાન મોચી ચમાર ને ચંડાલનાં હતાં. એક બે 'ઉ ફરતી ભદ્ર ગૃહસ્થ ઘરની વસતી નથી એમ કહીએ તો ચાલે. ભાગ્યે જ ોકાદ બે ઘર હશે.

બાગ ઘણા વખતનો સૂનો હતો. કોઈ કદી પણુ ત્યાં જતું નહિ. ાચી ચમારની સ્ત્રીઓ દિવસે બે ચાર ઘડા પાણી ભરી જવા બગીચામાં નઆવ કરતી—પુકુરનું પાણી મીઠું હતું એટલે. સાંજ પછી એ તરફ ાણુસનો પગસંચાર બંધ હતો.

માણુસ બાગમાં પેસતાં જ બોલ્યો: 'હં, અહીં મને ફાવશે.' તેને ત્યાં ાખી બાઈ ઘેર પાછી ગઈ.

થોડીવાર પછી મેવા મિષ્ટાન્નથી ભરેલી એક છાબડી માથે લઈ એક જૂર બગીચામાં આવી પહોંચ્યો. છાબડી પર શરીરે ઓઢવા માટે એક વી ચાદર હતી. માણુસની સામે છાબડી ઉતારી મજૂર બોલ્યો: 'માજીએ ાપને માટે મોકલી છે.'

આમ કહી છાબડી મૂકી મજૂર ચાલ્યો ગયો.

*

બે વાગે આસપાસની નીચ વર્ણની સ્ત્રીઓ પુકુરમાં પાણી ભરવા ાવી. માણુસે તેમને બોલાવી કહ્યું: 'આ બધું લઈ જાઓ તમે, વહેંચી ાજો, બધાને આપજો. જેને ઓઢવા પહેરવાનું કશું યે ન હોય તેને આ ાદર આપજો.'

આમ કહી ચાદર સાથે આખી છાબડી માણુસે એક સ્ત્રીના માથા પર ચડાવી દીધી.

સાંજે બાઇએ આવીને જોયું તો માણુસ ચૂપચાપ પડી રહ્યો છે, ફાટેલી ચાદર શરીર પર જેમ હતી, તેમ જ હતી. મેવા મિઠાઇનો એક ટુકડો પણુ ક્યાંયે પડેલો નહોતો. શું થયું હશે, કશુંયે સમજી ન શકવાથી બેચાર શબ્દો કહ્યા પછી તે દિવસે તો તે પાછી ગઈ.

બીજે દિવસે બીજી એક છાબડી મજૂરના માથા પર આવી. બપોરે સ્ત્રીઓ આવીને એ બધું લઈ ગઈ. ધીમે ધીમે એ રોજિંદું થઇ ગયું.

રોજ આવી રીતે ખાવાનું મળવાથી માણુસની આગળ સ્ત્રીઓનો ભય સંકોચ ઓછો થતો ગયો. હવે તેઓ ઊભી રહીને તેની સાથે થોડીક વાતો પણુ કરે છે.

એક દિવસ એક સ્ત્રી બોલી: 'ખબર છે, આ તો ભૂતિયો બાગ છે. તમે રાતે એકલા અહીં શી રીતે રહો છો? બીક નથી લાગતી?'

'ના.'

'ભૂતની તમને બીક નથી લાગતી?'

'બિલકુલ નહિ.'

'ભૂત આવી ચડશે તો શું કરશો?'

'મારી કાઢીશ.'

'ઓ મા! તમે ભૂતને મારી કાઢો છો! તમે ભૂતના પીર લાગો છો!'

'ના, હું પીર નથી, પણુ જોર કરીને ભૂત દોડી આવશે તો મારી કાઢીશ. એક વખત એવી ખબર પાડીશ કે ફરી ભૂત કદી નામ નહિ દે.'

'ભૂત તે કદી કોઇથી બીએ? ઊલટું ભૂતથી જ બધા બીએ છે.'

'એટલે જ તો ભૂત સહુની ગરદન ઝાલે છે. એક વખત એને બીવડાવ્યો હોય તો પછી કોઈ તેનાથી બીએ નહિ.'

'ઓ મા, ભૂતને વળી કોઈ બીવડાવી શકે! તમે શું ભૂતને બીવડાવી શકો છો?'

'તમે પણ બીવડાવી શકો.'

'બાપ રે! અમે તો ભૂતથી ખૂબ બીએ છીએ.'

'પછી બીવું નહિ પડે, પછી તો ભૂત જ તમને જોઈને ભાગી જશે.'

'કેવી રીતે?'

'નજરે દેખાશે.'

આશ્ચર્ય પામી સૌ એકબીજાના મોં સામું જોવા લાગી અને અંદર અંદર કંઈ વાત કરતી કરતી જતી રહી.

૩

આ તરફ બાઇ વિચાર કરે છે કે રોજ હું આટઆટલું ખાવાનું મોકલું છું તે બધું કોણ ખાય છે? જરા જોવું જોઈએ. એક દિવસ બપોરે ગુપચુપ આવીને બાગમાં એક ખૂણે તે ઊભી રહી. જોયું તો માણસે સ્નાન કરી, બગીચાના ઝાડ પરથી એક પાકું બીલું પાડી, ખાઇ, થોડુંક પાણી પીધું. થોડી વાર પછી એક મોચીની છોકરી પાણી ભરવા આવી. પાણી ભરી તે માણસની પાસે આવી બોલી:

'મારો નાનો ભાઈ ધૂણે છે, તેને ભૂત વળગ્યું છે. બાએ તમને તેડી જવાનું કહ્યું છે. તમને પગે પડું, બાબા, મારા ભાઇને તમે ભૂતના મોંમાંથી બચાવો.'

થોડી વાર વિચાર કરી માણસ બોલ્યો: 'ભલે, ચાલો.'

ખાવાની છાબડી છોકરીના માથા પર ચડાવી દઇ માણસ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો, છોકરી આગળ હતી.

થોડે દૂર સંતાતી રહીને બાઇ પણ તેની પાછળ પાછળ ચાલી.

બે વરસનો એક છોકરો ઘરના બારણા આગળ જમીન પર પડયો પડયો તરફડતો હતો. પાસે જ તુલસીનું ઝુંડ હતું. તેનાં થોડાં પાદડાં લઇ રસ કાઢી ઝટપટ ગરમ કરી ખવડાવતાં જ છોકરાની તાણ બંધ થઇ ગઇ, છોકરો સાજો થઇ ગયો.

છોકરાની મા માણસના પગે પડી બોલીઃ 'ભૂતને મારી કાઢી મારા છોકરાને તમે જ બચાવ્યો છે, બાબા! તમે જ બચાવ્યો છે!' આમ કહી વારંવાર આજીજી વિનંતિ કરી તે પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરવા લાગી.

માણસ બોલ્યોઃ 'ઘરબાર, ગોદડાં, પથારી, ખાટલો, કંઇ પણ વસ્તુ, કે શરીર પણ જો ગંદું રાખીશ, અને સડેલું માંસ, માછલી કે એવું કંઇ ખાઇશ તો ભૂત આવી વળગશે, અને હું બચાવી નહિ શકું. માટે જો, સાવધાન, આજથી ખૂબ સાફસૂફ રહેજે, ચોતરફ બધું સાફ રાખજે.'

સૌ એક સાથે બોલી ઊઠયાઃ 'સાફ થતાં જ ભૂત ભાગી જશે?'

'જરૂર, અને ફરી કદી આવશે જ નહિ.'

એ દિવસથી તેમણે ઘરબાર, ખાવાની વસ્તુઓ શરીર બધું સાફ રાખવા માંડયું. ત્યારપછી એ જાતનો રોગ એમનામાં કદી પણ દેખાયો નહિ.

*

બાઇએ છુપાઇને બધું જોયું અને એ દિવસે એને મળ્યા વગર જ ત્યાંથી ઘેર જતી રહી. એના મનમાં ભારે ઉથલપાથલ મચી ગઇ હતી.

બીજે દિવસે બપોરે ફરી તે છુપાઇને જોઇ રહી. જેનો છોકરો સાજો થયો હતો તે મોચણ કંઇક ખાવાનું લઇને આવી માણસની સામે ધરી

બોલી: 'બાબા, જરા ભોજન કરો.' તરત જ માણસે તેનું બધું ખાઇ નાખ્યું. ખાવાનું બીજું કંઇ નહોતું, માત્ર મમરા ગોળ ભેળા કરી ગરમ કરી તેનો લાડુ બનાવેલો હતો.

ત્રીજે દિવસે સવારે બાઇ મજૂરના માથા પર છાબડી ભરેલું ખાવાનું ઉપડાવી, તેની સાથે જઇ, બહાર તેને ઊભો રાખી, થોડુંક ખાવાનું હાથમાં રાખી માણસની સામે જઇ બોલી: 'બાબા, મારા હાથનું આટલું તો આજે તમારે ખાવું જ પડશે. તમે એક પણ દિવસ મારૂં ખાધું નથી, એ મેં નજરે જોયું છે. કોઇ મોચણ ખાવાનું આપે તો તમે કેટલાયે ખુશ થઇને ખાઓ છો, એ પણ મેં જોયું છે. મારૂં કેમ ખાતા નથી, એ શું ખરાબ છે?'

'ખૂબ સરસ છે, તેથી જ તો બધાયે એ ખાવાનું મન કરે છે. અને બધાને એ ભાવે છે એ વધારે મહત્ત્વનું છે. તેથી તારા ખોરાકની રોજ સેવા થાય છે. મોચણના ઘરનું ખાવાનું તો કોઇને ગમે નહિ, પરંતુ એ પણ કોઇકે તો ખાવું જોઇએ, એટલે હું જ એ ખાઉં છું.'

આ માણસની સાથે જ્યારે જ્યારે એ વાત કરે છે ત્યારે ત્યારે તેના મનમાં કંઇ કેવુંયે થઇ આવે છે. આજની વાતથી પણ તેના મનમાં ખૂબ ઉથલપાથલ મચી. તે બોલી: 'મારા મનમાં બાબા, જરાયે સુખ નથી. હું કેવી રીતે સુખ પામું તે કહો. મારે બધુંયે છે, ફક્ત સુખ નથી. તમારી પાસે કશુંયે નથી, ફક્ત સુખ છે. તમારા મારામાં કેટલો તફાવત છે! હું કેવી રીતે સુખી થાઉં, મને કહો!'

'સુખ કંઇ કોઇ વસ્તુ નથી કે એ મળતાં જ સુખ મળી જાય. સુખ તો મનની એક સ્વાભાવિક અવસ્થા છે. કેટલાક વખત સુધી મનને સહજ ભાવમાં રાખી શકાય તો સુખ એની અંદરથી આપોઆપ જાગી ઊઠશે.'

'કેવી રીતે સ્વભાવિક અવસ્થા પ્રાપ્ત થાય, કેવી રીતે મનને સહજ ભાવમાં રાખી શકું, તે મને કહો.'

'આ પેલા લોકોની વચમાં જઇને રહો—આ બધા મોચી, ચમાર, ચંડાલમાં જઇને રહો, એમને ખવડાવો; ને જીવાડો, સુધારો—સુખ એની મેળે આવશે.'

'બાબા, મને તો ખૂબ મન થાય છે કે મારે ઘેર લઇ જઇ એમને ભાવથી ખવડાવું, પણ એ લોકો તો ઘરે નહિ આવે. એ લોકો પણ મારા તરફ તૂચ્છકાર રાખે છે. હું પતિતા છું.'

'રસ્તે નીકળી પડયા કે પછી પતિતા અપતિતા બધું એક થઇ જશે, કોઇ ભેદ નહિ રહે. રસ્તામાં શું કોઇ કોઇની પૂછપરછ કરે છે? નીકળી પડો, ઊભી વાટે નીકળી પડો, આકાશનું કરો ઘર, પવનથી ભરો પેટ, દુનિયાને કરો દેશ, ભય ન રહેશે લેશ.'

આ સાંભળી બાઈ તો મૂઢ બની જઇ એના મોં સામે જ તાકી રહી; જાણે એને પોતાની ચોતરફ બધું ખાલી ખાલી લાગતું હતું. તે એકદમ બોલી ઊઠી: 'મારાં નામઠામ બદલવાં પડશે, બાબા, મને સૌ ઓળખે છે.'

'નામની શી જરૂર છે? નામની જ તો બધી પંચાત છે. નામ છોડી દીધું કે બધી પંચાત મટી ગઇ. અને ઠામ? કોઇ પૂછે તો બતાવી દેજો પેલાં મોચી ચમારનાં ઘર.'

'બતાવો બાબા, મને રસ્તો બતાવો. કેવી રીતે એ રસ્તે ચાલું એ બરાબર સમજાવી દો.'

'એ રસ્તો કોઇને દેખાડવો પડતો નથી. સૌ પોતે જ જાણી લે છે; પોતાનો રસ્તો માણસ પોતે જ શોધી લે ને અનુસરે. ઘેર જા, ઘરમાં બેઠાં બેઠાં જ રસ્તો દેખાશે!'

જાણે બાઇને પોતાના અંતરમાંથી જવાબ મળવા લાગ્યો. પળવાર સ્તબ્ધ બેસી રહી તે ઊઠી ધીરે ધીરે ઘેર ગઈ.

બાઈ રસ્તે રસ્તે ઘેર જાય છે, પણ આજે તેને રસ્તાનું કશું નજરે દેખાતું નથી. બધું જાણે ઝાંખું ઝાંખું, બધું જાણે ઢંકાયેલું. જાણે આજે તે બેધ્યાન બની ગઇ છે; તેના મગજમાં શોર મચ્યો છેઃ 'નીકળી પડો, રસ્તા પર નીકળી પડો' તે નથી જાણતી કે ક્યાં નીકળી પડવું, કયે રસ્તે જવું; નથી જાણતી કે તે રસ્તો ક્યાંથી શરૂ થાય છે.

માણસે તેને કહ્યું છે કે ઘરમાં બેઠાં રસ્તો દેખાશે. પણ આજે તો તેને ઘર જેવું કંઈ છે જ નહિ એના ઘરમાં કોણ છે? જે છે તે તેનાં કોઇ સગાં નથી? એ લોકો ઓછાં જ રસ્તાનાં માણસ છે! તો પછી ત્યાં જવું શા સારૂ? કંઇક સ્પષ્ટ, ને કંઇક અસ્પષ્ટ ભાવે આવી જાતના અનેક વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા.

ક્યારની તે પોતાના ઘરનાં બારણા આગળ આવીને ઊભી રહી છે તેની તેને ખબર નથી. સાંજ તે વખતે થઇ ગઇ હતી. ઘર સામે જોતાં જ તેને લાગ્યું જાણે ધરતી તેના પગ નીચેથી સરી જાય છે, પગ નીચે જાણે ઊંડી ગુફા છે અને તેમાં તે ધીરે ધીરે ઊતરી રહી છે, સામે ઘર જાણે માથે તતુડી રહ્યું છે—હમણાં જ તેના માથા પર તૂટી પડી તેને દાટી ઘાલશે. એનું માથું ભમી જતાં તે ત્યાં બેભાન થઇ પડી ગઇ.

આંખો ઊઘડી ત્યારે જોયું તો એક ખુલ્લા ખેતરમાં તે સૂતેલી છે, ચોતરફ અંધકાર છે, માથા પર ઉઘાડું આકાશ છે—એના હૈયામાં ઢગલો તારા ટમટમી રહ્યા છે; થોડે દૂર પેલો માણસ મસ્ત બની ફરી રહ્યો છે.

એ માણસને બાગમાં લાવી રાખ્યા પછી દિવસે એને રસ્તામાં ભટકતો કોઇએ કદી જોયો નહોતો, પરંતુ રાતે તેને રસ્તામાં ભમતો ફરતો ઘણાએ જોયો હતો.

હવે એને સૌ ઓળખી ગયા હતા. કોઇને એમાં કશી નવાઇ લાગતી નહિ. સૌ સમજતું કે એને એવી જ ટેવ છે.

દૂર ખેતરમાં એને જોઇ બાઇના હૃદયમાં ભારે ઉથલપાથલ મચી

ગઇ. તેને લાગ્યું, જાણે એ માણુસ એને ક્યાંક ખેંચી લઇ જઇ રહ્યો છે; જાણે હવે એ બદલાઇ ગઇ છે.

તે ઊઠી ઊભી થઈ, લથડિયાં ખાતી જેમ તેમ કરી તે માણુસની પાસે ગઇ. પાસે જઇ બોલી ઊઠીઃ 'બાબા, હું ક્યાં આવી છું?'

'આ અહીં જ, બહાર.'

'અહીં શું છે?'

'જે જોઇએ તે, બધું છે.'

'ક્યાં, મને તો કાંઇ હાથમાં આવતું નથી.'

'તું તો હજી હમણાં જ બહાર આવી છે! જરા સ્વસ્થ થઇ ઊભી રહે, તો મળશે.'

'મને તો બધું ખાલી ખાલી દેખાય છે.'

'ના, કશું યે ખાલી નથી, બધું ભરેલું છે, માથાથી પગ સુધી ભરેલું છે. પ્રાણુથી, ચેતનાથી, જ્ઞાનથી, રસથી, આનંદથી બધું ભરેલું છે—એકદમ છલોછલ ભરેલું છે, બિંદુ પણુ ખાલી નથી.'

'એ લેવાની શક્તિ મારામાં હોય એમ નથી લાગતું, બાબા! હું તો એમાંથી કશું યે લઇ શકતી નથી!'

'વાર લાગશે, વાર લાગશે. થોડાક દિવસ આમાં જ પડી રહેવું પડશે. ઘરમાં રહેવાની ટેવ પડી ગઇ હતી, બહાર તો કદી આવી નહોતી;-એટલે બહારનાનો તને પરિચય નથી! ધીમે ધીમે બધું સ્વાભાવિક બની જશે!'

બાઈ શાંત થઈ તેના પગ આગળ પડી રહી.

૬

સવાર થઈ છે, ખેતરમાં માણુસનો અવરજવર નથી, બાઈ એકલી છે. ઊભી થઇ કઇ તરફ જવું તેનો તેણે પળવાર વિચાર કર્યો. પછી મોચી લોકનાં ઘર તરફ જ ચાલી.

મોચી, ચમાર, ચંડાલની સ્ત્રીઓએ હજી હમણાં જ ઘરકામ શરૂ કર્યું હતું. ગુપચુપ એક ખૂણે એક સ્ત્રીને ઊભી રહેલી જોઇ એક જણે પૂછ્યું: 'કોણ છો?'

'સ્ત્રી.'

'ક્યાંથી આવે છે?'

'ખેતરમાંથી.'

'શું જોઇએ છે?'

'અહીં રહેવું છે.'

'કોણ નાત છે?'

'મારે નાત નથી.'

'અહીં શું કરીશ?'

'તમારું કામ કરીશ.'

'શું કામ?'

'જે કહેશો તે.'

'અમારું કામ કરવાથી તને શું મળશે!'

'સુખ મળશે.'

'તારે સુખ જોઇએ છે?'

'હા, મારે બધું હતું, ફક્ત સુખ નહોતું. એટલે તમારી સૌની પાસે સુખ લેવા આવી છું.'

'અમારી પાસે સુખ છે એમ!'

'હા.'

'અમે તો કંઇ જાણતાં નથી!'

'તમે નથી જાણતાં, પણ હું જાણું છું.'

'જાણતી હોય તો લે, રહે પેલા ઘરમાં.' આમ કહી, પાસે જ એક ચમારનું ઘર ખાલી પડયું હતું; કેટલાક દિવસ થયાં એ લોકો બીજે ગામ જતાં રહ્યાં હતાં, એ ઘર તેણે બતાવી દીધું.

ઘર જોઇ બાઈ ખૂબ ખુશી થઇ બોલીઃ 'હાશ, ખૂબ આનંદ થયો. તમારું ભલું થાઓ.'

'તારું નામ શું?'

'મને 'ખુશાલી' કહેશો તો ચાલશે.'

'વાહ! નામ તો સરસ છે. અમારી સાથે સરસ મેળ ખાશે.'

'તમારી સાથે મેળ ખાઈ જાય તો મનેયે ખૂબ આનંદ થશે.'

૭

તે માણસને ત્યારપછી એ બાજુ કોઇએ જોયો નથી. એક દિવસ સવારના પહોરમાં ફાટેલી ચાદર વીંટાળેલું એનું શરીર ગંગાનાં પાણીમાં તણાતું દેખાયું. ચાદર રોજની જેમ જ તે વખતે પણ વીંટાળેલી હતી. ઊભા ઊભા જોઇ રહેલા લોકોને સ્મશાનના નોકરે કહ્યું, 'મશાય, કાલે રાતે એ આવ્યો, લાંબો થઇ પાણી ઉપર સૂઇ ગયો, ન હાલ્યો, ન ચાલ્યો, ડૂબ્યો પણ નહિ, બસ આમ ને આમ લહેરથી સૂતો સૂતો તણાવા લાગ્યો. અત્યારે પણ એમ જ તણાઈ રહ્યો છે, નવાઈ લાગે છે!'

નોકરની આ વાત કોઇએ માની, કોઇએ ન માની.

આ તરફ જોતજોતામાં ગંગામાં ભરતી આવી એના શરીરને કોણ જાણે ક્યાં ઘસડી ગઇ.

જોનારા પાછા ફર્યા. રસ્તે જતાં જતાં એક જણ બોલ્યોઃ 'નહાવા જતાં એ ગંગામાં ડૂબી ગયો હશે.'

બીજો બોલ્યોઃ 'બનવાજોગ છે.'

પહેલો બોલ્યોઃ 'પણ માણસ અજબ હતો, હાં!'

બીજો બોલ્યોઃ 'એમાં શો શક'

# અભાગણી

જામિનીનાથની સ્ત્રી દામિનીલતાનું આઠમું સંતાન હતી સ્નેહલતા, ઉર્ફે અભાગણી.

અભાગણી ખૂબ અસમયે જન્મી હતી. જામિનીનાથ પાંચ પુત્રીઓને પરણાવી સર્વસ્વહીન બની દેવાના ભારમાં ડૂબી ગયેલો હતો. બે પુત્ર હતા; તેમનું શિક્ષણનું ખર્ચ નભાવવામાં એને નાકે પાણી આવતું. માસિક પચાસ રૂપિયાના પગારમાં કેવી રીતે પૂરું કરવું, તેની જામિનીનાથને કંઈ સમજ પડતી નહોતી.

આઠમે ગર્ભે પુત્ર ન થતાં પુત્રી થઈ. જામિનીનાથે મનનું દુ:ખ મનમાં દાબી દઈ પુત્રીનું નામ પાડયું સ્નેહલતા; માએ નામ પાડયું અભાગણી.

અભાગણીની ઉંમર જેમ વધવા લાગી તેમ તેનું રૂપ તેની ઉંમરને ઢાંકી દેતું ચાલ્યું; બાર વરસની ઉંમરે પરિપૂર્ણ યૌવનશ્રી બાલિકાના સમસ્ત દેહને દીપાવી રહી. તેના મોં સામું જોઈ, તેના લગનની ચિંતામાં ને ચિંતામાં મા બાપની આંખનાં આંસુ સુકાતાં નથી.

માએ શાક સમારતાં સમારતાં આંગળી કાપી નાખી. છોકરીએ એકદમ દોડી આવી આંગળીએ પાટો બાંધી દીધો; છેવટે બે ય હાથે માને ગળે વળગી પડી બોલી: 'મા, તું રાતદહાડો શો વિચાર કર્યા કરે છે?'

મા બોલી: 'જા, તું તારા કામે જા.'

છોકરી દબી નહિ, બોલી: 'કહેને, મા, મા, કહેને.'

મા હાથ ઉપાડી છોકરીને ધોલ મારવા ગઈ, પરંતુ હાથ ગાલ પર ન પડતાં ગળે વળગી પડયો. માએ છોકરીને છાતી સરખી ખેંચી લઈ કહ્યું: 'અભાગણી! બીજી જગા ન મળી તને, કે મરવા મારે પેટ આવી—નસીબ સમૂળગું બાળીને આવી!'

છોકરી હસતી હસતી બોલી: 'મારો પોપટ શું કહે છે, સાંભળ, મા.'

પોપટ તે વખતે બોલતો હતો: 'લક્ષ્મીબેન, આવ, લક્ષ્મીબેન, આવ.'

માની આંખે આંસુ આવ્યાં. તે બોલી: 'જા, પોપટને ખાવાનું આપી આવ. હું રસોડામાં જાઉં છું.'

છોકરી પોપટની પાસે ન જતાં ધીરે ધીરે પિતાની પાસે ગઈ. પિતા તે વખતે પચાસ રૂપિયા લઈ ગણવામાં રોકાયા હતા, નવો મહિનો બેઠો છે, લેણદારો એકે એકે આવવાના;—ઘરવાળો ભાડું માગવાનો, ગોવાળ દૂધના પૈસા લેવા આવવાનો, મોદી, કાપડીઓ, સોની સૌને થોડું થોડું આપવું પડશે. શી રીતે પહોંચી વળાશે? કંઈ સમજ પડતી નથી. એવામાં અભાગણીએ બૂમ મારી: 'બાપા!'

બૂમ જામિનીનાથને કાને પહોંચી નહિ.

ફરી જરા મોટેથી છોકરીએ બૂમ મારી: 'બાપા!'

જામિનીનાથે આ વખતે સાંભળ્યું, તેણે ઉત્તર આપ્યો: 'લક્ષ્મી!'

અભાગણીએ ધાર્યું હતું, કે બાપાને પૂછીશ કે મા રાતદહાડો શું કરવા આટલી ચિંતા કરે છે, પરંતુ બાપાનું મોં જોઈ તેના મોંમાંથી એક અક્ષરે બહાર નીકળ્યો નહિ.

જામિનીનાથ બોલ્યાઃ 'પૈસો લેવો છે? લક્ષ્મી, આ લે, એક પૈસો લે.'

અભાગણી પૈસો છેડે બાંધી આવતી રહી અને રસ્તા પરની બારી પાસે બેસીને વિચાર કરવા લાગી, કે બાપા ને બા શું કરવા આટલી ચિંતા કરે છે

ગોવાળના પૈસા ઘણા ચઢ્યા હતા, તે ધમકી આપી ગયો હતો કે હવે દૂધ નહિ આપું. મોદી કહી ગયો હતો કે દાળચોખા હવે ઉધારે નહિ મળે. સોની કહી ગયો હતો કે, ત્રણ દિવસમાં પૈસા નહિ મળે તો ફરિયાદ કરીશ. જે આવે છે તે રૂપિયા માગે છે—કોઈ આવીને બોલાવે છે કે જામિનીનાથનું મોં સુકાઈ જાય છે.

અભાગણી બધું સમજી. તે આખો દિવસ પિતાની અડખે પડખે ભમતી ફરે છે. બારણા પાસે, બારી હેઠળ, ખૂણે ખાંચરે જ્યાંથી પિતાને જોઈ શકાય, ત્યાં બેસીને તે તેમના મોં સામે મોટી મોટી આંખો ફાડી મૂંગી મૂંગી જોઈ રહે છે.

આજે પિતાનું મોં ખુબ સુકાએલું છે; છાતીનાં હાડકાં યે ગણી શકાય, દહાડે દહાડે તે દુબળા થતા જાય છે;—અભાગણી મોં ઢાંકી રડી પડે છે.

તે દિવસે સાંજે જામિનીનાથ નોકરી પરથી ઘેર આવ્યો નહિ. બે પટાવાળા હાથમાં લાઠી લેઈ બારણા આગળ આવી ઊભા, અને મોટેથી બૂમો પાડવા લાગ્યા.—'જામિની બાબુ, જામિની બાબુ, ઘેર છો?'

અભાગણી બારણામાંથી જમરાજના દૂત જેવી બે મૂર્તિઓ જોઈ થથરી ગઈ. તેને થયું, બાપાને આ લોકો મારશે કે શું!

તે ધીમે ધીમે તેમની પાસે જઈ બોલીઃ 'તમે મારા બાપાને કશું બોલશો નહિ,—તમારે પગે પડું છું, જોઇએ એટલાં ફૂલ આપું.'

પટાવાળા કંઈ સમજ્યા નહિ. બોલ્યાઃ 'શું કહે છે, બેન?'

અભાગણી બોલી: 'તમે બાપાને વઢશો નહિ, હું આવું છું.'

તેણે બપોરે માળા ગૂંથવા માટે ઘણાં ફૂલ રાખી મૂક્યાં હતાં—પાલવમાં એ બધાં લાવી પટાવાળાઓના ગજવામાં ઠાલવી દીધાં, પછી કાંત કંઠે બોલી: 'જાઓ ભાઈ, તમે જાઓ.

પટાવાળાઓ એક બીજાનાં મોં સામું જોઈ ફરી આવીશું એમ નક્કી કરી ધીમે ધીમે જતા રહ્યા.

અભાગણી હાશ કરી બેઠી.

×

સાંજે પડી. પડી પડી અભાગણી વિચાર કરવા લાગી: 'હા! જો ફૂલના રૂપિયા થતા હોત, તો સવારમાં વહેલી વહેલી વીણી લાવી માને આપત! પછી મા કહેત અભાગણી સોનામુખી છે. બાપા કહેત સ્નેહલક્ષ્મી ખરી લક્ષ્મી છે. ગોવાળના બધા રૂપિયા ચુકતે થઈ જાત, સોની પછી બાપાને કંઈ બોલી જ ન શકત. મા રાજરાણીની પેઠે ઘરેણાં પહેરી બેસી રહેત—દાસીઓ સેવા કરત. બાપા ગાડીમાં બેસી ફરવા જાત—વિચારમાં ને વિચારમાં અભાગણી ઊંઘી ગઈ.

ઓચિંતી ઊંઘ ઊડી જતાં અભાગણીએ સાંભળ્યુ: બીજા ફળિયામાંથી મોક્ષદા માસી આવી માની સાથે વાતો કરતાં હતાં. માસી બોલી: 'તને નથી ખબર બેન, મા કાળકાએ ઠકરાણીને સ્વપ્નમાં દર્શન દઈ કહ્યું છે: તમારા નવા પુકુરમાં મારો વાસ છે. કોઇ આઠમા પેટનું સંતાન લાવી વેળાસર મને અર્પણ કરે. તો તારું પુકુર પાણીથી છલકાઈ જશે, ગોળા ધાનથી ભરાઇ જશે, પૌત્ર પૌત્રીઓના મુખ જોવા પામીશ, નહિતો તારાં ઘરબાર બધું બેહાન મેદાન થઈ જશે. ઠકરાણીએ એક લાખ રૂપિયા આપવાના કહ્યા છે.—જો કોઈ આઠમા ગર્ભનું સંતાન આપે તો.'

અભાગણી કાન સરવા કરી સાંભળી રહી! મા બોલી: 'હશે બેન, એવી બધી વાતોનું શું કામ છે? એવું સાંભળ્યે પણ પાપ લાગે.'

માસી બોલી: 'ના બેન, એવું હું કયાં કહું છું! હું તને કયાં આપવાનું કહું છું! માબાપનો જીવ છે ને!'

માસીના ગયા પછી માએ બહુવાર સુધી છોકરીનાં મોં સામે જોઈ રૂદન કર્યું; પછી છોકરીને ઊંચકી લઈ આંખો લૂછતી લૂછતી નીચે ઊતરી ગઈ.

×

અઠવાડિયું વીતી ગયું.

અભાગણીએ એક દિવસ બાપાની પાસે જઈ પૂછ્યું: 'બાપા, એક લાખ રૂપિયા એટલે કેટલા?'

બાપા બોલ્યા: 'ઘણાએ.'

અભાગણી બોલી; 'ગોવાળના રૂપિયા ચૂકતે થાય?'

બાપા બોલ્યા: 'થાય.'

અભાગણી બોલી: 'સોનીનું દેવું વળી રહે?'

બાપા બોલ્યા: 'હા'

અભાગણી બોલી: 'બધું દેવું વળી જાય?'

બાપા હસતા હસતા બોલ્યા: 'કેમ! શું તું લાખ રૂપિયા આપવાની છે?'

અભાગણી આગળ કંઈ પણ બોલ્યા વગર ધીરે ધીરે ત્યાંથી જતી રહી.

×

દિવાળીને દિવસે સૌને ઘેર દીવા થવા લાગ્યા. અભાગણી બોલીઃ 'મા, હું ઘાટ પર દીવો મૂકી આવું.'

મા બોલીઃ 'જલદી પાછી આવજે, પણ પેલા નવા પુકુર પર જઇશ નહિ. !'

એક નાનકડી નવી સાડી પહેરી, એક થાળીમાં માટીનું કોડિયું મૂકી અભાગણી ઘાટ તરફ ચાલી. નવા પુકુર તરફ જ એ ચાલી પુકુર પર હજી પગથિયાં બંધાયાં નહોતાં, માટી પર માટી જામી જવાથી પુકુરની પાળ પહાડની પેઠે ઉંચી થઈ ગઈ હતી. તેની ચારે તરફ અભાગણીએ દીવા સળગાવ્યા.

પાળ ઉપર ઊભી રહી તેણે સામે નજર કરી. પુકુરમાં પાણી ચમકતું હતું. કાળું પાણી રાતે વધારે કાળું દેખાતું હતું. અભાગણી ઘણીવાર સુધી પાણી ભણી જોઈ રહી, પછી પાલવ ગળે ભેરવી ધીરે ધીરે પાણીની નજીક આવી ઊભી. હાથ જોડી 'મા કાળી' કહી બૂમ પાડી. એકદમ પાણીમાં કૂદી પડી. એ અવાજથી વનનાં પંખી પાંખો ફફડાવી ઊઠ્યાં. બીવેલાં પશુ-ઓના પગસંચારથી સુકાં પાંદડાં ખખડ્યાં. પછી બધું શાંત !

ધીમે ધીમે દીવા બધા એક પછી એક હોલવાઈ ગયા. ચોતરફ માત્ર અંધકાર ! 'કાળી'ના જેવો કાળો અંધકાર !

# સૌનું શહેર

સમુદ્રતીરે એક વિરાટ નગરી હતી. વિશાળ જંગલ કાપીને એ નગરી સ્થાપવામાં આવી હતી. ક્યારે એની સ્થાપના થઈ હતી એ કોઈ જ કહી શકતું નથી. તે પુરાણ સમયની કોઈને જ કશી ખબર નથી. તોપણ એક કાળે એ શહેરમાં અનેક મહાપુરુષો ઉત્પન્ન થયા હતા. ઊંચા પ્રકારનું જ્ઞાન અહીંથી બહાર ફેલાયું હતું. પ્રકૃતિએ એક રીતે પોતાનું મહાસામ્રાજ્ય આ નગરીના હૃદયમાં સ્થાપન કર્યું હતું. છ ઋતુઓ અહીં વારાફરતી આનંદમય સ્વાભાવિક ગતિથી નૃત્ય કરતી ફરતી એ વાતનો આજે પણ સૌ સ્વીકાર કરે છે.

એ પુરાણા વૃદ્ધ શહેરની આજે એવી દુર્દશા છે કે જોઈને છાતી ફાટી જાય, આંખોમાં પાણી ઉભરાય, વ્યથાથી હૃદય થંભી જાય. બધું ગયું છે. જ્ઞાન પોથીઓમાં છુપાઈ ગયું છે, આનંદની જગાએ ભય અને રૂદન ગાદી જમાવી બેઠાં છે, પ્રકૃતિ વિકૃત થઈને નિયમ વિરુદ્ધ તોફાનો ઉત્પન્ન કર્યે જાય છે, ઋતુઓ ગમે તેમ, ગમે ત્યારે, જ્યાં ત્યાં સેળભેળ થઈને પગ માંડે છે. એની ગતિમાં નથી જીવન, નથી નૃત્ય.

સૌથી વધારે દુર્દશા થઈ છે શહેરના લોકોની. બિચારા રોગે પીડાય છે. ક્ષયથી મરે છે, ખખડધજ મકાનો માથા પર તૂટી પડે છે. જેમને ઘર નથી તે ખુલ્લા મેદાનમાં ઊભા ઊભા વરસાદથી ભીંજાય છે, તાપથી બળે છે. શરીરમાં જોર નથી, હાથમાં હથિયાર નથી.

ઘાસ ઉગેલી દિવાલો પર માટીનો લપેડો છે. ઘરમાં ખાલી હાંલ્લાં ખખડે છે. પાકાં મકાનોની ભીંતો ફાટી ગઈ છે, તેમાંથી મોટાં મોટાં ઝાડ ઊગી નીકળ્યાં છે, તેનાં લાંબાં લાંબાં ડાળાં જમીન સુધી પહોંચે છે, અને ભીંતોમાં ચારે ખૂણે ચામાચીડીયાં, ઉંદર, છછુંદર, ગરોળીઓ, કાનખજુરા, વીંછી ને કરોળિયા જામી પડ્યા છે.

શહેરના આ રૂપમાં વધારો કરે છે એના રોગે શીર્ણ અને ભૂખે ક્ષીર્ણ અધિવાસીઓ. તેમના ચહેરા જોઈને લાગે જાણે સાક્ષાત મરણ તેમની છાતી પર ક્રીડા કરી રહ્યું છે.

એવું એ પતનોન્મુખ શહેર તેના મરણોન્મુખ શહેરીઓને લઈને સમુદ્રતીરે ઊભું છે—ગમે તેમ પણ હજી જીવતું છે. તેનું સંપૂર્ણ મરણ હજી નથી થયું, શી ખબર શાથી!

સમુદ્રની છાતી પર થઈને કેટકેટલાં મોટાં વહાણો વેપાર રોજગાર અર્થે રાત દહાડો જાઆવ કરે છે. પસાર થતી વખતે કેટલા દેશના કેટલા લોકો, સમુદ્ર કાંઠાનું આ વૃદ્ધ શહેર જોવા આવે છે. જોઈને કોઈ મોં ફેરવે છે, કોઈ મજાકમાં હસે છે, કોઈ મોંફાડ ગાળ દે છે, 'કેવું કંગાળ શહેર! છિ છિ! લોકો જાણે સડે છે! આંખો ખોલી કોઈ પોતાના શહેર તરફ જોતા યે નથી!"

જેને જે કહેવું હોય તે કહે, ધારવું હોય તે ધારે, શહેરના લોકો એ તરફ ધ્યાન જ આપતા નથી, એક શબ્દ કાને ધરતા નથી. આળસુ થઈને એક જ પ્રકારે એ લોકો દિવસ પસાર કરે છે, અને મનમાં વિચાર કરે

છે કે તેમના પૂર્વ પુરૂષો તપના પ્રભાવે આ શહેરને સનાતન રાખી ગયા છે, કોઈ પણ કાળે એ કેમે મરવાનું નથી. કોઈની તાકાત નથી કે તેમને અહીંથી હઠાવી શકે. ખુદ રાજા પોતે આવે તો પણ નહિ.

આ અહંકારમાં તેઓ મત્ત છે. બીજી તરફ ગીધ સમડીઓ, શૃગાલો આવી મડદાંને ચીરી ફાડી ખાય છે; શહેરમાં મડદાંની વ્યવસ્થા કરનારું પણ કોઈ નથી એનું પણ કોઈને ભાન નથી.

ચકચકતો પોશાક પહેરેલા કેટલાક વણિકો સમુદ્રતીરે વસેલા આ પુરાણા શહેરનાં દર્શન કરવા એક દિવસે વહાણ થંભાવી, આવી ચડયા.

સામે જ શ્રીનિવાસ તેના ભાંગેલા ઘરના આંગણામાં બેઠો હતો. વણિકોએ પૂછ્યું: "તું કોણ છે? તારું નામ શું? આ ઘર શું તારું છે?"

શ્રીનિવાસ બોલ્યો: "મારૂં નામ શ્રીનિવાસ ઠાકુર. અનેક પેઢીઓથી આ ઘરમાં અમારો વાસ છે. લગભગ બે હજાર વરસ પર અમારા પૂર્વ પુરૂષોએ આ ઘર તૈયાર કરાવેલું. જનાબ, એ આજકાલની ચીજ નથી, અતિ પ્રાચીન છે, મહાશય! અતિ પ્રાચીન!"

એ સાંભળી વણિકો હા હા કરી હસી પડી બોલ્યા: "પ્રાચીન છે એ તો સમજ્યા, પણ પ્રાચીન ઉપર શું નવા સુધારા ન થઈ શકે? માત્ર પ્રાચીન છે એટલા જ પરથી ખુશ થવું? હા, હા,! હા! આ તરફ ખખડધજ ઝરૂખો માથા પર પડવાનું કરે છે, એનું કંઈ ભાન છે? મરામત કરાવવી જોઇએ, ભાઈ! મરામત વગર ન ચાલે. દેશના રાજાએ હુકમ કર્યો છે કે રાજ્યની તમામ જગાઓ હવે નવીન બનાવવાની છે, પુરાણી ભાંગેલી, ફાટેલી એક ચીજ સરખી કયાંય રહેવા દેવાની નથી. તમે લોકો જો તમારાં ઘર, શહેર વગેરે નવેસરથી નહિ ઊભાં કરો, તો અમે તમારૂં શહેર ખૂંચવી લઈ નવેસરથી બાંધશું. ચૂનો માટી બધું અમે વાપરીશું, એટલે પછી શહેર અમારૂં થઈ જશે."

શ્રીનિવાસ બોલ્યો : "અમારા પૂર્વ પુરુષોએ ખુદ રાજાની પાસેથી આ શહેર વેચાતું લીધું હતું, અને એવાં ચૂનો માટી વડે એ બાંધ્યું હતું કે તમારાં ચૂનો માટી એની સાથે ભળશે નહિ. એક પણ ઘરમાં તમારાં ચૂનો માટી કામ નહિ લાગે, હં, એક પણ ઘરમાં કામ નહિ લાગે."

વણિકો બોલ્યા : "કામ નહિ લાગે, તો ઘરો બધાં પાડી નાખીશું અને નવેસરથી બાંધશું."

શ્રીનિવાસ બોલ્યો: "એ નહિ બને, નહિ બને. આ શહેર તમારાથી ભાંગી તોડી નહિ શકાય. આ શહેર અગ્નિ વડે ગુંથેલું, જળ વડે બધેલું પવન વડે છાયેલું અને આકાશ વડે માપેલું છે. એ નહિ ભાંગે! ફાટશે ચિરાશે, પણ તદ્દન ભાંગી નહિ પડે, એ નાશ નહિ પામે, તમે ગમે તેટલું જોર કરશો તોપણ અમને હઠાવી નહિ શકો."

વણિકો બોલ્યા; "ભાંગેલું તરડાયેલું કશું યે પોતાના રાજ્યમાં રાખવાની રાજાજીની મરજી નથી, તેમણે હુકમ કર્યો છે કે તેમની પૃથ્વી હવે ફરી રચાશે. જો મરામત નહિ કરો તો રાજા પોતે જ શહેરમાંથી તમને કાઢી મૂકશે. પછી શું કરશો?"

શ્રીનિવાસ બોલ્યો: "વરસે વરસે રાજાનો કર ભરીએ છીએ, રાજા અમને ક્યા કાયદાથી કાઢી મૂકશે?"

રસ્તા પર ક્યાંક રાજસેવક બેઠો હતો. શ્રીનિવાસને મોઢેથી આ શબ્દો નીકળતાં જ તે ક્રોધથી તેની સામે આવી બોલ્યો: "શું કહો છો ઠાકુર, વરસે વરસે તમે રાજાનો કર ભર્યા કરો છો? જરા તમારો ચોપડો ઉઘાડી જુઓ તો, કેટલાં વરસથી કરવેરો ભર્યો નથી?"

ઘણાં વરસથી કર ભર્યો નથી એ વાત શ્રીનિવાસ ભૂલી ગયો હતો. તે ફાંકો રાખી ચોપડો લેવા ઘરમાં ગયો; રસ્તા પર વણિકો અને રાજસેવક ઊભા રહ્યા.

ચોપડાવાળી પેટી કરોળિયાનાં જાળાંથી છવાઈ ગઈ હતી. કેટલાંયે વરસથી કોઈએ ઉઘાડી નહોતી. ભયથી શ્રીનિવાસની છાતી ધડાક ધડાક ધબકવા લાગી—ત્રણસો વરસથી કરવેરો ભરાયો નહોતો. હવે ઘર ક્યારે બાકી દેવા પેટે સરકારખાલસા થઈ જશે તે કોણ કહી શકે?

શ્રીનિવાસને આ ઘર પર ખૂબ પ્રીતિ હતી. પણ ઘર ઉપર હવે કશો હક નથી એ જોઈ તેની આંખોમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં. તે બોલ્યો: "ભાઈ રાજસેવક, ત્યારે તો રાજા હવે અમારૂં શહેર છીનવી લેવાના, હવે અમારામાં કંઈ જોર નથી, હક નથી, અમે તો ઘણાં વરસથી કર ભર્યો નથી, ઘર તો ક્યારનુંયે જપ્ત થઈ ગયું છે. હવે અમે ક્યાં જઈ ઊભીશું?"

રાજસેવક બોલ્યો: "શહેર રાજાનું છે, માટે હવે રાજાના હાથમાં શહેરનો ભાર છોડી દો. રાજાજી આવે છે. તમને સાથે લઈને રાજા પોતે હવે શહેર ફરીથી વસાવશે. તેમના આગમનના સમાચાર કહેવા અને તમારી પાસે અગાઉથી કામ શરૂ કરાવવા અમને આગળ મોકલ્યા છે. આ ચૂનો માટી. કામ શરૂ કરી દો, ઠાકુર, હમણાં જ નવું ચણતર શરૂ કરી દો. આખું શહેર નવેસરથી બાંધવું પડશે, ઘરમૂળથી નવું. જે પ્રાચીન છે તેને મૂળથી જ નૂતન કરવું જોઈએ, એ નથી ખબર? રૂપ તો બદલવું જોઈશેને?"

શ્રીનિવાસ મૂઢ બની રાજસેવકના મોં સામે જોઈ રહ્યો અને વ્યાકુલ નજરે રાજદૂત, ચૂનો, માટી વગેરેની સામે રહીરહીને જોવા લાગ્યો.

રાજસેવક બોલ્યો: "બીજાં બધાં શહેરો, આખું રાજ્ય રાજાએ પ્રજાને સુપ્રત કરી દીધું છે, માત્ર આ જ શહેર પોતાને માટે રાખ્યું છે. અહીં રાજાના જ નામે બધું કામ થશે, બીજા કોઈના નામે અહીંનું કશું કામ થઈ શકશે નહિં."

રાજસેવકની વાત સાંભળી શ્રીનિવાસ દોડતો જઈ તેને ભેટી પડી બોલી ઊઠ્યો: "ભલે, રાજાજી લઈ લે, બધું લઈ લે, તેઓ અહીં આવી

રાજ્ય સંભાળી લે; અમે તેમના સદા સર્વદા ગુલામ બની માત્ર તેમની સેવામાં જીવન પૂર્ણ કરીશું."

આમ કહી શ્રીનિવાસ બે હાથ ઊંચા કરી ઊંચે સાદે રાજાના નામનો જયધ્વનિ પોકારવા લાગ્યો.

આ તરફ આખા રાજ્યમાં અવાજ ઊડયો કે રાજા આવે છે! રાજા આવે છે! વાટે ઘાટે લોકો ઉભરાવા લાગ્યા. સૌ કામે લાગી ગયા હતા. ચામાચીડિયાં, દેડકાં, વાગોળો ભગાડતા હતા, માટીની દીવાલો ફરી થતી હતી, પાકી દિવાલો સંધાતી હતી, જુનો સરસામાન માંજી ઘસીને ઉજળો થતો હતો. આખા શહેરમાં ધમાલ! રાજા આવે છે!

સૌ કામમાં ડૂબી ગયા હતા, એવામાં સફેદ ઘોડા પર સ્વાર થઈને રાજાજી આવી પહોંચ્યા. રાજાના મુખના સોનેરી ઉજાસથી દિશાઓ પ્રકાશિત થઇ ગઈ, પવન સુગંધીદાર બની ગયો, ચોતરફ આનંદ આનંદ થઈ ગયો.

રાજા ઘોડા પરથી ઉતરી પડયા. તેમણે તદ્દન સાદો પોશાક પહેર્યો હતો. રાજાને જોવા રસ્તા પર લોકોની એવી ભીડ હતી, કે ચાલવાનો માર્ગ નહોતો. એ ભીડમાંથી એક નાની છોકરી આગળ આવી રાજાનો હાથ પકડી પૂછવા લાગી: 'તમે જ શું રાજા છો? તમે તો અમારા જેવા માણસ છો, તો પછી લોકો તમને માણસ કહેવાને બદલે રાજા શા માટે કહે છે?"

રાજા બોલ્યા: "એ લોકોની ભૂલ છે. હું રાજા નથી, હું સાચેસાચ જ માણસ છું."

છોકરી બોલી: "વાહ! સરસ! તો પછી તમે અમારી સાથે રહેવાને બદલે આઘા શું કરવા રહો છો?"

રાજા બોલ્યા: "લોકોએ મને રાજાનો ખિતાબ આપી ધકેલી આઘો કાઢયો છે. તેઓ મને પાસે આવવા દેતા નથી, તેનું જ મને દુઃખ છે."

છોકરી બોલી: "એટલે, ત્યારે તો તમે અમારી સાથે રહેવા માટે અમારી પાસે આવ્યા છો, નહિ? એટલે જ ઘોડા પરથી ઊતરી ગયા—અમારી સાથે પગે ચાલવા માટે, નહિ? વાહ! કેવી મજા! રાજા અને અમે હવે જુદા નથી, કેવું સરસ!"

રાજા બોલ્યા: "ઘોડા પર સવાર થઇને ચાલતાં મારો જીવ અકળાઈ જતો હતો, અને રાત દહાડો એકલો રહી રહીને હું મુંઝાતો હતો. તમારી વચમાં હવે આવી ગયો છું એટલે હાશ! રાજા થવાના દુઃખમાંથી હવે બચી ગયો, હવે હું તમારા જ દેશનો એક સામાન્ય માણસ છું"

છોકરી બોલી: "જો તમે રાજા નથી તો આ શહેર કોનું છે?"

રાજા બોલ્યા: "જે એમાં રહે એ સૌનું."

# ભા ર — ઉ તા ર

## ૧

રસ્તાને કિનારે મારું ઘર હતું રાત દહાડો એ રસ્તે થઈને મુસાફરો જા આવ કરે, હું બેઠો બેઠો જોયા કરું, અને મનમાં મનમાં વિચાર કર્યા કરું; આ લોકો ક્યાં જતા હશે, શું કરવા જતા હશે, શું કરવા આવતા હશે?

હું પૂછું છું તો કોઈ જવાબ દેતું નથી. છત્રીસ વરસ આમ વહી ગયાં, આ પ્રશ્નનો ખુલાસો મળ્યો નહિ. એમને એમ દિવસ ચાલ્યા જાય છે: એ જ રસ્તા ભણી જોઈ રહું છું. જોઉં છું, ને જતા આવતા લોકોને ગણ્યા કરું છું.

હું બેકાર છું. રાતે કે દહાડે મારે કશું કામ જ ન મળે. મહોલ્લાના લોકો કહે છે: 'હવે પરણી જા, સંસારી થા, આમને આમ કેટલા દહાડા ચાલશે?'

હું કહું છું: 'પણ સંસાર મને બોલાવે છે જ ક્યાં? તેના રસ્તાને કિનારે હું તો રાત દહાડો બેઠો રહું છું, એ તો મને કદી પણ બોલાવતો નથી.'

લોકો મારી વાત સાંભળી નવાઇ પામે છે; કહે છે: 'આ શું બોલતો હશે?"

ખરેખર સંસારે મને કદી પણ બોલાવ્યો નથી. એકાદ કામ પણ તેની ખાતર કરવાનું મને તેણે કદી કહ્યું નથી. અને કહ્યા વગર જાઉં કેવી રીતે એ તો કોઈ સમજતું જ નથી!

કામગરા લોકોને ઉતાવળે પગે રસ્તા પર ચાલ્યા જતા જોઇ ઘણી વખત મને થયું છે કે હું પણ એમની સાથે જાઉં, એમની પેઠે કામકાજ કરૂં, પરંતુ એ ઇચ્છામાં બળ નથી, એટલે જાઉં પણ કેમ કરીને?

કામધંધા વગરનો હું જ્યારે અતિ શૂન્ય બનીને આવી રીતે દિન પર દિન વિતાવતો હતો ત્યારે એક દિવસ એકાએક મને બૂમ પડી: 'ભાર જરા ઉતારી દો તો, ભાઇ!'

પરસેવાથી તરબોળ શરીરવાળો એક મજૂર માથે મોટો ભાર લઇને રસ્તે ચાલતાં ચાલતાં મારા પર નજર પડતાં જ બોલી ઊઠ્યો: 'ભાર જરા ઉતારી દો તો, ભાઇ!'

મેં ભાર ઉતરાવ્યો. થોડી વાર આરામ લઇ મજૂર પાછો ભાર પોતાને માથે લઈ પોતાને રસ્તે ચાલી ગયો, પરંતુ તે મને જે હાક દેતો ગયો તે શમી નહિ.

તે જ દિવસથી મારૂં કામ શરૂ થયું.

## ૨

દરરોજ વહેલી સવારે રાતના ચાર વાગતાં ઊઠીને રાજમાર્ગના ચકલામાં જઇને મેં ઊભા રહેવા માંડ્યું. રસ્તે થઇને જે કોઈ મુસાફર જાય, જેના હાથમાં વધારે ભાર જણાય તેનો થોડોક ભાર ઉતારી લઇ તેને નિર્દિષ્ટ જગાએ પહોંચાડી આવું.

આ મારો ધંધો.

આ કામ કરીને હું ખૂબ સુખમાં છું. મનમાં ક્યાંય પણ જરા સરખું દુઃખ નથી, કશી ખોટ નથી.

દરરોજ હું આ પ્રમાણે કામ કર્યે જાઉં છું. સવારથી બપોરના બાર વાગ્યા સુધી રસ્તે રસ્તે ફરૂં છું. બાર વાગ્યા પછી ઘેર આવી નાહી ધોઈ આરામ કરૂં છું. સાંજે પાંચ વાગે વળી પાછો ચકલામાં જઈ ઊભો રહું છું. મુસાફર સામો મળતાં જ તેનો બોજો ઊતારી લઉં છું અને વહી જાઉં છું!

ભદ્ર પુરુષો કોઇ વાર મારા પર ખુશ થઈ કોઈ મને બે આના, કોઇ ચાર આના, એમ બક્ષિસ આપે છે. હું કહું છું—જનાબ માફ કરો, આ મારો ધંધો નથી. આત્મસંતોષની ખાતર જ હું આ કામ કરું છું. આપ કંઇક સહતથી, કંઇક લહેરથી ગમ્ય સ્થાને પહોંચી શકો એમાં મને સુખ છે, આનંદ છે. તમે આરામ કરો, હું જાઉં છું.

મારી વર્તણૂક જોઈ કોઇ કહે, એ ગાંડો થઇ ગયો છે. કોઈ કહે, બેટાને જરૂર આમાં કંઇ મતલબ છે. બે પાંચ દિવસ સાધુગીરી દેખાડી એક દિવસ કોઇનો કીમતી મુદ્દામાલ હાથમાં આવતાં જરૂર છૂ થઇ જવાનો, અથવા તો કંઇ ભયંકર પાપ કર્યું હશે તેથી હવે આ રીતે તેનું પ્રાયશ્ચિત કરી રહ્યો છે. આમ તો સારો માણસ દેખાય છે. જેને ગમે તે બોલે, હું તો હમેશાં આ રીતે કામ કરી ઘેર આવી નિરાંતે ઊંઘી જાઉં છું.

૩

મારી કંઈક વડીલોપાર્જિત મિલકત હતી, એટલે મને ખાવાપીવાની કંઇ ચિંતા નહોતી. તેથી હું બે ફિકર થઇ વાટેવાટે ભાર વહીને દિવસ પૂરો કરી શકતો. દરેક વખતે ઘેરથી નીકળતી વખતે હું એક રૂપિયો સાથે લઈ જતો, પાછા આવતી વખતે તે વટાવી કંઇ કંઇ ખાવાનું વેચાતું લઇ

ઘેર આવી મહોલ્લાનાં છોકરાં ભેગાં કરી ખવડાવતો. આટલેથી જ ભાર વહેવાનો મારો થાક બધો ઊતરી જતો અને મન આનંદથી ઉભરાઇ જતું.

બાળકો સાથે એ વખતથી મારો એવો સંબંધ બંધાઇ ચૂક્યો હતો કે તેમના વગર મને ચાલતું નહિ, મારા વગર તેમને ચાલતું નહિ.

મારા ઘરનું બધું તેમનું અને તેમનું બધું મારું થઇ ગયું હતું.

૪

રોજ ભાર વહેવાના મારા કામમાં એક દિવસ એક મુસાફરનો બોજો વહી જતાં તેણે મને એક ફળ આપવાથી હું બહુ ખુશી થયો. આવી જાતનો પુરસ્કાર બીજા કોઇ પણ મુસાફરે આ પહેલાં મને આપ્યો નહોતો. ફળ મળતાં મેં વિચાર કર્યો, બાળકો આજે ફળ મળતાં ખૂબ ખુશી થશે.

બાળકોનાં મુખ યાદ આવતાં ફળ સામું જોઇ મારા મનમાં કેમ જાણે આનંદ થયો. હું સમજ્યો, આવી જાતના પુરસ્કાર લઇ શકાય.

મહીના પછી જોઉં છું તો એ જ મુસાફર વળી એક મોટો ભાર લઇને ચકલામાં થઇને જાય છે. હું દોડીને તેનો બોજો ઉતારી દેવા ગયો. તે બોલ્યો: 'આજનો ભાર બહુ જ ભારે છે, તારાથી નહિ લઇ જવાય.'

મેં અતિ સ્વાભાવિકપણે કહ્યું: 'કંઇ ફિકર નહિ. ભાર જેટલો વધારે હશે તેટલો મને વધારે આનંદ થશે, તેટલી વધારે તૃપ્તિ થશે. લાવો ભાર મારી ખાંધે, ચાલો હવે.'

ભાર માથે લેતાં લેતાં હું બોલ્યો: 'જનાબ, જે ભાર તમે લઇને ચાલતા હતા તે લઇને હું નહિ ચાલી શકું એવું શાથી માન્યું?'

પથિક બોલ્યો: 'એ તમે સમજતા નથી. એ મારો પોતાનો ભાર

છે, ગમે તેમ કરીને મારે તો તે વહી જવો જ પડે; પણ તું પારકાને આવો ભારે બોજો કેવી રીતે વહી જઇ શકે એમ મને થતું હતું.'

એ સાંભળી હું સમજ્યો કે મારી બૂમ તરફ તેમનું ધ્યાન નથી.

તે ઉદાર પથિકનો બોજો હું યથાસ્થાને લઇ ગયો. પહેલાંની જે આ વખતે પણ મને તેમણે એક ટોપલી ફળ આપ્યાં. ફળનો ભા બાળકોને માટે ઘેર ઊંચકી લઇ ગયો. ફળ ઉતારીને જોઉં છું તો ફળ ભે એક સોનાની મહોર હતી. મેં ધાર્યું કે મુસાફરે ફળ ભેગી આ મહોર પ ભૂલથી મૂકી દીધી હશે. ગમે તેમ હો, પણ કાલથી આ મહોરનો ભા લઇને મારે રસ્તા પર જા આવ કરવી પડશે—છૂટકો નથી. કર્મ ભોગવ વગર કેમ ચાલે? કર્મભોગ તે આનું નામ. ત્યાં સુધી એ મુસાફરને મળું, જ્યાં સુધી એની મહોર એને પાછી ન આપું ત્યાં લગી આ સોનાને ભાર વહેવો એ મારું એક બીજું કર્ત્તવ્ય છે એમ હું સમજ્યો.

છએક મહિના પછી તે મુસાફર મળ્યો. પહેલાંની પેઠે જ તે રસ્ જતો હતો. મેં કહ્યું: 'જનાબ, કેટલાક મહિનાથી આપની આ મહોરને ભાર લઇને ફરું છું, એ લઈ લો.'

મુસાફર જરા નવાઇ પામી મારા મોં સામે જોઇ રહ્યો—કદા વિચારી રહ્યો હશે કે આ તે કઇ જાતનો માણસ છે?

મહોર લઈ મુસાફર પોતાને રસ્તે ચાલી ગયો, હું ઘેર પાછો આવ્યે

તે દિવસે હું તેમની મહોર વહીને તેમની સાથે ગયો નહોતો. ઘણ દહાડા એ ભાર રહ્યો છે એમ ધારી આ વેળા તે વહેવાની ઇચ્છ નહોતી. ઉપરાંત પથિકના હાથ પર આ વખતે બીજો કંઇ બોજો ના હોવાથી પોતાના સોનાના ભાર તે સહેજે વહી લઈ જઇ શકશે એ હું જાણતો હતો.

૫

બે દિવસ પછી એક માણસે આવી મને કહ્યું, દેશના રાજા તને બોલાવે છે. હું તો સાંભળી નવાઇ પામી ગયો. રાજા મને બોલાવે, કેવી નવાઇની વાત? રાજાને મારી શી જરૂર? છેવટે મેં ધાર્યું કે વખતે ત્યાં પણ કંઇ ભાર વહેવાને માટે કોઇ બેકાર માણસની જરૂર હશે.

ગમે તે હો, હું રાજમહેલે ગયો. જઇને જોઉં છું તો મહારાજા સિંહાસને બેઠા છે—તે જ મારો પેલો સોના મહોરવાળો પથિક હતો!

જોઇને પહેલાં તો હું ચમકી ગયો, મેં વિચાર કર્યો: શી ખબર, નસીબમાં શું થવાનું લખાયું છે!

પછી તેઓ બોલ્યા: 'હું તારી સત્યપ્રીતિથી વિસ્મિત અને મુગ્ધ થયો છું. હવે રસ્તાના લોકોનો બોજો વહીને તું દિવસ કાઢીશ નહિ, મારા રાજ્યની કોઇ એક ભારે પગારની નોકરી સ્વીકારી અમને સૌને સુખી અને આનંદી કર.'

શી બાબત છે તે, એ વખતે હું સમજ્યો. મેં કહ્યું: 'મને તો નોકરી કરી પગાર લેવાનું ફાવે તેમ નથી. હુ તો મારી ભક્તિના આવેશમાં કામ કર્યે જાઉં છું. પગાર લઉં તો હું માર્યો જાઉં. મહારાજ, એ મારાથી નહિ બને.'

રાજા બોલ્યા: 'તો તું વગર પગારે મારી કંઇ નોકરી સ્વીકાર, નહિ તો મને નહિ ગમે.'

'જેવી આજ્ઞા. કાલથી હું દરરોજ આપના દરબારના મોટા દરવાજા પર ઊભો રહીશ અને જે કંઈ ભાર હશે તે ઉતરાવીશ—એ મારું કર્તવ્ય.

આપ મને પોતાની અંદર જ બાંધી રાખવા ચાહો છો એટલે હવે હું આ કામ માથે લઇને મને અહીં બાંધી રાખીશ. એ બંધનમાં મને આટલી નિરાંત છે, એ ભાર ઉતરાવવામાં જ મારો આનંદ છે.'

રાજા બોલ્યા : 'તથાસ્તુ.'

તે દિવસથી રાજમાર્ગનો ચકલો છોડી હું રોજ રાજદરબારમાં હાજર રહું છું. જે આવે, જે દરબારમાં જવા ચાહે તેનો બોજો ઉતરાવું છું. એમાં મને થાક નથી, દુઃખ નથી, કેવળ માત્ર તૃપ્તિ જ છે.

ઘણા વખત સુધી, લગભગ વીસ વરસ આવી રીતે એકધારી નોકરી કર્યા પછી રાજાએ એક દિવસ મને બોલાવી કહ્યું : 'કેમ ભાઇ, તું રોજ રોજ પારકાના ભાર ઉતરાવીને શું સુખ પામે છે, કહે જોઉં ?

મેં કહ્યું : 'મહારાજ, જ્યારે ઘેર જાઉં છું ત્યારે એવી અગાધ શાન્તિમાં ડૂબી જાઉં છું કે કંઇ કહેવાની વાત નહિ. એ મારૂં વેતન છે.'

રાજા મારા મોં સામે એકી નજરે જોઇ રહ્યા. મારી આંખોમાં તેમને કાંઇ શાંતિ અને ભક્તિનું સ્વરૂપ જોવા મળ્યું કે કેમ તે કહી શકતો નથી. પરંતુ હું તે દિવસથી તેમના રાજદરબારના મોટા દરવાજા સામે ઊભા રહેવાના કડક નિયમમાંથી હું મુક્તિ પામ્યો છું. હવે હું મારૂં મન ફાવે તેમ, રાજ-દરબારના દરવાજે જઇને દરબારી લોકોનો ભાર ઉતરાવું છું, કદીક રસ્તા પર ચકલામાં ઊભો રહીને સામાન્ય મુસાફરોનો ભાર ઉતરાવું છું—જેવી મારી મરજી.

# નવીન સંન્યાસી

## પ્રકરણ પહેલું

બાંકીપુરની કોલેજમાં હું ભણતો હતો ત્યારે હિંદુધર્મ તરફ મારું ઘણું વલણ હતું. માથા પર લાંબી એવી ચોટલી ફરુકતી. રોજ સવારે વહેલો ઊઠી નદીએ સ્નાન કરવા જતો. *મચ્છી ખાતો, પણ માંસ નહોતો ખાતો. અમારા છાત્રાલયના રસોડામાં અઠવાડિયે એક વખત માંસ પકવવામાં આવતું. તે દિવસે મારે માટે દૂધની અલગ વ્યવસ્થા થતી.

બાંકીપુરમાં એક શિવાલય છે,—હું રોજ ઘણુંખરું ત્યાં ફરવા જતો,—વખતે કોઈ સાધુ મહાત્માનાં દર્શન થઈ જાય. "સાધુ"નાં દર્શન કંઈ દુર્લભ નહોતાં, પણ સાધુ મહાત્માનાં દર્શન તો કદી થતાં નહિ. મોટા ભાગના સાધુ અભણ, શાસ્ત્રનું જ્ઞાન તો મુદ્દલે મળે જ નહિ,—કેવળ થોડાંક વાક્યો ને દૃષ્ટાંતો ગોખી રાખેલાં; હા. ગાંજો પીવામાં એકદમ પાવરધા.

---

* બંગાળની આ વાર્તા છે. ત્યાં ઊંચ ગણાતા હિંદુઓ પણ માંસમચ્છીનો છૂટથી ઉપયોગ કરે છે.

તોપણ હું તેમની આગળ જઈ બેસી રહેતો, ધર્મ અને તત્ત્વજ્ઞાન સંબંધી પ્રશ્નો પણ પૂછતો. તુલસીદાસ કહી ગયા છે.—

સબ સે બેસિઓ, સબ સે રસીઓ
સબ સે મીલીઓ ભાઈ
કયા જાને કયા ભેખ મેં
નારાયણ મીલ જાઈ.

હું ત્યારે બી. એ. ના વર્ગમાં ભણતો હતો. પરીક્ષાને માત્ર ચારપાંચ દિવસ બાકી છે. એક જણે આવી ખબર આપ્યા કે નદીકાઠે એક ખરેખરા સાધુ મહાત્મા આવી પહોંચ્યા છે. એ સાંભળતાં જ હું પુસ્તક પોથાં બંધ કરી નીકળી પડયો. એકલો નદીકિનારા તરફ ચાલ્યો.

તે વખતે બપોરના ત્રણ વાગ્યા હતા. નદીકિનારે, ન્હાવાના ઘાટથી થોડે આઘે, એક ઘાસની બાંધેલી ઝૂંપડી હતી. ત્યાં સાધુબાવાએ આશ્રમ જમાવ્યો હતો. હું ઉઘાડે પગે ત્યાં જઇ ઊતર્યો. જોયું તો ત્રણચાર હિંદુસ્થાની માણસો સાધુબાવાની પાસે બેઠા છે. સાધુબાવા હિંદીમાં તેમની સાથે વાર્તાલાપ કરી રહ્યા છે.

હું એક પડીઆમાં કંઇક મિષ્ટાન્ન લઇને ગયો હતો. એ મિષ્ટાન્ન અને એક પાવલી સાધુબાવાના પગ આગળ મૂકી મેં તેમને પ્રણામ કર્યા. જોયું તો બીજા ઘણા ભકતોની એવી ભેટો ત્યાં પડેલી હતી.

સાધુબાબા કેટલાક હિંદુસ્થાનીઓની સાથે તુલસીદાસના રામાયણ વિષે વાર્તાલાપ કરવા લાગ્યા. તેમણે કહ્યું, “જુઓ, હું બંગાળી છું.—અમારે બંગાળીમાં પણ રામાયણ છે; તોપણ તુલસીદાસે તેમના ગ્રંથમાં ભક્તિરસનો જે ફુવારો છોડયો છે,—એવો અમારા રામાયણમાં નથી.”—આમ કહી તેઓ તુલસી રામાયણમાંથી કંઇકંઇ ચોપાઇઓ બોલી જવા લાગ્યા. ;

આ પ્રસંગ જોઇ મારા મનમાં જરા ખટકો લાગ્યો. આ વાર્તાલાપમાં ખુશામદ જેવું તો નથી લાગતું?—ઘરાકને ખુશી કરવા જેવું? કામ કાઢી

લેવા જેવું? અમારા ગામમાં એક વિધવા હતી,—કાગળ લખાવવાની જરૂર પડે ત્યારે મારી પાસે આવી કહેતી,—"આહા, ભાઇ, તારા અક્ષર તો જાણે મોતીના દાણા!—જરા આટલો કાગળ લખી દે તો બાપુ."

હિંદુસ્થાનીઓ પ્રણામ કરી ચાલ્યા ગયા. ત્યારે સાધુબાબાએ ભેટ ધરાએલા પૈસા ભેગા કરી ગણી જોયા. પાવલી, બેઆની ને પૈસા ઘણા હતા. ગણતાં બાબાજીનું મોં પ્રસન્ન થઇ ઊઠયું.

હું મનમાં વિચાર કરવા લાગ્યો કે આ પણ એક ઠગસાધુ છે. મારો વખત ને પૈસો નકામાં ગયાં—પરંતુ બીજી જ ક્ષણે સાધુબાબા જે શબ્દો બોલ્યા, તે પરથી મારો એ ભાવ તરત જ ઊડી ગયો; અને મન ભક્તિ-ભાવથી છલકાઇ ગયું.

સાધુબાબા બોલ્યા: "આજે પ્રણામીમાં લગભગ એક રૂપિયો આવ્યો છે. આ પૈસામાંથી ભૂખ્યાંને અન્ન આપવામાં આવશે. આમાંથી સોલ માણ-સોને એકટંક ખાવાનું મળશે."

હું ઘણા સાધુઓની સાથે ફર્યો છું,—પણ કોઇ સાધુનાં મોંએથી આવી ભૂખ્યાંની ભૂખ ભાગવાની, તેમના તરફ સહાનુભૂતિની વાત સાંભળી નહોતી.

મેં પૂછ્યું, "આપને પ્રણામીમાં જે મળે છે, તે તમામ શું આવી રીતે સન્માર્ગે ખરચાય છે?"

"હાસ્તો. તમામ. એક કોડી પણ હું તો રાખતો નથી."

"તો પછી આપનું પોષણ કેવી રીતે થાય છે?"

મેં તથા બીજા ભક્તોએ આપેલા પડીઆ બતાવી તેમણે કહ્યું, "આ જુઓ. હવે મને ભૂખે મરવાની બીક શી રહી?"

મેં કહ્યું,—"આપ સંન્યાસી મહાત્મા છો;—અનેક ઠેકાણે પહાડ જંગલમાં ફરવું પડે,—ત્યાં કોઇ ભક્ત તરફથી કંઇ ભેટ આવી શકે નહિ, એવું તો બહુ વખત બને. તો તે વખતે શું કરો છો?"

સાધુબાવાએ કહ્યું, "તમારી ભૂલ થાય છે. આ કંઇ ભક્તોની મોકલેલી ભેટ નથી—ભગવાનની મોકલેલી ભેટ છે. મારું કામ હું કર્યે જાઉં છું—ભગવાનનું કામ ભગવાન કરે છે."

મને લાગ્યું કે સાધુબાવા ભક્તિપાત્ર તો છેજ. થોડીવાર પછી તેમણે પૂછ્યું, "તમારું નામ શું છે?"

"રાજીવલોચન ઘોષાલ."

મારો બીજો પણ પરિચય તેમણે પૂછી લીધો. મેં બધી ઓળખાણ આપી. પછી તેમણે કહ્યું, "તમારી પરીક્ષાને હવે માત્ર પાંચજ દિવસ બાકી છે,—અને તમે આમ અભ્યાસ છોડી ફરતા ફરો છો?"

મેં કહ્યું, "પૈસા કમાવનારી વિદ્યા પર મને મન નથી, સાધુ મહાત્માઓના સમાગમથી મને બહુ આનંદ થાય છે."

સાધુ મહાત્મા થોડીવાર ચૂપ રહી બોલ્યા, "જુઓ, માર્ગ તો ઘણા છે. જેણે જે માર્ગ ગ્રહણ કર્યો છે, તેને માટે તેજ માર્ગ પકડીને ચાલવું એ ધર્મ છે. એક માર્ગ પર ઊભા રહી, બીજા માર્ગ તરફ લોભી નજર રાખવાથી, બીજા માર્ગ પર તો તમારાથી જવાશે નહિ, પણ જે માર્ગ પર છો તે માર્ગ પર પણ આગળ વધાશે નહિ. ભલે ગમે તે માર્ગ પર હો, આમતેમ ડાફોડાં મારવાં નહિ, સામીજ નજર રાખવી. એટલા માટે તો ઘોડાની આંખે ડાબડા બાંધી રાખે છે; ઘોડો માત્ર આગળનો રસ્તો જોઇ શકે છે, આગળજ દોડયો જાય છે."

અત્યારે હોત તો, હું આ દલીલનું પોલ પકડી શકત, પણ તે વખતે તો હું એ સાંભળી મુગ્ધ થઈ ગયો. મને લાગ્યું, હાં—આટલે દહાડે હવે આ એક ખરેખરા સાધુનું દર્શન કરવા પામ્યો છું. તેમની પાસેથી ધર્મોપદેશ સાંભળવાની મારી પ્રબળ આકાંક્ષા જોઇ તેમણે કહ્યું, "પહેલાં શરૂ કરેલું કામ પુરું કરો. પરીક્ષા થઇ જવા દો, પછી મારી પાસે આવજો."

મેં કહ્યું, "આપની આજ્ઞા માથે ચડાવું છું. પરંતુ એ દરમ્યાન એકાદ વખત તો આપનાં ચરણુકમળનાં દર્શન કરવા આવવાની આજ્ઞા કરો."

"તમારી પરીક્ષા ક્યારે છે?"

"આ સોમવારે જ."

"ઠીક, સોમવારે સવારે ફરી મારી પાસે આવી જજો. મારાં 'ચરણુકમળ'નાં દર્શન કરવા માટે નહિ,—તમારી પરીક્ષા સંબંધમાં તમને કંઇક અગત્યની વાત કરીશ."

થોડીવાર વાતચીત કર્યા પછી, હું ઊઠવાનો વિચાર કરૂં છું, ત્યાં સાધુબાબા બોલ્યા, "સાધુસેવા કરવાની તમને બહુ આકાંક્ષા છે, તો એક કામ કરો."

હું મને ભાગ્યશાળી સમજી બોલ્યો, "જી, આજ્ઞા."

સાધુબાવાએ કહ્યું, "પેલું કમંડલું રહ્યું, નદીએથી પાણી ભરી લાવો."

મેં કમંડલું ભરી લાવી મૂક્યું. સાધુબાવા આડું જોઇ બેધ્યાનપણે બોલ્યા,—"Thanks." (ઉપકાર.)

સાધુ સંન્યાસીના મુખથી 'Thanks' શબ્દ આ પહેલી જ વાર સાંભળ્યો. તેમને પ્રણામ કરી વિસ્મય અને આનંદથી ભરપૂર ચિત્તે હું છાત્રાલયમાં પાછો આવ્યો.

• • •

## પ્રકરણ બીજું.

મુકામ પર આવી અભ્યાસમાં મન પરોવ્યું. આ પાંચ દિવસ તનતોડ સતત મહેનત કરી, પરીક્ષાના દિવસે સવારે સાધુબાવાનાં દર્શન કરવા ગયો.

મારી પરીક્ષા સંબંધમાં સાધુબાવા શું અગત્યની વાત કહેશે એ વિષે મારા મનમાં બહુ કુતુહલ જાગ્યું હતું. છાત્રાલયમાં સૌને મેં સાધુબાવાની વાત કરી હતી. કોઇ કોઇ મજાકમાં કહેતા હતા,—"તને કંઇ સવાલબવાલ કહી દેશે. એમને તો ભૂતભવિષ્ય તમામ ખબર હોય."—પણ એક વાત કહેવાની રહી ગઇ. એમ સાંભળ્યું છે કે આ સાધુબાવા અંગ્રેજી સરસ જાણે છે,—કહે છે કે તે એમ. એ. પાસ થએલા છે! સુધાંશુ બાબુ નામે મારો એક સહાધ્યાયી છે—તે એમ. એ. પાસની વાત સાંભળી મજાક કરી કહે,—"એમ. એ. પાસ કે હાથી પાસ."—ત્યારથી હું ખીજાએલો હોવાથી સુધાંશુબાબુ સાથે મન દઇને વાત કરતો નહિ.

નદીએ જઇ પહેલાં તો સ્નાન કર્યું. પછી, ભીનું વસ્ત્ર હાથમાં લઇ, સાધુબાવાની ઝૂંપડી તરફ ચાલ્યો.

સુર્યોદય થવાની તૈયારી હતી. જઇને જોયું તો ઝુંપડી આગળ કુંડમાં અગ્નિ સળગી રહ્યો છે, અને સામે જ સાધુ બાવા ધ્યાનસ્થ બેઠેલા છે.

થોડીવાર બેસી રહ્યા પછી સાધુબાવાએ આંખો ઉઘાડી. મેં પ્રણામ કર્યા.

તેઓ બોલ્યા, "આજે તારી પરીક્ષા છે?"

"જી, હા."

"તને આજે કંઇક કહેવાનું મેં કહ્યું હતું. તે બહુ સામાન્ય બાબત છે, તોપણ બહુ અગત્યની તો છે. જુઓ, આર્યધર્મમાં પુરાણકાળથી ફૂલ ચડાવી દેવતાની પૂજા કરવાની વિધિ કહેલી છે, તેનું કારણ જાણો છો?"

મેં કહ્યું, "ફૂલમાં સુગંધ રહેલી છે, તેથી દેવતાને પ્રસન્ન કરવા ફૂલ ચડાવી પૂજા કરવામાં આવે છે."

સાધુબાવા બોલ્યા, "ખોટું. દેવતા નિર્વિકાર છે. ફૂલની સુગંધથી તેઓ શી રીતે પ્રસન્ન થાય? નહિ, ફૂલ દેવતાની પ્રસન્નતા કાજે નથી,—પૂજારીની પ્રસન્નતા કાજે છે. ફૂલની સુગંધથી પૂજા કરનારનું મન આનંદથી ભરાઈ જાય એટલા માટે. એ આનંદપૂર્ણ મનથી કોઈ પણ કામ કરવાથી તે જેવું સફળ થાય છે, તેવું બીજા કશાથી થતું નથી. તું છાત્રાલયમાં પાછો જતી વેળા, ખુશબોદાર અત્તરની એક શીશી ખરીદતો જજે. જો દેશી મળે તો વિલાયતી ખરીદતો નહિ, કારણકે દેશી હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપવું એ આપણુ સૌનો ધર્મ છે. એ અત્તર રૂમાલમાં, કપડાંમાં, માથામાં જરા જરા નાખી પરીક્ષા આપવા જજે. મન સારું હશે તો લખાશે પણ સારું."

વળી બેચાર આડીઅવળી વાતો થયા પછી પૂછ્યું,—"શેક્સપિયરનાં કયાં કયાં નાટક તમારે ચાલે છે?"

મેં કહ્યું, 'Hamlet, Julius Caesar અને Tempest. (હૅમ્લેટ, સીઝર અને ટેમ્પેસ્ટ)'

સાધુબાવાએ કહ્યું,—"ઓહ હૅમ્લેટ! એના જેવું પુસ્તક મેં બીજી કોઇપણ ભાષામાં વાંચ્યું નથી." આમ કહી—"To be, or, not to be, that is the question. (હોવું, ન હોવું, એ જ કેવળ પ્રશ્ન છે.)"—ત્યાંથી શરુ કરી કેટલીક લીટીઓ બોલી ગયા.

સાધુબાવા એમ. એ. પાસ થએલા છે એમાં હવે મને લેશમાત્ર શંકા રહી નહિ.

છાત્રાલયમાં પાછો આવ્યો ત્યારે સૌએ મને પૂછ્યું,—"કેમ રે, બાવાજીએ શું કહ્યું?"

મેં બધી વાત કરી. એ સાંભળી એક બે જણુ કહે, "—ગમે તેમ, એ એમ. એ. પાસ થએલો હોય કે ના હોય, પણ ઢોંગી નથી." કોઇ કોઇ કહે, "એના પર ભક્તિભાવ જાગે છે. પરીક્ષા થઇ ગયા પછી એક દિવસ દર્શન કરવા જવું પડશે."

હું મનમાં મનમાં અત્યંત ગર્વ અનુભવવા લાગ્યો. મેં વિચાર કરી રાખ્યો—કે પરીક્ષા થઇ જાય,—પછી આ બધાઓને લઇ જઈ બતાવી આપું કે સાધુબાવા કેવા અસાધારણ મહાત્મા છે. અંગ્રેજી સાહિત્યની વાત કાઢી, સૌને, ખાસ કરીને સુધાંશુને દેખાડી દઉં કે સુધાબાવા કેવા વિલક્ષણ વિદ્વાન છે.

પરીક્ષાઓ થઇ ગઇ. તે જ દિવસે કેટલાક વિદ્યાર્થીઓને લઈ સાધુ-બાવાનાં દર્શન કરવા નીકળ્યો. ગર્વથી મારી છાતી ફાટફાટ થતી હતી. આ સાધુબાવા જાણે ખાસ મારી જ સંપત્તિ છે—બધા આવીને એ જોશે અને વિસ્મયથી મૂઢ થઈ જશે!

ગેરુવા રંગનાં કપડાં પહેરી, માથે જટા રાખી, આખે ડિલે રાખ ચોળી ફરનારા બધા જ કંઈ 'હંબગ' (તૂત) નથી,—તે હવે સૌ જોશે.

મેદાનમાં થઇને નદીતીરે જવાતું હતું. વિજયી વીરની છટાથી દમામભેર હું આગળ ને આગળ ચાલવા લાગ્યો.

ઝૂંપડીમાં જઈ જોયું તો અંદર કોઇ નથી, પણ તેની આજુબાજુ લોકો ટોળે મળ્યા છે. સાધુબાવા ક્યાં છે એમ પૂછતાં કેટલાક જણે કહ્યું,—"સાધુબાવા! આ હમણાં જ સાધુબાવાને પોલીસ આવીને બાંધી લઇ ગઇ. કલકત્તાની બંગાળ બેંકમાં ખોટો ચેક વટાવી વીસ હજાર રૂપિયા લઈ તે છટકી ગયો હતો. વારંટ નીકળી ગયું હતું. આ હમણાં જ છૂપી પોલીસ આવી એને પકડી લઈ ગઈ."

વજ્રથી ઘવાયા જેમ હું ઊભો જ રહી ગયો. સુધાંશુ મારા સામું જોઈ ફરી ફરી હસવા લાગ્યો.

હાથમાં બંદૂક હોત તો મેં તેને ત્યાં જ ઠાર કરી દીધો હોત.

# ફૂલનું મૂલ

## ૧

લંડન શહેરમાં ઘણી જગાએ નિરામિષ ભોજનગૃહો છે. એક દિવસ નેશનલ ગેલેરીમાં ફરી ફરી છબીઓ જોઇ હું ખૂબ જ થાકી ગયો હતો. એક વાગવા આવ્યો હતો, ભૂખ પણ અતિશય લાગી હતી. ત્યાંથી નજીક, સેન્ટ માર્ટિન્સ લેનમાં આવું એક ભોજનગૃહ છે,—ધીમે ગંભીર પગલે હું તેમાં દાખલ થયો.

તે વખતે લંડનનાં ભોજનગૃહોમાં લંચ લેવા ટોળાબંધ માણસો ભેગાં થવાની શરુઆત થઇ નહોતી. હૉલમાં પ્રવેશ કરતાં માત્ર બે ચાર માણસો કોઇ અહીં તો કોઇ ત્યાં એમ છૂટા છૂટા બેઠેલા જોયા. અંદર જઇ એક ટેબલ આગળ બેસી, રોજિંદુ છાપું ઉઠાવી લીધું. નમ્રમુખી વેઇટ્રેસ આવીને હુકમની રાહ જોતી ઊભી રહી.

મેં છાપામાંથી આંખ ખસેડી લઇ ખાદ્ય પદાર્થોની યાદી હાથમાં લઇ જરૂર પ્રમાણે ઑર્ડર આપ્યો. "ચૅકસ, સર" કરીને વેઇટ્રેસ નિઃશબ્દ ઉતાવળે પગલે ચાલી ગઇ.

બરાબર એજ ક્ષણે, મારાથી સહેજ દૂરના બીજા એક ટેબલ તરફ મારી નજર પડી. ત્યાં કોઇ અંગ્રેજ બાલિકા બેઠેલી જણાઇ. તેની સામે જોતાં જ તેણે મારા મોં પરથી પોતાની નજર ફેરવી લીધી. આભી જેવી બની તે મને જોઇ રહી હતી.

એમાં ખાસ કંઇ નવાઇ જેવું નથી, કારણ કે એ સફેત દ્વીપમાં આપણા નવાઇ જેવા શરીરરંગને લીધે દરેક જગાએ જનસાધારણ મોહિત થઇ રહે છે, અને એવો આકર્ષણનો અંશ પ્રાપ્ય કરતાં વધારે પ્રમાણમાં મને મળેલો છે.

બાલિકાની ઉમર તેર અગર ચૌદ વરસની હશે. જો કે તેનો પોષાક કંઇ દરિદ્રતાસૂચક હતો. માથાના કેશ પીઠ ઉપર વિખરાયેલા પડયા હતા. એની આંખો મોટી પણ જરા વિષાદયુક્ત જણાતી હતી.

તે જાણી ન જાય તેવી રીતે હું વચમાં વચમાં તેની સામે જોવા લાગ્યો. મારી થાળી આવ્યા પછી થોડા વખતમાં જ તે ખાઈ રહી. વેઇટ્રેસે આવીને તેને બીલ લખી આપ્યું. બહાર નીકળવાના બારણા આગળ ઓફીસ છે, ત્યાં બીલ અને બીલના પૈસા આપતા જવું પડે છે.

બાલિકા ઊભી થતાં, મારી નજર તેની પાછળ પાછળ ગઇ. મારી જગાએ બેઠાં બેઠાં જ મેં જોયું કે તે બીલના પૈસા ચૂકવી આપ્યા પછી, કર્મચારિણીને ધીરે રહીને પૂછી રહી છે—"Please Miss, (બહેન) પેલા જે ગૃહસ્થ બેઠા છે, એ હિંદુસ્તાનના છે શું?"

"મને તો એ હિંદી જ લાગે છે."

"તેઓ શું દરરોજ અહીં આવે છે?"

"મને એવી ખબર નથી. પહેલાં કદી જોયા હોય એમ યાદ નથી."

"થેંકયું"—કહી બાલિકા મારા તરફ ફરી, વળી એકવાર ચકિત દૃષ્ટિ કરી ચાલી ગઈ.

પણ આ વખતે મને નવાઈ લાગી. કેમ? એવું શું છે? મારા સંબંધમાં તેનું આવું કુતુહલ જોઇ, તેના સંબંધમાં પણ મને અતિશય કુતૂહલ ઉત્પન્ન થયુ. જમી લીધા પછી વેઇટ્રેસને મેં પૂછ્યું,—"પેલી જે બાલિકા અહીં બેઠી હતી, તેને તમે ઓળખો છો?"

"ના સાહેબ, હું વધારે તો કંઇ જાણતી નથી, પણ દર શનિવારે તે અહીં લંચ લેવા આવે છે, એટલું લક્ષમાં છે."

"શનિવાર સિવાય બીજા કોઇ દિવસે આવતી નથી?"

"ના, એવી રીતે આવતી કદી જોઇ નથી."

"એ કોણ હશે, તું કંઇ કલ્પી શકે છે?"

"ક્યાંક કોઇ કંપનીમાં નોકરી કરતી હશે."

"શા પરથી એમ ધારે છે, કહે જોઉં?"

"ખૂબ ઓછું કમાતી હશે, સામાન્ય રીતે રોજ લંચ ખાવા જેટલા પૈસા કાઢી શકતી નહિ હોય, શનિવારે અઠવાડિયાનો પગાર થાય છે, તેથી એ દિવસે આવતી લાગે છે."

આ શબ્દો મારા મનમાં ચોંટી ગયા.

: ૨ :

બાલિકા સંબંધીનું કુતુહલ મારા મનમાંથી દૂર થયું નહિ. તેણે આમ મારી ખબર શું કરવા પૂછી હશે! ભીતરમાં એવું શું રહસ્ય છે, જેને લીધે મારે વિષે તે આટલી ઉત્સુકતા બતાવે? એની એ દારિદ્રયક્લિષ્ટ ચિંતાપૂર્ણ વિષાદભરેલી મૂર્તિ મારા મનમાં અધિકાર જમાવવા લાગી. અહો, કોણ હશે એ બાલિકા? મારી દ્વારા તેનું કંઇ ભલું થવાનો સંભવ છે?

રવિવારે લંડનમાં તમામ દુકાન હાટ બંધ રહે છે. સોમવારે નાસ્તા પછી હું એ બાલિકાની તપાસમાં નીકળી પડ્યો. સેન્ટ માર્ટિન્સ લેનની પાસેના રસ્તાઓમાં, ખાસ કરીને સ્ટ્રાન્ડમાં ઘણી દુકાનોમાં તપાસ કરી, પરંતુ ક્યાંય તેને જોવા પામ્યો નહિ. જે કોઈ દુકાનમાં પેઠો ત્યાં નહિ તોપણ કંઈક તો ખરચ કરવું પડે.* ન જરૂર હોય તોપણ નેકટાઇ, રૂમાલ,

---

*આમ કેવળ માત્ર આંખની શરમને લીધે બને છે એમ નથી, કેટલુંક દયાધર્મની લાગણીને લીધે પણ છે. લંડનની દરેકેદરેક મોટી મોટી દુકાનમાં પુરુષ Shop-walkers છે. તેમનું કર્તવ્ય ઘરાકને યોગ્ય વિભાગમાં પહોંચાડી દેવાનું અને સામાન્ય રીતે કામકાજમાં નજર રાખવાનું હોય છે. જો કોઇ ઘરાક કોઇ વિભાગમાંથી ચીજભાવ જોઇને કંઇપણ ખરીદી કર્યા વગર પાછો જાય, તો તરત જ આ Shop-walker દુકાનના મેનેજર આગળ રીપોર્ટ કરી દે છે—"Miss —ના વિભાગમાંથી એક ઘરાક પાછો ગયો છે." આવી રીતે રીપોર્ટ થતાં એ કામ કરનારી બાઇનો જવાબ માગવામાં આવે છે. શરુઆતમાં તો એને ચેતવણી આપવામાં આવે છે, પણ વારંવાર આવા રીપોર્ટ થાય તો દંડ થાય છે, અને વખતે નોકરી પણ જાય છે. આ બધી Shop-girls તદ્દન નજીવા પગારમાં નોકરી કરતી હોય છે. ચીજ ગમતી ન હોય તોપણ એમની આંખની અરજ હડસેલી કાઢી પાછા ફરવું મુશ્કેલ છે. મૂળ લેખક.

કૉલરનાં બટન, પેન્સિલ, ફોટો-પોસ્ટકાર્ડ વગેરેથી મારા ઓવરકોટનાં ગજવાં ફૂલી આવ્યાં. પરંતુ કયાંય તે બાલિકાના પત્તો લાગ્યો નહિ.

અઠવાડિયું વીતી ગયું. હું ફરી એ જ નિરામિષ ભોજનગૃહમાં જઇ પહોંચ્યો. અંદર પેસતાં જ એ બાલિકાને ભોજન કરવા બેઠેલી જોઇ. હું તેના ટેબલની પાસે જઇ, તેની સામેની ખુરસી રોકી લઇ બોલ્યો,— "Good afterneon. નમસ્તે!"

બાલિકા સંકોચ પામતી બોલી,—"Good afternoon, Sir. નમસ્તે."

આડીઅવળી વાતચીતથી શરુ કરી હું ધીમે ધીમે જમાવતો ગયો. બાલિકાએ એક વખત પૂછ્યું,—"તમે શું હિંદુસ્તાનના છો?"

"હા."

"બેઅદબી માફ કરશો,—તમે શું નિરામિષાહારી છો?"

એનો ઉત્તર ના દેતાં મેં કહ્યું,—"કેમ એમ પૂછવું પડે છે?"

"મેં સાંભળ્યું છે કે હિંદુસ્તાનના લોકો મોટે ભાગે નિરામિષ ભોજન જમે છે."

"તમે હિંદુસ્તાન વિષેની એ વાત કયાંથી જાણી?"

"મારો મોટો ભાઇ હિંદુસ્તાનમાં સોલ્જર થઇને ગયો છે."

મેં પછી જવાબ દીધો, "હું કટ્ટર નિરામિષાહારી નથી; તોપણ કોઇ કોઇ વાર મને નિરામિષ ભોજન લેવું બહુ ગમે છે."

એ સાંભળી બાલિકા જાણે કંઇક નિરાશ થયેલી દેખાઇ.

મેં જાણી લીધું કે એ મોટા ભાઈ સિવાય આ બાલિકાની સંભાળ લેનાર બીજો કોઇ પુરુષ આદમી નથી. લામ્બેથમાં વૃદ્ધ વિધવા માતાની સાથે તે રહે છે.

મેં પૂછ્યું,—"તમારા ભાઈના કંઇ કાગળ પત્તર આવે છે?"

"ના, ઘણા દિવસ થયાં એકે કાગળ આવ્યો નથી. એથી મારી મા બહુ ચિંતા કર્યા કરે છે. લોકો આવી એને કહે છે કે હિંદુસ્તાન તો સાપ, વાઘ, ને રોગથી ભરેલો દેશ છે. એટલે એને બીક લાગે છે કે મારા ભાઇને એવું કંઇ તો નહિ નડ્યું હોય. સાચેસાચ હિંદુસ્તાન એવો સાપ, વાઘ ને રોગથી ભરેલો છે, મહાશય?"

હું સહેજ હસ્યો. મેં જવાબ દીધો,—"ના, એવું હોય તો ત્યાં કોઇ માણસ રહી શકે ખરો?"

બાલિકાએ એક હળવો દીર્ઘ નિશ્વાસ નાખ્યો. તે બોલી,—"મા કહે છે, કે જો કોઈ હિંદુસ્તાની મળે તો બધી વાત એને પૂછી જોઉં."—આમ કહી તે આજીજીભરી નજરે મારી સામે જોઇ રહી.

હું તેના મનનો ભાવ સમજી ગયો. એને ઘેર એની માની પાસે આવવાની મને વિનતિ કરવા જેટલી તે હિમ્મત કરી શકતી નથી; તોપણ ઇચ્છે છે કે હું એકવાર આવું.

એ ગરીબ વિરહકાતર માતાને મળી જવા મને બહુ આગ્રહ થયો. ગરીબની ઝૂંપડી નજરોનજર જોવાનો અવસર મને કદી મળ્યો નહોતો. આ દેશમાં એ લોકો કેવી રીતે દહાડા કાઢે છે, કેવી રીતની વિચારચિંતાઓ કરે છે, એ જોઈ તો આવું.

બાલિકાને મેં કહ્યું—"ચાલોને—મને તમારે ઘેર લઈ જશો? તમારી મા આગળ મારો પરિચય કરાવી આપશો?"

આ સાંભળી બાલિકાની બંન્ને આંખોમાં જાણે કૃતજ્ઞતા ઉભરાઈ આવી. તે બોલી,—"Thank you ever so much,—It would be so kind of you! (તમે ખૂબ મમતાળુ છો; તમારો ઉપકાર નહિ ભૂલું.) અત્યારે આવી શકશો!"

"ઘણી જ ખુશીથી."

"આપનું કોઇ કામ તો નહિ બગડે ને?"

"ના રે ના. લગારે નહિ. આજે બપોરથી આખો દિવસ નવરો પડ્યો છું."

એ સાંભળી બાલિકા હર્ષગળગળી થઈ ગઈ. ભોજનથી પરવારી અમે બંને ઊઠ્યાં.

જતાં જતાં મેં પૂછ્યું,—"તમારું નામ કહેશો?"

"મારું નામ એલિસ માર્ગરેટ કલીફોર્ડ."

મેં ગમ્મત કરી કહ્યું,—"ઓહો!—તો તું જ કે પેલી Alice in wonderlandની ઍલિસ?"

વિસ્મયથી બાલિકા આંખો ફાડી ઊભી રહી. તેણે પૂછ્યું,—"કોની વાત કરો છો?"

હું જરા ભોંઠો પડ્યો. મેં તો ધારેલું કે એવી કોઇ અંગ્રેજ છોકરી નહિ હોય, જેણે પેલી Alice in wonderland નામની અદ્વિતીય બાળકો માટેની ચોપડી નહિ વાંચી હોય.

મેં કહ્યું—"એ તો એક મઝાની ચોપડી છે. નથી વાંચી?"

"ના, મેં એ નથી વાંચી."

મેં કહ્યું,—"તમારી માતા જો મને રજા આપે તો હું તમને એ એક ચોપડી ભેટ આપીશ."

આમ વાતો કરતાં કરતાં સેન્ટ માર્ટિન્સ ચર્ચની પાસે થઇને ચેરિંગ ક્રોસ સ્ટેશન સામે અમે આવી પહોંચ્યાં. સ્ટ્રાન્ડ થઇને દૃ દૃ કરતી રાક્ષસ કદની બબ્બે માળની ઑમનિબસો બેઉ દિશાએ દોડતી જાય છે. કૅબ પણ અસંખ્ય છે. તાર ઑફીસ આગળના ફૂટપાથ પર ઊભા રહી બાલિકાને મેં કહ્યું, "—રહો, આપણે અહીંથી જ વેસ્ટ મિન્સ્ટર જનારી બસમાં બેસી જઇશું."

બાલિકાએ કહ્યું,—" ચાલીને જવામાં આપને કંઇ હરકત તો નથી ને ? "

" બિલકુલ નહિ. " મેં કહ્યું. " પણ તમને થાક નહિ લાગે ? "

" ના, હું તો રોજ ચાલતી ઘેર જાઉં છું. "

તે ક્યાં નોકરી કરે છે એ પૂછવાની હવે મને તક મળી. અંગ્રેજી જીવનમાં આવા જાતનો સવાલ પૂછવાનો નિયમ નથી, પરંતુ નિયમ માત્રમાં બારી તો હોય છે ને ! દાખલા તરીકે, રેલગાડીમાં બેઠા પછી સહયાત્રીને 'આપ ક્યાં જાઓ છો ?" એમ પૂછવામાં ભયાનક પાપ છે. પણ " બહુ દૂર જવાનાં છો ? " એમ પૂછવામાં દોષ નથી. સહયાત્રી ઇચ્છે તો તમને કહે " હું અમુક જગાએ જાઉં છું. " નહિ તો કહેશે, " ના, બહુ દૂર જવાનું નથી."

મારા પ્રશ્નનો ઉત્તર પણ મળ્યો, અને તેનો પડદો પણ કાયમ રહ્યો ! એ જ નિયમને અનુસરી મેં બાલિકાને પૂછ્યું,—" તમે રોજ આ તરફ આવતાં લાગો છો. "

બાલિકાએ કહ્યું,—" હા, હું સિવિલ સર્વિસ સ્ટોર્સમાં ટાઇપ રાઇટર પર કામ કરું છું. રોજ સાંજ પડયે ઘેર જાઉં છું. આજે શનિવાર હોવાથી વહેલી રજા મળી છે."

મેં તેને કહ્યું,—" ચાલો ત્યારે, સ્ટ્રાન્ડ થઇને ગયા વગર એમબેન્કમેન્ટ થઇને જઇએ. ભીડ પણ ઓછી હશે.—આમ કહી તેનો હાથ પકડી હું સાવચેતીથી રસ્તો ઓળંગી ગયો.

ટેમ્સ નદીની ઉત્તરે થઇને એમબેન્કમેન્ટ નામે રસ્તો જાય છે. ચાલતાં ચાલતાં મેં કહ્યું,—" તમે શું હરહંમેશ આ રસ્તે થઇને જાઓ છો ? "

બાલિકાએ કહ્યું,—" ના, આ રસ્તાપર જો કે ભીડ ઓછી હોય છે, તોપણ મેલાં કપડાં પહેરેલાં માણસોની સંખ્યા વધારે હોય છે. તેથી હું સ્ટ્રાન્ડ અને વ્હાઇટ હૉલ થઇને જ ઘેર જાઉં છું."

મેં મનમાં મનમાં આ અશિક્ષિત દરિદ્ર બાલિકા આગળ હાર સ્વીકારી લીધી. અંગ્રેજ લોકોની કલાપ્રિયતા આગળ આ પહેલી જ વખત મેં કંઇ હાર નહોતી ખાધી.

વાતો કરતાં કરતાં અમે વેસ્ટમિન્સ્ટર બ્રિજ પાસે આવી પહોંચ્યાં. મેં કહ્યું,—"તમને એલિસ કહીને બોલાવું, કે મિસ કલીફોર્ડ કહું?"

મૃદુ હાસ્ય કરી તે બોલી,—"હું તો હજી એવી મોટી થઇ ગઇ નથી. તમને ઠીક લાગે તેમ બોલાવજો. લોકો મને 'મૅગી' કહીને બોલાવે છે."

"તારે શું જલદી જલદી મોટી થઈ જવું છે?"

"હા."

"કેમ એમ?"

"મોટી થાઉં તો હું નોકરી કરી વધારે કમાઈ લાવું. મારી મા બિચારી ઘરડી થઈ ગઈ છે."

"તું જે કામ કરે છે તે તને ગમે છે?"

"ના. આ કામ તો સંચા જેવું છે. મારે તો એવું કામ કરવું છે, જેમાં મગજ ચલાવવું પડે. દાખલા તરીકે સેક્રેટરીનું કામ."

હાઉસીઝ ઑફ પાર્લામેન્ટ પાસે પોલીસ પહેરો ભરી રહી છે. તે જમણા હાથ પર છોડી, વેસ્ટમિન્સ્ટર બ્રિજ પાર કરી, અમે લેમ્બેથ આવી પહોંચ્યાં. આ ગરીબોનો લત્તો છે.

મૅગીએ કહ્યું,—"મને જો કદી સેક્રેટરીનું કામ મળે તો હું માને આ લત્તામાંથી બીજે લઈ જાઉં."

હલકા માણસોની ભીડ વટાવી અમે આગળ ચાલવા લાગ્યાં. મેં પૂછ્યું,—"તારું આગળનું નામ છોડી પાછળના નામે સૌ તને કેમ બોલાવે છે?"

મૅગી બોલી,—"મારી માનું પણ આગળનું નામ ઍલિસ છે, તેથી મારા પિતા પાછળનું નામ જ ટુંકાવીને મને બોલાવતા."

"તારા પિતા તને મૅગી કહેતા કે મૅગસી કહીને બોલાવતા ?"

"જ્યારે લાડમાં બોલાવતા ત્યારે મૅગસી કહેતા. તમને એ શી રીતે ખબર પડી ?"

ગમ્મત કરી હું બોલ્યો,—"હા, હા, અમે તો હિંદુસ્તાની ખરાને, અમને જાદુવિદ્યા ભૂત ભવિષ્ય બધું ખબર."

બાલિકાએ કહ્યું,—"મેં પણ એવું સાંભળ્યું છે."

વિસ્મય પામી મેં પૂછ્યું,—"સાચું કહે છે? તેં શું સાંભળ્યું છે કહે જોઉં!"

"એમ સાંભળ્યું છે કે હિંદુસ્તાનમાં એવા અલૌકિક શક્તિવાળા ઘણા માણસો છે, એમને યોગી કહે છે. પણ તમે તો યોગી નથી."

"શી રીતે જાણ્યું, મૅગી, કે હું યોગી નથી?"

"યોગી લોકો માંસ મચ્છીને અડતા પણ નથી."

"તેથી શું તેં મને પહેલવહેલું પૂછેલું કે હું નિરામિષાહારી છું કે નહિ?"

બાલિકા ઉત્તર દીધા વગર મંદમંદ હસવા લાગી.

એટલામાં અમે એક નાના શા ઘર આગળ આવી પહોંચ્યાં. ગજવા-માંથી લૅચ-કી કાઢી મૅગીએ બારણું ઉઘાડ્યું. અંદર દાખલ થઇ તેણે મને કહ્યું,—"પધારો."

: ૩ :

હું અંદર પેઠો કે મૅગીએ બારણાં બંધ કરી દીધાં. અને, નિસરણી પાસે જઈ જરા મોટે અવાજે બોલી,—"મા, ક્યાં છે?"

નીચેથી અવાજ આવ્યો,—"હું રસોડામાં છું. બાપ, નીચે આવ."

અહીં એટલું કહેવું જરુરનું છે કે લંડનનો રાજમાર્ગ જમીનથી ઊંચો હોય છે. રસોડું ઘણું ખરું રસ્તાની સપાટીથી નીચું હોય છે.

માનો સાદ સંભળી મારા તરફ જોઈ મૅગી બોલી,—"Do you mind?" 'તમને ખરાબ લાગશે?'

મેં કહ્યું,—"Not in the least, (જરાયે નહિ.) ચાલો."

નિસરણી ઉતરી હું બાલિકાની સાથે તેમના રસોડામાં ગયો.

બારણા આગળ ઊભી રહી મૅગી બોલી,—"મા, એક હિંદુસ્તાની ગૃહસ્થ તને મળવા આવ્યા છે."

વૃદ્ધ બાઈ આતુરતાપૂર્વક બોલી ઊઠી,—"ક્યાં છે તેઓ?"

મેં મૅગીની પાછળ પાછળ સસ્મિત મુખે પ્રવેશ કર્યો. બાલિકાએ પરસ્પર ઓળખાણ આપી કહ્યું,—"એમનું નામ મિસ્ટર ગુપ્ત આ મારી મા."

"How do you do?" 'કેમ છો?'—કહી મેં હાથ લાંબો કરી દીધો.

મિસિસ કિન્નફૅર્ડ બોલ્યાં,—"માફ કરશો. મારા હાથ ચોકખા નથી." —આમ કહી પોતાના લોટવાળા હાથ લાંબા કરી દેખાડ્યા. પછી બોલ્યાં,—"આજે શનિવાર છે, તેથી કેક બનાવું છું. સાંજ પડતાં લોકો આવી તે વેચાતી લઈ જશે, રાત્રે મોટા રસ્તા પર એ વેચાશે. આમ કરી કરી દુઃખેકષ્ટે અમે દહાડા કાઢીએ છીએ."

ગરીબ લત્તાઓમાં શનિવારની રાત મહા ઉત્સવ જેવી હોય છે. ગલીએ ગલીએ, દીવાવાળી ઠેલાગાડીઓ લઇને, અસંખ્ય માણસો ખાવાની

ચીજો વેચવા વાસ્તે ફરે છે. મોટા રસ્તા પર આ દિવસે સાંજે ભીડ હંમેશ કરતાં ઘણી વધારે હોય છે. શનિવાર જ ગરીબ લોકોને કંઈક જણસભાવ વેચાતાં લેવાનો દિવસ હોય છે, કારણકે એ દિવસે જ એમને અઠવાડિયાનો પગાર મળે છે.

ડ્રૅસર* ઉપર મેંદો, ચરબી, કિસમિસ, ઈંડાં વગેરે કેક બનાવવાની સામગ્રી તૈયાર છે. ડબામાં કેટલીક તાજી પકવેલી કેક પણ છે.

મિસિસ કિલફૉર્ડ બોલ્યાં,—"અમ સરખા ગરીબ માણસના રસોડામાં બેસવું શું આપને ગમે છે? મારું કામ હવે પુરું થઈ રહેવા આવ્યું છે. મૅગી, તું એમને બહારના ખંડમાં લઈ જા. હું હમણાં જ આવી સમજ."

મેં કહ્યું—"ના ના. હું અહીં લ્હેરથી બેઠો છું. તમને કેક બનાવતાં સરસ આવડે છે!"

મિસિસ કિલફૉર્ડે હસતે મુખે મને ધન્યવાદ આપ્યો,

મૅગી બોલી,—"મા સરસ ટોસ બનાવે છે. ચાખી જોશો?"

મેં ખુશી થઇને હા કહી. મૅગીએ એક કબાટ ઉઘાડી ટોસભરેલ એક ટીનનો ડબો લાવી મારી આગળ મૂકી દીધો. હું કંઈક ખાઈ તેનાં વખાણ કરવા લાગ્યો.

કેક બનાવતાં બનાવતાં મિસિસ કિલફૉર્ડે પૂછ્યું,—"હિંદુસ્તાન કેવો દેશ છે, ભાઇ?"

"સુંદર દેશ છે."

"રહેવા કરવા વાસ્તે તો ભયભરેલું નથી ને?"

"બિલકુલ નહિ. હા, પણ આ દેશ જેવો ઠંડો દેશ નથી, એ ગરમ દેશ છે.?"

"ત્યાં કહે છે કે સાપ ને વાઘ ઘણા થાય છે, એ ખરી વાત છે? એ માણસનો જીવ નહિ લેતા હોય?"

* રસોડાના ટેબલને ડ્રૅસર કહે છે. —મૂળ લેખક.

હું હસીને બોલ્યો,—"એવી બધી વાતો માનશો નહિ સાપ. ને વાઘ જંગલમાં રહે છે, એ ગામમાં આવતા નથી. કદી ગામમાં આવી ચડે તો તેમને મારી નાખવામાં આવે છે."

"અને તાવ?"

"તાવ હિંદુસ્તાનમાં ક્યાંક ક્યાંક વધારે હોય છે એ ખરું,—પણ બધે નહિ, અને સદાસર્વદા પણ નહિ."

"મારો પુત્ર પંજાબમાં છે. એ સોલ્જર છે. પંજાબ કેવો દેશ છે, ભાઇ?"

"પંજાબ બહુ સરસ ભાગ છે. ત્યાં તાવ પણ ઓછો. તંદુરસ્તી બહુ સરસ રહે છે."

મિસિસ ક્લિફોર્ડ બોલ્યાં,—"હાશ! મને સાંભળીને હવે નિરાંત થઇ."

કેક બનાવવાનું કામ પણ પૂરું થઈ ગયું. તેમણે પુત્રીને કહ્યું,—"તું મિસ્ટર ગુપ્તને ઉપર લઈ જા. હું હાથ ધોઈ ચા બનાવી લાવું છું."

મૅગી આગળ ને હું પાછળ તેમના બેસવાના ખંડમાં દાખલ થયાં. રાચરચીલું બધું અતિ સામાન્ય અને સસ્તા મૂલનું હતું. તોયે પાથરેલી જાજમ બહુ જૂની થઈ ગયેલી હતી, ઠેકઠેકાણે ફાટી ગયેલી હતી, પણ તમામ ચીજ અત્યંત સ્વચ્છ અને સુંદર હતી.

મૅગીએ ઓરડામાં આવી પડદા ખસેડી બારીઓ ઉઘાડી દીધી. એક કાચનાં બારણાં વાળી બુકકેસ હતી, હું ઊભો ઊભો તે જોવા લાગ્યો.

થોડીવારમાં મિસિસ ક્લિફોર્ડ ચાની ટ્રે હાથમાં લઇ આવી પહોંચ્યાં. તેના શરીર પર રસોડાનું એકે ચિહ્ન દેખાતું નહોતું. ચા પીતાં પીતાં હું હિંદુસ્તાનની વાત કરવા લાગ્યો.

મિસિસ ક્લિફોર્ડે તેમના પુત્રનો એક ફોટોગ્રાફ બતાવ્યો. હિંદુસ્તાન જવા નીકળતાં પહેલાં એ પાડેલો હતો. તેમના પુત્રનું નામ ફ્રાન્સિસ યાને

ફ્રાન્ક હતું મૅગીએ એક ચિત્રોની ચોપડી પણ બહાર કાઢી. તેના જન્મદિવસ નિમિત્તે તેના ભાઇએ તે ભેટ મોકલાવી હતી એમાં સીમલાનાં મકાનો અને કુદરતી દશ્યોનાં ચિત્રો હતાં. અંદરના પાના પર લખેલું હતું—**To Maggie on her birthday from her loving brother Frank.** મૅગીને—તેના જન્મદિનનિમિત્તે તેના ભાઈ ફ્રાન્ક તરફથી."

મિસિસ ક્લિફૉર્ડ બોલ્યાં,—"મૅગી, પેલી વીંટી મિસ્ટર ગુપ્તને બતાવને."

મેં કહ્યું,—"તારા ભાઇએ મોકલાવી છે શું? જોઉં મૅગી, કેવી વીંટી છે, જોઉં?"

મૅગીએ કહ્યું,—"એ તો એક જાદુઇ વીંટી છે. કોઇ યોગીએ ફ્રાન્કને આપી હતી." આમ કહી તેણે વીંટી બહાર કાઢી. પછી મને કહ્યું,—"તમે આમાં જોઈ ભૂત, ભવિષ્ય કહી શકશો?"

**Crystal Gazing** નામે એક ક્રિયાની વાત મેં ઘણા વખત પહેલાં સાંભળી હતી. જોયું તો વીંટીમાં એક કાચ બેસાડેલો હતો. હાથમાં લઇ હું તે જોવા લાગ્યો.

મિસિસ ક્લિફૉર્ડ બોલ્યાં,—"ફ્રાન્કે એ મોકલતી વેળા લખી જણાવ્યું હતું કે એકચિત્તે એ કાચ તરફ તાકી રહી દૂર વસતા કોઈ પણ માણસનો વિચાર કરશો, તો તમે તેને તમામ કામકાજ કરતો જોઈ શકશો. પેલા યોગીએ ફ્રાન્કને એ પ્રમાણે કહ્યું હતું. ઘણા દહાડાથી ફ્રાન્કના કંઈ પણ સમાચાર ન મળવાથી હું ને મૅગી કેટલીયેવાર એકીટસે એમાં જોઇ રહ્યાં, પણ કંઇ દેખાયું નહિ. આપ જરા જોઇ જુઓ તો! આપ હિંદુ છો, વખતે આપને દેખાય."

મેં જોયું કે વહેમ કંઇ એકલા હિંદુસ્તાનમાં જ નથી. પરંતુ, આ તો કંઇ જ નથી, કેવળ પિત્તળની વીંટી છે. અને એક સાધારણ કાચનો કકડો એમાં જડેલો છે, એવું આ મા દીકરીને કહેવાનું મારું મન ચાલ્યું નહિ. તેમને દઢ ખાતરી છે કે તેમના ફ્રાન્કે સ્વપ્નવત્ દૂર દૂર પડેલા હિંદુસ્તાનમાંથી

એક નવિન આશ્ચર્યકારક ચીજ તેમને મોકલાવી છે. એમની એ શ્રદ્ધા હું શી રીતે ભાંગી પાડું ?

મિસિસ કિલફોર્ડ અને મૅગીનો આગ્રહ જોઈ, વીંટી હાથમાં લઇ, કાચ સામું હું નજર સ્થિર કરી જોઈ રહ્યો. છેવટે પાછી આપતાં મેં કહ્યું,—"મને તો કંઈ દેખાયું નહિ."

માતા અને કન્યા બંને કંઈક દુઃખી થયાં. બીજી વાત પર તેમનું ધ્યાન ખેંચવા મેં કહ્યું,—"પેલી સારંગી દેખાય છે, તે તારી છે મૅગી ?"

મિસિસ કિલફોર્ડ બોલ્યાં,—"હા. મૅગીને સરસ બજાવતાં આવડે છે. કંઈક ગાઈ સંભળાવને, મૅગી !"

મૅગી તેની મા તરફ રોષથી આંખ કરી બોલી,—"Oh, mother ! તું તે કેવી છે, મા !"

મેં કહ્યું,—"મૅગી, જરાક બજાવોને. મને સારંગી સાંભળવી બહુ ગમે છે. દેશમાં મારી એક બહેન છે, એ પણ તારા જેવડી જ મોટી હશે, એ મને સારંગી વગાડી સંભળાવતી."

મૅગીએ કહ્યું,—"પણ હું એવું વગાડું છું કે બિલકુલ સાંભળવું જ ન ગમે."

મારા આગ્રહથી છેવટે મૅગીએ બજાવવાનું કબુલ કર્યું. તે બોલી,—"મને બહુ થોડું આવડે છે. બોલો, શું સંભળાવું ?"

"એ હું ફરમાસ કહું ? ઠીક, તો તારી Music-case લઇ આવ—શું શું તને આવડે છે એ જોઉં."

મૅગીએ એક કાળા ચામડામાં વીંટેલી મ્યુઝીકકેસ લાવી રજુ કરી. ઉઘાડીને જોયું તો એમાં મોટો ભાગ સ્વરલિપિ નહિ જેવી જ જણાઈ, જેમકે "Good by Dolly Grey," "Honeysuckle and the Bee." વગેરે. કેટલીક 'ચીજ' ખરેખર સારી પણ હતી, જોકે ફેશનના પ્રમાણમાં તે બહુ જૂની થઇ ગઇ ગણાય—જેમકે, "Annie Laurie,"

"Robin Adair," "The Last Rose of summer". વગેરે, કેટલાંક સ્કૉચ ગીતો પણ એમાં જણાયાં. હું સ્કૉચ ગીતોનો બહુ પક્ષપાતી છું. તેથી "Blue-bells of Scotland" નામે સ્વરલિપિ પસંદ કરી મેં મૅગીના હાથમાં મૂકી.

મૅગી સારંગી બજાવવા લાગી. હું મનમાં મનમાં રાગ બેસાડી ગાયન ગાવા લાગ્યો.—

"Oh where—and oh where—is my
Highland laddie gone!"

બજાવવાનું પુરું થતાં, હું મૅગીને બહુ ધન્યવાદ આપી તેની પ્રશંસા કરવા લાગ્યો. મિસિસ કિલફોર્ડ બોલ્યાં,—"મૅગીને જોઇએ તેવું શિક્ષણ લેવાની કદી સગવડ મળી નથી. આ જે કંઇ શીખી છે તે પોતાના જ પ્રયત્ન માત્રથી શીખી છે. જો, પ્રભુ કરેને અમારી સ્થિતિ સુધરે, તો એને Lessons અપાવવાનો (ભણાવવાનો) બંદોબસ્ત કરવા વિચાર છે."

વાતચીત પૂરી થતાં મેં કહ્યું,—"મૅગી, બીજી કંઇ ચીજ બજાવોને."

હવે મૅગીનો સંકોચ ઊડી ગયો હતો. તે બોલી,—"શું બજાવું બતાવો."

હું તેની સ્વરલિપિમાં ખોળવા લાગ્યો. આજકાલ શોખીન સમાજમાં જે બધા ગાયન આદર પામે છે, તેમાંનું તો એકે એમાં જોવા જડ્યું નહિ. મને લાગ્યું કે એ બધાં ગાયનોનો પ્રતિધ્વનિ હજી આ કંગાળ લત્તામાં પેઠો નથી."

ખોળતાં ખોળતાં એકાએક એક ખરેખર ઊંચા પ્રકારની સ્વરલિપિ પર નજર પડી. એ Gounod ગુનો દ્વારા રચાયેલા Faust ફાઉસ્ટ નામે Opera સંગીતનાટ્યમાંનું Flower-song પુષ્પગીત નામે ગાયન હાથમાં મૂકી મેં કહ્યું, "આ બજાવો."

મૅગીએ સારંગી બજાવવા માંડી. ગાયન પુરું થયા પછી કંઇકવાર સુધી હું વિસ્મયથી મૂઢ થઈ રહ્યો. Culture (સંસ્કાર) નામે પદાર્થ યુરોપીય

સમાનમાં ક્યાંય સુધી પહોંચી ચૂક્યો છે, એ જોઈ મારા વિસ્મયનો પાર રહ્યો નહિ. મૅગીએ આ કઠિન સ્વરલિપિ પણ સુંદર રીતે બજાવી—અને, એ તો કેવળ એક અતિ સામાન્ય કોટિની બાલિકા હતી. મને લાગ્યું કે કલકત્તાના કોઇ પ્રખ્યાત બૅરિસ્ટર કે પ્રસિદ્ધ સિવિલિયનની આટલી ઉંમરની છોકરી, ગુનોના ફાઉસ્ટમાંથી એકાદ ગીત આવા સુંદર ભાવમાં બજાવી શકતી હોત, તો આખા સમાજમાં તેની વાહ વાહ થઇ ગઇ હોત.

મૅગીને ધન્યવાદ દઈ મેં પૂછ્યું,—"આ પણ શું તું આપ મેળાએ જ શીખી છે ?"

"ના. આપમેળે હું એ શીખી નથી. અમારા ચર્ચના મિનિસ્ટરની પુત્રી પાસેથી હું તે શીખી છું. આપે કદી આ ઓપેરા સાંભળ્યું છે ?"

મેં કહ્યું,—"ના. મેં ઓપેરામાં કદી ફાઉસ્ટ સાંભળ્યું નથી. તોપણ ગટેના ફાઉસ્ટનો અંગ્રેજી અનુવાદ, લાઇસિયમમાં ભજવાતો જોયો છે."

"લાઇસિયમમાં ? અરવિન અભિનય કરે છે ત્યાં ?"

"હા. ત્યાં. તેં કદી અરવિનનો અભિનય જોયો નથી ?"

મૅગી દુ:ખી થઇ બોલી,—"ના. હું કોઇપણ વેસ્ટ-એન્ડ થિયેટરમાં કદી ગઇ નથી. અરવિનને કદી જોયો નથી. ફોટાવાળાની દુકાનની બારીએ તેનો ફોટો માત્ર જોયો છે."

"હાલમાં લાઇસિયમમાં અરવિન Merchant of venice 'વેનિસ વેપારી'માં ઉતરે છે. મિસિસ કિલફોર્ડ અને તું જો એક દિવસ આવો, તો હું બહુ ખુશીથી તમને સાથે લઇ જઇશ."

મિસિસ કિલફોર્ડે ઉપકાર સાથે હા પાડી. મેં પૂછ્યું,—"તમને સાંજના ખેલમાં જવું ગમશે કે બપોર પછીના ખેલમાં ?"

અહીં લંડનનાં થિયેટર સંબંધી કંઇક જણાવવું જરૂરનું છે. કલકત્તાનાં થિયેટરોની પેઠે ત્યાં, આજે અમુક નાટકના અભિનયમાં "હા હા હી હી પ પા પી પી."—કાલે બીજા નાટકમાં "હાસ્યનો હોજ, ગાયનનો જલસો,

અને આનંદનો ફુવારો" આવતાં નથી. પહેલું તો, ત્યાં થિયેટરમાં દરરોજ રાત્રે (રવિવાર બાદ કરતાં) નાટક ભજવાય છે. એ સિવાય કોઇ થિયેટરમાં શનિવારે તો કોઇમાં બુધવારે, તો કોઈમાં શનિ અને બુધ બેઉ વારે બપોર પછી ભજવાય છે. એક નાટક કોઇ થિયેટરમાં શરુ થયા પછી, દરરોજ તેજ ભજવાય છે. જ્યાંસુધી પ્રેક્ષકોનો અભાવ ન નડે ત્યાંસુધી આ પ્રમાણે ચાલે છે. આ રીતે કોઇ નાટક બે માસ તો કોઇ છ માસ—અરે, એટલું જ નહિ પણ, લોકપ્રિય Musical comedy સંગીત વ્યંગનાટક હોય તો બે ત્રણ વરસ સુધી સતત ભજવાયાં કરે છે.

મિસિસ ક્લિફર્ડ બોલ્યાં,—"મારું શરીર સારું રહેતું નથી. એટલે બપોરનો ખેલ જ ઠીક છે. કોઇ શનિવારે મૅગીને રજા પડશે ત્યારે સાથે જઇશું."

મેં કહ્યું.—"બસ સરસ. આ સોમવાર જવા દઈ, આગળના જે શનિવારની રજા મળે, તે શનિવારની ટિકિટ લઈ રાખી, તમને તારીખની ખબર આપીશ."

મૅગી બોલી,—"પણ મિસ્ટર ગુપ્ત, તમે ભારે કિંમતની ટિકિટ ના ખરીદશો. નહિ તો, અમને બહુ દુ:ખ થશે."

મેં કહ્યું,—"ના, રે, એવી મોંઘી ટિકિટ ખરીદીને શું કામ છે? હવે તો અપર સર્કલની જ લઇશ. હું તો કંઇ હિંદુસ્તાનનો રાજામહારાજા નથી.—ઠીક પણ, તેં Merchant of venice વેનિસનો વેપારી વાંચ્યું છે?"

"મૂળ નાટક વાંચ્યું નથી. નિશાળમાં અમારા પાઠ્ય પુસ્તકમાં Lamb's Tales લેમ્બ કૃત કથાનકોમાંથી કેટલોક ભાગ શીખી હતી. એ વાંચ્યો છે."

"ઠીક, તો હું તને મૂળ નાટક મોકલાવી આપીશ. બરાબર વાંચી રાખજે. એટલે નાટક સમજવું ઠીક પડશે."

સાંજ પડવા આવી હતી. હું એમની રજા લઇ નીકળ્યો.

સોમવારે દસ વાગે લાઇસિયમની બૉક્સ-ઑફિસે જઇ કારકુનને પૂછ્યું,—"આવતા શનિવારની બપોરના ખેલની અપર સર્કલની ત્રણ ટિકિટ મળી શકશે ?"

કારકુને કહ્યું—"જી ના. આગળના બે શનિવારની તો હવે પૂરી થઈ ગઈ છે. તમામ સીટ અપાઈ ગઈ છે.

"ત્રીજો શનિવાર ?„

"એ મળશે."—એમ કહી તેણે તે તારીખનો પ્લાન બતાવ્યો. એ તારીખની પણ અપર સર્કલની ઘણી જગાઓ રોકાઇ ગઈ હતી. તે તે જગાના નંબરો પર વાદળી પેનસિલનાં નિશાન કરેલાં હતાં."

પ્લાન હાથમાં લઈ, ખાલી રહેલી જગાઓ જોઈ, જોડાજોડ ત્રણ સીટ પસંદ કરી, મેં તેના નંબર કારકુનને જણાવ્યા. તે નંબરોવાળી ત્રણ ટિકિટો ખરીદ કરી બાર શિલિંગ આપી હું પાછો ફર્યો.

: ૪ :

ત્રણ માસ પસાર થઇ ગયા છે. એ દરમિયાન કેટલીય વાર મૅગીની સાથે જઇ તેની માને મળી આવ્યો છું. વચમાં મૅગીને એક વાર ઝૂ–ગાર્ડનમાં–પ્રાણીબાગમાં લઇ ગયો હતો. ત્યાં Indian Rajah 'હિંદનો રાજા' નામના હાથીની પીઠ પર બીજાં છોકરાં સાથે મૅગીએ પણ સવારી કરી હતી. હાથી પર બેઠા પછી તેના આનંદનો પાર રહ્યો નહિ.

પણ હજી સુધી તેના ભાઇના કંઇ સમાચાર આવ્યા નહોતા. એક દિવસ મિસિસ કિલફર્ડના અતિશય આગ્રહથી ઇંડિયા ઑફિસમાં જઇ ખબર પૂછતાં જાણ્યું કે જે રેજીમેન્ટમાં ફ્રાન્ક છે, તે અત્યારે frontier ના યુદ્ધમાં ગએલી છે. એ વાત સાંભળી ત્યારથી મિસિસ કિલફર્ડ અત્યંત ચિંતા કરવા લાગ્યાં છે.

એક દિવસ સવારે મૅગીનો નીચે પ્રમાણે લખેલો એક પોસ્ટ કાર્ડ મળ્યો—

પ્રિય મિસ્ટર ગુપ્ત,

મારી મા બહુ પીડાય છે. હું આજ એક અઠવાડિયું થયાં નોકરી પર જઇ શકી નથી. તમે જો એકવાર કૃપા કરીને આવી જાઓ તો બહુ ઉપકાર થશે.

લિ૰

મૅગી.

હું જે કુટુંબમાં રહેતો હતો, તેમની આગળ પહેલેથી જ મેં મૅગી અને તેની માની વાત કરેલી હતી. આજે નાસ્તા વખતે ટેબલ આગળ મેં આ ખબર સૌને સંભળાવ્યા.

ગૃહિણીએ મને કહ્યું,—"તમે જો જાઓ તો સાથે કંઇક પૈસા લેતા જજો. છોકરી અઠવાડિયાથી નોકરી પર ગઇ નથી. એટલે પગાર પણ નહિ મળ્યો હોય. એ લોકો ખરેખરી મુશીબતમાં આવી પડયાં લાગે છે."

નાસ્તા પછી, હું કંઇક પૈસા સાથે લઈ લામ્બેથ જવા ઉપડયો. તેમને ઘેર જઇ બારણાં ખખડાવ્યાં. મૅગીએ આવીને બારણાં ઉઘાડયાં.

તેનો ચહેરો એવો તે વિચિત્ર થઈ ગયો હતો! આંખો ઊંડી ઊતરી ગઇ હતી. મને જોતાંજ તે બોલી,—"Oh, thank you Mr. Gupta. It is so kind—તમારો કેટલો ઉપકાર માનું, મિ. ગુપ્ત? તમે કેટલા ભલા—"

મેં પૂછ્યું,—"મૅગી, તારી માને કેમ છે?"

મૅગીએ કહ્યું,—"હમણાં તો ઊંઘે છે. બહુ જ પીડાય છે. દાક્તરે કહ્યું છે કે ફ્રાન્કના સમાચાર ન મળવાથી, ચિંતામાં ને ચિંતામાં તાવ વધી ગયો છે. તે ભાગ્યે જ બચે."

હું મૅગીને આશ્વાસન આપવા લાગ્યો. મારા રૂમાલ વડે મેં તેનાં આંસુ લૂછી નાખ્યાં.

મૅગી જરા સ્વસ્થ બની બોલી,—"તમારી આગળ મારે એક અરજ કરવાની છે."

મેં કહ્યું,—"શું અરજ, મૅગી?"

"ઘરમાં આવો, કહું."

રખેને અમારાં પગલાંના અવાજથી દરદી ડોશી જાગી ઊઠે, એ બીકે, સાવચેતીથી અમે અંદર પેઠાં. વચમાં ઊભા રહી મેં સ્નેહથી પૂછ્યું,—"શું છે મૅગી?"

મૅગી મારા મોં સામે વ્યાકુળ નયને કેટલીક વાર તાકી રહી. હું ઊભો જ રહ્યો. છેવટે મૅગી કંઇ પણ બોલ્યા વગર, બે હાથ ને મોં ઢાંકી શાંતપણે રડવા લાગી.

હું બહુ ગભરાટમાં પડયો. આ છોકરીને હું શી રીતે સાન્ત્વના આપું?—એનો ભાઇ લડાઇમાં ગયેલો છે, જીવે છે કે મરી ગયો છે એ ભગવાન જાણે. એની પૃથ્વી પરની સંપત્તિમાં આ એક માત્ર મા! એ મા

હવે ચાલી જાય પછી એની શી દશા ? યૌવનમાં પગલાં ભરતી આ યુવતી, લંડનમાં ક્યાં જઇ ઊભી રહેશે ?

મેં જોર કરી મૅગીના મોં પરથી તેના હાથ ખસેડી દીધા, અને કહ્યું,—"મૅગી, શું કહેવું છે બોલ. મારાથી જો તારું કંઇ પણ હિત થઇ શકશે તો હું એમાં પાછો નહિ પડું."

મૅગીએ કહ્યું,—"મિસ્ટર ગુપ્ત, મારી વાત સાંભળી કોણ જાણે તમે શું યે ધારશો. કદી એ અત્યંત નપાવટ લાગે તો મને માફ કરશો."

"શું ? શી વાત છે ?"

"કાલે આખી રાત માએ લવારો કર્યા કર્યો છે કે મિસ્ટર ગુપ્ત જો આવે તો પેલી કાચની વીંટીમાં જોઇ વખતે ફ્રાન્કના કંઇ સમાચાર કહે, એ હિંદુ છે.—એટલે મેં તમને આવી જવા કાગળ લખ્યો હતો."

"તારી ઇચ્છા હોય તો એ વીંટી લઈ આવ,—હું જરૂર ફરી વાર પ્રયત્ન કરી જોઇશ."

મૅગી વ્યાકુળ સ્વરે બોલી,—"પણ આ વખતે ય જો કંઇ નહિ દેખાય તો ?"

હું મૅગીના મનનો ભાવ સમજી ગયો. સમજીને સ્તબ્ધ થઇ રહ્યો.

મૅગીએ કહ્યું,—"મિસ્ટર ગુપ્ત, મેં પુસ્તકોમાં વાંચ્યું છે કે હિંદુ લોકો બહુ જ સત્યવાદી હોય છે. તમે જો વીંટીમાં જોયા પછી મને માત્ર એટલું કહો કે ફ્રાન્ક ખુશીમઝામાં છે, જીવતો છે—તો શું તદ્દન અસત્ય બોલ્યા કહેવાશે ?—એટલામાં શું બહુ અયોગ્ય કહેવાશે ?"

આટલું બોલતાં બોલતાં તો બાલિકાની આંખોમાંથી દડદડ આંસુની ધારા ટપકવા લાગી !

મેં થોડીક ક્ષણ વિચાર કર્યો. મનમાં મનમાં ધાર્યું,—"હું પુણ્યાત્મા તો નથી—આ જીવનમાં મેં ઘણાં પાપ કર્યાં છે. આજે આટલું પાપ પણ કરી લઉં. મારાં બીજાં પાપમાં આ પાપ તો નહિ જેવું છે."

પછી પ્રકટપણે હું બોલ્યો,—"મૅગી, તું રડ નહિ. બહુ થયું. ક્યાં છે એ વીંટી, લાવ, જરા ધારીને જોઉં. જો કંઇ દેખાશે નહિ, તો તું કહે છે તેવું જ કહીશ. એમાં જો કંઇ ખોટું થતું હોય તો પ્રભુ માફ કરે."

મૅગીએ મને વીંટી લાવી આપી. મેં તે હાથમાં લઇ તેને કહ્યું,—"જા, તું જોઇ આવ તારી મા જાગી છે કે નહિ?"

લગભગ પંદરેક મિનિટ પછી મૅગી પાછી આવી. તે બોલી,—"મા જાગી છે. તમારા આવવાના સમાચાર તેને કહ્યા છે."

"તો હું હવે તેની પાસે આવું?"

"આવો."

વૃદ્ધાની રોગશય્યા પાસે હું જઇ ઊભો. મારા હાથમાં તે વખતે પણ પેલી વીંટી હતી. તેમને સુપ્રભાત જણાવી મેં કહ્યું,—"મિસિસ ક્લિફોર્ડ, આપનો પુત્ર ખુશીમઝામાં છે, જીવતો છે."

આ શબ્દો સાંભળતાં જ એ વૃદ્ધ બાઇએ ઓશીકાથી મસ્તક સહેજ ઊંચું કર્યું. તે બોલી,—"તમે વીંટીમાં એ જોયું કે?"

મેં બિલકુલ સંકોચ વગર જવાબ દીધો,—"હા, મિસિસ ક્લિફોર્ડ, વીંટીમાં જોઇને જ હું એ કહું છું."

ડોશીનું મસ્તક ફરી ઓશિકા પર પડયું. તેની આંખોમાંથી આનંદનાં આંસુ વહેવા લાગ્યાં! તે માત્ર અસ્ફુટ સ્વરે બોલવા લાગી,—"God bless you—God bless you. પ્રભુ તારું કલ્યાણ કરો! પ્રભુ તારું કલ્યાણ કરો."

× × ×

મિસિસ ક્લિફોર્ડનું શરીર સારું થઇ ગયું.

: ૫ :

મારે દેશમાં પાછા આવવાનો વખત પાસે આવતો હતો. એટલે હેમ્બેથ જઇ મૅગી અને તેની માની વિદાય લઇ આવવાનું મન થયું. પરંતુ તેઓ અત્યારે શોકથી બળી રહ્યાં છે. લડાઈમાં ફ્રાન્ક મરણ પામ્યો છે. મહિના પર મૅગીએ કાળી બોર્ડર કરેલા કાગળમાં મને એ સમાચાર જણાવ્યા હતા. ગણતરી કરતાં જણાયું. કે જે દહાડે મેં મિસિસ ક્લિફોર્ડને કહ્યું હતું કે ફ્રાન્ક હેમખેમ છે, ને જીવતો છે, તેના ઘણા દિવસ અગાઉ ફ્રાન્કનું મરણ નીપજ્યું હતું. આ બધાં કારણોને લીધે મિસિસ ક્લિફોર્ડ આગળ હવે મોં દેખાડવામાં મને શરમ આવતી હતી. તેથી મેં એક પત્ર લખી, મૅગી અને તેની માતાને મારા ઉપડવાની ખબર આપી.

એમ કરતાં લંડનમાં મારી છેલ્લી રાત પૂરી થઇ. હું હવે દેશ જવા નીકળું એટલી વાર છે. કુટુંબનાં સૌ સ્નેહીઓ સાથે નાસ્તો કરવા બેઠો છું, એટલામાં બહારના દરવાજે ટકોરા થતા સંભળાયા.

થોડી વારમાં દાસીએ આવી કહ્યું,—"Please Mr. Gupta, મિસ ક્લિફોર્ડ તમને મળવા આવ્યાં છે."

હજી હું નાસ્તો પૂરો કરી રહ્યો નહોતો. હું સમજ્યો કે મૅગી છેલ્લી વેળાનું મળી લેવા આવી છે. રખેને તેને નોકરી પર જવાનું મોડું થાય, તે બીકે હું ગૃહિણીની રજા લઇ, ટેબલ છોડી ઊઠ્યો. હૉલમાં જઇને જોયું તો સર્વાંગ કાળાં કપડાં પહેરી મૅગી ઊભેલી છે.

પાસે જ ઘરની લાઇબ્રેરી હતી. ત્યાં મૅગીને લઇ જઈ, બેસાડી.

મૅગીએ કહ્યું,—"તમે આજે જાઓ છો ?"

"હા મૅગી, આજે જ મારે ઉપડવાનું છે."

"દેશમાં પહોંચતાં તમને કેટલા દિવસ લાગશે ?"

"બે અઠવાડિયાંથી કંઇક વધારે થશે."

"તમે ક્યાં રહેશો ?"

"મેં પંજાબ સિવિલ સર્વિસમાં પ્રવેશ કર્યો છે. મારે ક્યાં રહેવાનું થશે, એ ત્યાં ગયા પછી જણાશે."

"ત્યાંથી Frentier સરહદ શું બહુ દૂર છે?"

"ના, બહુ દૂર તો નથી ?"

"દેરા-ગાજીખાંની પાસે ફોર્ટ મનરોમાં ફ્રાન્કની સમાધિ છે."—આટલું બોલતાંમાં તો તેની **આંખો છલ છલ કરી ઊઠી.**

મેં કહ્યું,—"હું જ્યારે એ તરફ જઈશ ત્યારે જરૂર તમારા ભાઇની સમાધિનાં દર્શન કરી, તમને પત્ર લખીશ."

મૅગીએ કહ્યું,—"પરંતુ તમને કંઇ કષ્ટ કે અગવડ નહિ નડે ?"

"કષ્ટ શું ? અગવડ શું ? હું જ્યાં હઇશ ત્યાંથી દેરા-ગાજીખાં કંઇ બહુ દૂર હોવાનું નથી. હું ચોક્કસ એકવાર તક મળતાં જઇને, પછી બધું તમને લખી જણાવીશ."

મૅગીનું મુખ કૃતજ્ઞતાથી પૂર્ણ થઈ ગયું. તેણે મારો ઉપકાર માન્યો,—તેનો અવાજ રુંધાતો હતો. પોતાના ગજવામાંથી એક શિલિંગ કાઢી, મારી સામે ટેબલ પર મૂકી બોલી,—"તમે જ્યારે જાઓ, ત્યારે દયા કરી આ એક શિલિંગનાં કંઇક ફૂલ ખરીદ કરી, મારા ભાઇની સમાધિ પર ચડાવતા આવજો."

ભાવના આવેગથી હું નીચું જોઇ રહ્યો.

મને થયું, કે બાલિકાનો આ મહાકષ્ટે પેદા કરેલો શિલિંગ પાછો વાળું, અને કહું, કે અમારા દેશમાં ફૂલ થોકેથોક જ્યાં જઇએ ત્યાં મળે છે, પૈસા આપી વેચાતાં લાવવાં પડતાં નથી.

પરંતુ વળી એમ થયું કે આટલા પણ ત્યાગના સુખમાંથી બાલિકાને વંચિત શું કામ કરું! કેટલું દુઃખ કષ્ટ વેઠીને આ એક શિલિંગ તેણે બચાવ્યો હશે, એમાંથી એ જેટલાં સુખસગવડ ખરીદી શકે, તે બધાં સુખસગવડનો પ્રેમને નામે ભોગ આપવા એ તૈયાર થઇ છે. એ ત્યાગનું સુખ અમૂલ્ય છે—એ સુખ મેળવીને તેનું વિરહથી બળી રહેલું હૃદય કંઇક તો શીતલ થશે. એ સુખમાંથી બાલિકાને વંચિત કરવામાં શું સાર? —એમ સમજી મેં એ શિલિંગ લઇ લીધો.

મેં કહ્યું,—"મૅગી, હું આ શિલિંગનાં ફૂલ ખરીદી તારા ભાઇની સમાધિ પર શણગાર કરીશ."

મૅગી ઊઠી ઊભી થઇ. તે બોલી,—"હું હવે તમારો કઇ રીતે ઉપકાર માનું? મારે કામ પર જવાનો વખત થવા આવ્યો છે. Good bye; નમસ્તે,—કાગળપત્ર લખતા રહેજો."

મેં ઊભા થઇ મૅગીનો હાથ મારા હાથમાં લીધો, અને કહ્યું,—"Good bye Maggie—God bless you; નમસ્તે, મૅગી, પ્રભુ તારું કલ્યાણ કરે."—આમ કહી તેનો હાથ મારા હોઠ આગળ લઇ મેં તેને એક ચુંબન કર્યું.

મૅગી ચાલી ગઇ.

આંસુનાં બે ટીપાં રૂમાલથી લૂછી નાખી, પેટીપટારા ગોઠવવા હું ઉપર ચઢી ગયો.

# પ્રત્યક્ષ પરચો

## ૧

સાંજ પડી છે. સિરાજપુર સ્ટેશનની તાર ઓફીસમાં બેસીને, ડાક્તર હરગોવિંદ ચટ્ટોપાધ્યાય મહાશય, સિગ્નલ કારકુનને કહેતા હતા: "પણ, કંઈ બીવાનું કારણ નથી. મારી સાથે એક માણસ મોકલી આપો, હું થોડી ભૂકી અને કંઈક મિક્ષ્ચર હમણાં જ મોકલી આપું છું, બબ્બે કલાકે તે આપતા રહેજો."

સિગ્નલ કારકુન કહેતો હતો: "આપની વાત સાંભળી મને હિંમત રહે છે. આ એકનો એક દીકરો છે. મારી સ્ત્રી તો રોઇરોઇને અધમૂઈ થઈ ગઈ છે. મને પણ બહુ ભય રહેતો હતો."

આમ કહી કારકુને બે રૂપિયા વીઝીટના અને આઠ આના ગાડીભાડાના ડાકતર સાહેબને આપવા માંડયા.

ડાકતર સાહેબ બોલ્યા: "અરે ! આ શું ?—ના—ના રહેવા દો."

કારકુન કહે: "આપ ન લો એ ખોટું કહેવાય."

"ના—ના. કંઈજ ખોટું કહેવાતું નથી. આપના પુત્રને હું આરામ કરી દઉં; ત્યાર પછી કોઇક દિવસ—અમાસ કે પુનમે મને નિમંત્રી બ્રહ્મ-ભોજન કરી દેજો,—બીજું શું?"—આમ બોલી દાક્તર સાહેબ ખડખડ હસવા લાગ્યા.

એ જ વખતે, બહાર પ્લેટફોર્મપર લોકોનાં ટોળાંએ "વંદેમાતરમ્"ની બૂમ મારી. દાક્તર સાહેબે કહ્યું: "એ શું છે?"

"કલકત્તાથી કોઈ એક સ્વદેશીના પ્રચારક આવ્યા છે. તેમને વિદાય દેવા લોકો ગાડી પર આવ્યા લાગે છે."

બંને જણ બહાર નીકળ્યા. પ્રચારક બીજા કોઈ નહિ પણ પ્રખ્યાત "વીર ભારત" પત્રના સંપાદક શ્રીયુત્ વિનયકૃષ્ણ સેન હતા.

દાકતર સાહેબ સરકારી નોકર હોવા છતાં, બીજા ઘણા સરકારી નોકરોની પેઠે પૂરેપૂરા સ્વદેશી હતા. રાતને વખતે બજારમાં જઇ તેઓ કપડાં-લત્તાં ખરીદી લાવે છે, એવી લોકો વાતો કરે છે. વિનયબાબુ સાથે વાતચીત કરવાનો લોભ તે રોકી શકયા નહિ. બે ચાર મિનિટ વાતચીત કરતાં કરતાંમાં ગાડી ચીસો પાડતી આવી પહોંચી.

વકીલ, કારકુનો અને વિદ્યાર્થીઓથી ઘેરાયેલા પ્રચારક મહાશય ગાડી તરફ આગળ વધ્યા. તેમની પાસે એક બીજા વર્ગની રીટર્ન ટીકીટ હતી. એક ડબો ઉઘાડી પ્રવેશ કરવા જાય છે, એટલામાં તો અંદર બેઠેલો એક ગોરો સાહેબ બોલ્યો,—"એઈ ઓ,—કાલા આદમીકા ગાડી નેઈ હય."

પ્રચારક મહાશયે કહ્યું: "કેમ સાહેબ, અમારા રૂપિયા પણ શું કાળા હોય છે? મારી પાસે બીજા વર્ગની રીટર્ન ટીકીટ છે."—આમ કહી તેમણે બારણું ઉઘાડી અંદર જવા માંડયું.

એક તો પોતાના હુકમનો અનાદર થવાથી અને બીજું મોંતોડ જવાબ મળવાથી આ "બાદશાઇ—કૌ—દોસ્ત"થી તે સહન થયું નહિ. અંદર આવતા એ ધોતી જામા અને ચાદરધારી મૂર્તિમાન રાજદ્રોહને તેમણે ઊભા

થઇને એક ધક્કો મારી પ્લેટફોર્મ પર પાડી નાખ્યો. વિનયબાબુ "વીર–ભારત" પત્રના સંપાદક હોવા છતાં બહુ દૂબળા શરીરના હતા. પોતાની શરીર સંપત્તિ કલકત્તા યુનીવર્સિટીને ભેટ ધરી પ્રસાદરૂપે કેટલાંક કાગળિયાં પામ્યા હતા. અને બીજું પામ્યા હતા એક જોડ સોનેરી ચશ્માં,—જો કે તેની કિંમત અલાયદી આપવી પડી હતી. પ્લેટફોર્મ પર પડતાં તેમને બહુ વાગ્યું કર્યું તો નહિ પણ તેમનાં ચશ્માંના ચૂરેચૂરા થઈ ગયા.

આ જોતાંવેંત તેમના અનુયાયીઓ જોરથી વંદેમાતરમની ગર્જના કરી ઊઠયા. એ ત્રણ જણે સાહેબને બહાર ખેંચી કાઢી તેને બેદમ માર મારવો શરૂ કર્યો. ધક્કા, મુક્કી, લાત, ઠુંસો વગેરે બુમાબુમ સાંભળી ગાર્ડ એ બાજુ જ જતો હતો પણ મામલો જોઈ શ્વાસભેર (નાસી જઈને નહિ)—એક ડબામાં ચડી ગયો. બાજુમાં ઊભેલા લોકોએ મહામુશિબતે વચમાં પડી સાહેબને છોડાવ્યા, તેનું માથું ફાટી જવાથી દડ દડ લોહી વહેતું હતું.

ડાકતર સાહેબ પણ ધમાધમ સાંભળી ત્યાં આવી ઊભા. સાહેબની દશા જોઈ, તેમણે તેમને સારવાર માટે દવાખાનામાં લઇ જવાનું કહ્યું. સાહેબે હા પાડી. આ પહેલાં જ વિનય બાબુ શરીર ખંખેરી નાખી સેકંડ કલાસમાં બેસી ગયા હતા,—બીજે દિવસે કલકત્તા જઈ તેમણે "વીર–ભારત"માં એક જોરદાર લેખ લખી બહાર પાડી દીધો.

## ૨

હરગોવિંદ બાબુ સ્થાનિક દવાખાનાના ડાક્તર હતા. પોતે વૃદ્ધ હતા; દેશી ડાકતર હોવા છતાં તેમની પ્રતિષ્ઠા સારી જામેલી હતી. ગામમાં બે એમ. બી. બી. એસ. અને કેટલાય એલ. એમ. એસ. હોવા છતાં પણ હરગોવિંદ બાબુની પ્રેક્ટિસ સારી ચાલતી હતી. તેમની ઉપર લોકોને જેવી અગાધ શ્રદ્ધા હતી તેવી બીજા કોઈ ઉપર ન હતી. ખાનગી તેડાં એમને એટલાં બધાં આવતાં કે કોઈ કોઈ વાર જમવાની સુદ્ધાં ફુરસદ મળતી નહિ.

હરગોવિંદ બાબુને બે પુત્ર હતાઃ—એકનું નામ અજયચંદ્ર. તે કલકત્તા રિપન કોલેજમાં બી.એ. ભણે છે, હમણાં ઉનાળાની રજાઓમાં ઘેર આવ્યો છે. નાનાનું નામ સુશીલ, સ્થાનિક નિશાળમાં ભણે છે; અજયનાં લગ્ન થઈ ગયાં હતાં,—ગયા વૈશાખમાં પુત્રવધુ આવી હતી.

રાતના દસ પછી હરગોવિંદ બાબુ દવાખાનામાંથી પાછા આવ્યા. અજયે કહ્યું, "બાપુ, સાહેબને હવે કેમ છે?"

"ઠીક છે. માથા પર જરા વધારે વાગ્યું હતું, પણ ભય જેવું નથી. અરે! બિચારાને બહુ માર પડ્યો."

અજય બોલ્યો, "તેણે જેવું કર્યું તેવું પામ્યો છે. ગોરી ચામડી એટલે જાણે લાટ! જે થયું તે ઠીક જ થયું છે."

ડાકતર બાબુ બોલ્યા, "હા, તેણે ખોટું કરેલું એમાં તો સંદેહ નથી. પરંતુ એક માણસ ઉપર પાંચ માણસ તૂટી પડી ઢોરમાર મારે એ કઈ જાતની બહાદુરી? એ કંઈ ન્યાયયુદ્ધ ન કહેવાય."

અજયે કહ્યું: "પણ અંગ્રેજો સાથે બંગાળીઓથી કદી ન્યાય યુદ્ધ થઈ શકે?"

"કેમ?"

"સોળે આની અન્યાય. જુઓને, આનો જો કેસ ચાલે, તો શું ન્યાય થશે?"

ડાક્તર બાબુ હસ્યા. તેમણે કહ્યું. "તું ય ઠીક દલીલો કરે છે! બીજો અન્યાય કરે છે એટલા પરથી હું પણ અન્યાય કરું?"

અજય એકદમ આ પ્રશ્નનો જવાબ આપી શક્યો નહિ. જરા વાર મૌન રહી તે બોલ્યો: "જુઓ, પણ આવી બાબતમાં સંખ્યા પરથી ન્યાય અન્યાય નક્કી થઇ શકે નહિ. એક બંગાળી, એટલે એક માણસ, અને એક અંગ્રેજ એટલે એ જ નિયમ અનુસાર એક માણસ; એક રાજ-જાતીય, અને કદાચ એક રાજપુરુષ; એટલે એક અંગ્રેજ એ ત્રણ બંગાળીઓની બરાબર અથવા એથી ય વધારે થયો. એક જુલમી અંગ્રેજને ત્રણ બંગાળીઓ મળીને મારે ત્યાં સુધી તો કંઇ અયોગ્ય થતું કહેવાય નહિ"

ડાકતર બાબુ બોલ્યા, "આ દલીલ કરીને તો તું તારી પોતાની જાતિનું અપમાન કરે છે. એક અંગ્રેજ એ પણ એક માણસ છે. પછી રાજજાતીય કે રાજપુરુષ હોવાથી શું તેના શરીરમાં વધારે જોર આવી જાય છે?..."

અજયે કહ્યું: "શરીરમાં જોર નથી આવતું, મગજમાં જોર આવી જાય છે. અને મગજનું જોર એ શરીરનું જોર."

પુત્રની આ દલીલનું ખરાપણું ડાકતર સાહેબને કબુલ કરવું પડયું. તે બોલ્યા, "હા, એ તો ખરું, મનનું જોર એ શરીરનું જોર. બલમ્બલમ્ બ્રહ્મબલમ્! શાસ્ત્રમાં બ્રહ્મબલ કહ્યું છે તે જ આ મનનું જોર હશે. તો પણ ત્રણ બંગાળી ન હોય તો એક અંગ્રેજનો મુકાબલો ના થઇ શકે એ હજી મારા સમજવામાં આવતું નથી. આ તરફ બંગાળીને પણ શું મનનું જોર વધારે એવું કંઇક નથી? બંગાળી જ્યારે આત્મમર્યાદા સાચવવા માટે, અત્યાચાર અટકાવવા માટે, માબહેનનું સન્માન સાચવવા માટે કોઇ અત્યાચારી અંગ્રેજ ઉપર બળ અજમાવે ત્યારે આ ભાવનાથી શું તેનું જોર વધતું નહિ હોય?'

એવામાં નોકરે આવી કહ્યું: "વાળુ તૈયાર છે." પિતા પુત્ર પછી રસોડામાં જમવા ગયા.

૩

બીજે દિવસ સવારે સાહેબને મારવાના બનાવે રાજકર્તા કોમમાં ભારે ખળભળાટ મચાવી દીધો. મેજીસ્ટ્રેટ સાહેબ એકદમ ગરમગરમ થઈ ગયા. તેમણે પોલીસને હુકમ કરી દીધો, કે ત્રણ દિવસમાં તહોમતદારોને પકડી ખડા કરી દો. તપાસનો બધો ભાર શહેરના ફોજદાર વદનચંદ્ર ઘોષને માથે પડયો. ફોજદાર સાહેબ આહાર .નિદ્રાનું ભાન ભૂલી, આખું ગામ માથે કરી પુરાવા ભેગા કરવા લાગી ગયા. તેમણે કેટલાક વિદ્યાર્થી મંડળોના આગેવાનોને અને કાર્યકર્તાઓને ગિરફતાર કરી લીધા. જાડા જાડા જોઈ ને કેટલાક ભણતા છોકરાઓને પણ પકડી લીધા.

એક દહાડામાં તો તપાસનું કામ કેટલુંય આગળ વધી ગયું. બીજે દિવસ સવારે ૭ વાગે દાક્તર સાહેબ પથારીમાંથી ઊઠીને ઓસરી આગળ બેસી હુકાની નળી મોંમાં લે છે એટલામાં ધોતી અને ચાદરમાં સજ્જિત થઈ ખોલી જડેલી સોટી હાથમાં ઉછાળતા, ફોજદાર વદનચંદ્રે દર્શન દીધાં.

બે ચાર આડીઅવળી વાતો થયા પછી ફોજદાર સાહેબ બોલ્યા, "હવે તો બાબુ, નોકરી જવા વખત આવ્યો છે."

દાક્તર સાહેબે આતુરતાથી પૂછ્યું: "શું થયું છે તે?"

"પરમદહાડાના પેલા સાહેબને મારવાના મામલાથી બહુ મુશ્કેલીમાં આવી પડયો છું."

"કેમ? કહે છે કે આસામીઓ તો ઘણા પકડાયા છે."—આમ કહી દાક્તર સાહેબ વ્યંગમાં જરા ધીમું હસ્યા.

ફોજદાર સાહેબ તે તરફ આંખમીંચામણાં કરી બોલ્યા: "આસામી તો પકડયા છે, પણ સાક્ષીપુરાવા જોઈએ તેવા મળતા નથી."

"સાક્ષીપુરાવા નથી તો ધરપકડો કરી શું કામ?"—આમ કહી દાક્તર સાહેબે ફરી જરા વક્ર હાસ્ય કર્યું.

"ધરપકડ તો બરાબર જોઇએ તેવાની જ કરી છે. એ બધા છોકરાઓ બહુ તોફાની છે. એકેએક ગુંડો છે. સગી આંખે કેટલી ય વાર જોયું છે કે માજીસ્ટ્રેટ સાહેબ રસ્તે થઈને મોટરમાં જતા હોય, અને આ લોકો સામેથી આવતા હોય છતાં સલામ સુદ્ધાં કરે નહિ."

"તેથી શું ધરપકડો કરી છે?"

"ના, ના, એમ નહિ. એ લોકોએજ સાહેબને મારેલો એમાં તો સંદેહ નથી. સાક્ષીઓ તો છે, પણ જોઇએ તેવો માતબર સાક્ષી મળી આવતો નથી."

"તો પછી સારા ઘરના છોકરાઓને વગર કારણે શું કામ નકામા અટકમાં પૂરી રાખ્યાં છે, છોડી દો."

ફોજદાર સાહેબ ટટાર થઈ બોલ્યા: "હાય! તો તો સત્યાનાશની પાટીસ્તો! પછી નોકરી રહે કે? હવે વચમાં માત્ર એક જ દિવસ છે. પરમ દહાડે તો કેસ છે એટલામાં બધા પુરાવા ભેગા કરી નાખવાના છે. તેથી અત્યારે આપની પાસે આવવું પડયું છે."

દાક્તર સાહેબ નવાઈ પામી બોલ્યા: "મારી પાસે? હું શું કરી શકવાનો છું?"

"જી—પણ—આપ તો, મેં સાંભળ્યું છે કે એ દહાડે એ જગો પર હાજર હતા,—આપે સાક્ષી આપવી પડશે."—આમ કહી ફોજદાર સાહેબ ઝાડી જેવી દાઢી અને મૂછની વચમાં સફેત દાંત બહાર કાઢી દાક્તર સાહેબ તરફ પ્રતિદૃષ્ટિથી જોવા લાગ્યા.

દાક્તર સાહેબ બોલ્યા: "હું એ દહાડે સ્ટેશને હતો એ વાત તો સાચી, પણ બનાવવાળી જગાએ નહોતો.—એટલે કે જે વખને આ બનાવ બન્યો, તે વખતે ત્યાં નહોતો. મારપીટ થઈ ગયા પછી હું તો ત્યાં જઈ પહોંચ્યો હતો. એટલે સાહેબને કોણે માર્યા એ મેં કશું ય જોયું નથી."

ફોજદાર સાહેબ જાણે કેવા ય દુઃખી થઈને બોલ્યાઃ "એવું છે કે? ત્યારે તો બહુ મુશ્કિબત ઊભી થઈ! પહેલેથી જ જો આ વાત જાણતો હોત તો!"

"કેમ, પણ થયું છે શું?"

માથું ધુણાવી ભમર સંકોચી ફોજદાર સાહેબ બોલ્યાઃ "અજાણ્યે મારાથી મોટી ભૂલ થઈ ગઈ છે. આપને બહુ દુઃખમાં નાખ્યા છે."

"શું દુઃખ! સ્પષ્ટ કહોને."

"કાલે સાંજે કલબ રૂમમાં મેજીસ્ટ્રેટ સાહેબે મને બોલાવ્યો હતો. પછી પૂછ્યું કે "કેમ, કેવા સાક્ષી પુરાવા ભેગા થયા છે?"—મેં કહ્યું, 'હજુર, એક કોન્સ્ટેબલ અને બે ચોકીદારોએ આ બનાવ નજરો નજર જોયો છે, અને તમામ આરોપીઓને ઓળખ્યા સુદ્ધાં છે'—સાંભળીને સાહેબ તો ખૂબ ગરમ થઈ બોલ્યા—'નનસેન્સ!—કોન્સ્ટેબલ ને ચોકીદાર? બીજા કોઈ સારા સાક્ષી નથી?'—સાહેબની લાલ આંખો જોઈ બીકથી મેં બોલી નાખ્યું: 'હાં હજુર, છે. સરકારી દાક્તર હરગોવિંદ બાબુ બનાવવાળી જગાએ જાતે હાજર હતા, તેમણે તમામ આરોપીઓને ઓળખ્યા સુદ્ધાં છે.'—સાહેબ બોલ્યા—'ઓલરાઈટ!'—આમ કહી પછી એ ટેનિસ રમવા ગયા."

આ સાંભળી હરગોવિંદ બાબુ જરા રોષે ભરાઈ બોલ્યાઃ "જાણ્યા કર્યા વગર આવી વાત આપે સાહેબને શું કામ કહી?"

"વાહ! પણ હું આ શું જાણું? આપ તે જગાએ હાજર હતા, પોતે સાહેબને દવાખાનામાં લઈ આવ્યા છો, પછી આપે કશું ય જોયું કર્યું નથી એમ હું શી રીતે સમજું?"

"તો જાઓ, હવે ખરેખરી વાત સાહેબને કહી આવો."

ફોજદાર સાહેબ જરા મૃદુ હાસ્ય કરીને બોલ્યાઃ "એ તે કંઈ બને? એક જીભે બે વાત કેવી રીતે કહેવાય? મારો તો એ સ્વભાવ જ નથી."

"તો હું જાતે જઈને સાહેબને કહી આવું."

ફોજદાર સાહેબ ખડખડ હસી પડયા. પછી બોલ્યા: "આપ તે શું ગાંડા થયા છો? એવું કહો એટલે સાહેબ એ સાચું માનશે? એ તો ધારશે કે આપ સ્વદેશીનો પક્ષ લઈ સાક્ષી આપવા ના પાડો છો. આપને પણ પીડા છે. વળી આપ સ્વદેશી માલ વાપરો છો, ને સ્વદેશી કાપડ પહેરો છો એ વાત સાહેબને કાને પહોંચી ગઈ છે."

ખિજાયેલા અવાજે દાક્તર બાબુ બોલ્યા: "સ્વદેશી માલ વાપરું છું, ને સ્વદેશી કાપડ પહેરું છું એટલે શું હું દેશદ્રોહી થઇ ગયો કે?"

ફોજદાર સાહેબ ગંભીર ભાવે બોલ્યા: "અરે, આમ ચડી શું કરવા જાઓ છો? આજકાલ કેવો વખત આવ્યો છે એ તો તમે જાણો છો. એ લોકો તો એવું જ માની લે છે."

દાક્તર સાહેબ પળવાર વિચાર કરી બોલ્યા: "તો હવે કંઈ ઉપાય? તમે પણ ઠીક ધંધો કરી બેઠા છો!"

"ઉપાય બીજો શું? સાક્ષી દેજો એટલે પત્યું. ફરતા ફરતા એક વાર થાણામાં આવી જજો ને. આસામીઓને બેસાડી રાખ્યા છે. જોઇ લેજો. બધાને કોર્ટમાં નહિ ઓળખો તો ય શું? થોડાકને ઓળખ્યા એટલે ચાલશે. પોલિસ ડાયરીમાંથી બીજા કેટલાક સાક્ષીઓની જુબાનીઓ આપની આગળ વાંચી સંભળાવીશ."

આ સાંભળતાં તો ક્રોધથી હરગોવિંદ બાબુનું શરીર કંપી ઊઠવા લાગ્યું. એકદમ ખુરસીમાંથી ઊઠી, ધ્રુજતા ફૂંફાતા, ગરદન વાળી બોલ્યા, "શું જેવું મોટું મોં તેવી મોટી વાત કરે છે! જુઠી સાક્ષી આપનારા બીજા કોઈ મળ્યા નહિ? બહાર જાઓ,—દૂર હો—ચલે જાઓ અહીંથી. કોઇ છે કે? કાન પકડી આમને અહીંથી ઉઠાડી મેલો."

વદનચંદ્ર બાબુ ઊભા થયા. ચાદર ગળે નાખતા નાખતા બોલ્યા: "મિસ્ટર, આનું ફળ ભોગવવું પડશે. હાં."

હરગોવિંદ બાબુ ગર્જના કરી બોલી ઊઠયા: "જા, તારા બાપા મેજીસ્ટ્રેટને જઇને કહી દે. તારાથી થાય તે કરી લે.'

ફોજદાર સાહેબ તરત જ ત્યાંથી અદૃશ્ય થઇ ગયા.

૪

ક્રોધથી ધુંધવાતા થતા ફોજદાર સાહેબ થાણામાં આવ્યા. હાફેજઅલિ હેડ કૉન્સ્ટેબલને બોલાવી કહ્યું: "જમાદાર સાહેબ, દાક્તરના બે છોકરાઓનાં નામ શું છે, ખબર છે?"

"કયા દાક્તર?"

"હરગોવિંદ—હરગોવિંદ! સરકારનું નિમક ખાઇ નિમકહરામી કરે છે તે."

"ના—એ તો ખબર નથી."

"એકદમ તપાસ કરી લાવો."

"કેમ સાહેબ?"

"તેમની ધરપકડ કરવાની છે. સાહેબને મારવાના મામલામાં એ પણ હતા. પુરાવો મળ્યો છે."

"જી,"—કહી જમાદાર ચાલી ગયો. પછી ફોજદાર સાહેબ ભૂખ્યા વાઘની માફક થાણાની ઓસરીમાં દોડાદોડી કરતા ફરવા લાગ્યા. આવું અપમાન! નોકર કાન પકડીને ઉઠાડી મૂકે? ફોજદારને તુંકારો! એ હરગોવિંદ સમજે છે શું?"

ફોજદાર સાહેબ વિચાર કરવા લાગ્યા. "છોકરાઓને તો હમણાં જ પકડી લાવું છું. પણ દાક્તરને જરા વધારે સપડાવવાની જરૂર છે. એના નામ પર બીજો ખટલો ઊભો કરવો પડશે, એ ચોરીનો માલ રાખે છે—દાક્તર ચોર લોકો પાસેથી સસ્તી કિંમતે માલ ખરીદે છે. ખૂણેખૂણો ખોળી વળી એના ઘરમાં ચોરીનો માલ બહાર કાઢું ત્યારે ખરો. પણ સાહેબ માનશે? નહિ કેમ માને? ફોજદાર એટલે ડેપ્યુટી સાહેબનો વડો દીકરો! એને છોડી દેશે? તાકાત શી છે એની? મારા વડા સાહેબ પાસે એવો તો લાંબો રિપોર્ટ કરાવીશ—તરત જ ડેપ્યુટી બાવાનું ત્રણ વર્ષનું પ્રમોશન

સ્ટૉપ! ફોજદારની આટલી આગતા સ્વાગતા ડેપ્યુટીઓ કંઈ અમસ્તા જ કરે છે! આટલા વાસ્તે જ તો! પણ જજ સાહેબ કદી અપીલમાં છોડી દે તો? કદી કહે કે આવડો મોટો દાક્તર, આટલા બધા રૂપિયા હાથ પર ફેરવનારો, આવો ચોરીનો માલ રાખે એવું તે કદી બને? તો પછી આમ કરવું શું ખોટું—બસ, એક રૂશ્વતનો કેસ ઊભો કરાવું. આ પેલે દિવસે લડાલડીના કેસમાં કેટલાક ઘાયલો તપાસ થવા મોકલ્યા હતા, તેમને દાક્તરે "સામાન્ય જખમ" એવું સર્ટીફીકેટ આપ્યું છે. તેમાંથી એક જણ પાસે ફરિયાદ મંડાવું કે તેનો ઘા બહુ મોટો હતો, પણ દાક્તરે સામાવાળા પાસેથી ત્રણસો રૂપિયા રૂશ્વત ખાધી છે તેથી "સામાન્ય જખમ" નું સર્ટીફીકેટ લખી આપ્યું છે. પછી એ ક્યાં છટકવાનો છે? અને મારા હુકમ આગળ એ બેટમથી ફરિયાદ કરવાની શું ના પડાવાની છે? એની મગદૂર શી છે?—પકડીને ૧૧૦ કલમ મુજબ કેસ ઊભો કરી દઉં તો—એની એને બીક નથી?

એટલામાં જમાદાર પાછો આવી બોલ્યો: "દાકતરના મોટા છોકરાનું નામ અજયચંદ્ર અને નાનાનું નામ સુશીલચંદ્ર છે."

ફોજદાર સાહેબે પછી કાગળ કલમ હાથમાં લઇ માજીસ્ટ્રેટ સાહેબના નામે એક કોન્ફીડેન્શિયલ રીપોર્ટ લખી મોકલ્યો, આ નીચે તે અક્ષરશઃ છાપ્યો છે.

શ્રીયુત માજીસ્ટ્રેટ સાહેબ બહાદુરની હજુરમાં—

જીનાબમાં સલામ સામે નિવેદન જે સાહેબને મારવાના કેસમાં તપાસ કરતાં કરતાં બીજા બે માણસોનાં નામ મળી આવ્યાં છે. અજયચંદ્ર ચટ્ટોપાધ્યાય અને સુશીલચંદ્ર ચટ્ટોપાધ્યાય. એમના પિતા સરકારી દાક્તર હરગોવિંદ ચટ્ટોપાધ્યાય છે. અજયચંદ્ર બહુ તોફાની છોકરો છે, ને કલકત્તામાં સુરેન્દ્ર બાબુની કૉલેજમાં ભણે છે. તેની ખુલ્લી ઉશ્કેરણીથી બીજા માણસોએ સાહેબને માર માર્યો છે. બંનેને ૫૪ મી કલમ મુજબ પકડી લાવવા હમણાં જ બંદોબસ્ત કર્યો છે.

૨. વળી વિશેષ તપાસમાં એમ પણ જણાયું છે કે આ અજય-ચંદ્રનો કલકત્તા બીડનસ્કવેર કેસમાં હાથ હતો, તેણે અહીં આવી એક લાઠીખેલા સમિતિ સ્થાપી છે. તેમાં ગામના ઘણા માણસો પાસે પૈસા ભરાવ્યા છે. દાક્તરનો નાનો છોકરો સુશીલચંદ્ર સગીર વયનો હોવા છતાં બહુ હરામી છે. તેણે નાનાં નાનાં છોકરાંને ભેગાં કરી એક ગલોલ સમિતિ કાઢી છે, તેનો ઉદ્દેશ સાહેબ કે મડમને જોતાં તેમના પર ગલોલ છોડવાનો છે.

૩. છૂપી તપાસમાં મને એમ બાતમી મળી છે કે દાક્તરના ઘરમાં, સાહેબ પર જે લાઠીથી હુમલો થયો હતો તે લોહીઆળી લાઠી વગેરે છુપાવેલું છે. વળી લાઠીખેલા સમિતિનો ફાળો ભરનારાઓની યાદી હાથમાં આવે તો તે પરથી ઘણા આરોપીઓનાં નામ જડી આવવા સંભવ છે. એટલે ઇન્ડિયન પીનલ કોડની ૯૬ મી કલમ મુજબ ઉપર કહેલા હરગોવિંદના ઘરની જડતી લેવાનું સર્ચવારંટ કાઢવા મરજી મુનાસબ થવા અરજ છે.

આપનો તાબેદાર,

**શ્રી વદનચંદ્ર ઘોષ**

એસ. આઇ.

તા. ક. એક તો એમ કહેવાય છે કે આ હરગોવિંદ દાક્તર સ્વદેશીની ચળવળમાં ભાગ લે છે, ને પોતે દેશી ખાંડ ખાય છે, ને દેશી માલ વાપરે છે. બૈરીના નામનો ખોટો ઉપયોગ કરી તેણે ભારત કોટન મિલમાંથી પાંચસો રૂપિયાની શાલ ખરીદ કરી છે. તેથી પોતાના જ પુત્રો વિરુદ્ધ, આ કેસમાં સાચી વિગત તે ન બોલે એમ સમજીને તેને સાક્ષી તરીકે બોલાવવાનો વિચાર પડતો મૂકયો છે.

બીજું વળી મેં એમ કાનો કાન સાંભળ્યું છે કે આ હરગોવિંદ કોઇને કહેતો હતો કે "હું મેજીસ્ટ્રેટના બાપની ય પરવા કરતો નથી."

એટલામાં જમાદાર, અજય અને સુશીલને ગિરફતાર કરીને લઇ આવ્યો. થોડી વાર પછી બે વકીલે આવી તેમને જામીન પર છોડવા જણાવ્યું, પણ ફોજદારે જવાબ દીધોઃ "સાહેબનો હુકમ નથી."

૫

ઉપર મુજબનો રિપોર્ટ મળતાં મેજીસ્ટ્રેટ સાહેબે સર્ચવારંટ સહી કરીને મોકલી આપ્યું. ચપરાશી આવીને થાણામાં ફોજદાર સાહેબને તે આપી ગયો. તે વખતે કોઇ એક ગાય ચોરી જનાર આસામીની સાથે ફોજદાર સાહેબને પાનસોપારી વિષે વાત ચાલતી હતી. પેલો માણસ કહેતો હતો કે હળબળદ વેચીને ફોજદાર સાહેબને પાનસોપારી ખાવા માટે મહામુસીબતે આ સો રૂપિયા ભેગા કરી લાવ્યો છું. તે સ્વીકારી મને જવા દેવા કૃપા કરો; ફોજદાર સાહેબ બોલતા હતા કે બસો રૂપિયામાં એક કોડી પણ ઓછી હશે તે નહિ ચાલે. બરાબર એ વખતે સર્ચવારંટ લઇને ચપરાસી આવ્યો. ફોજદારે ખુશી ખુશી થઈ જઇ એકસો રૂપિયા સ્વીકારી લઇ આરોપીને છોડી દેવાનો રીપોર્ટ કરી દીધો: "તપાસને અંતે એમ જાણવામાં આવ્યું છે કે વાદીના ઘરના વાડામાંથી આ ગાય નાસી ગઇ અને આરોપીના વાડામાં પેસી ગઇ. આ અનધિકારપ્રવેશ થવાથી આરોપીએ તે ગાય પોતાના વાડામાં બાંધી દીધી હતી."

ગાય ચોરનારને રવાના કરી વદનબાબુ એકચિત્તે સર્ચવારંટ વાંચવા લાગ્યા, તેમનાં મોં પર તો હસવું માતું ન હતું.

બરાબર ત્રણ વાગ્યા છે. ઝટપટ યુનિફોર્મ પહેરી લઇ દસબાર કોન્સ્ટેબલ સાથે ફોજદાર સાહેબ રૂવાબભેર દાક્તર સાહેબના ઘેર જવા નીકળ્યા.

જડતીના સાક્ષી તરીકે બે પાડોશી સદ્‌ગૃહસ્થોને બોલાવી ફોજદાર સાહેબે દાક્તરના ઘર આગળ આવી બૂમો પાડવા માંડી. હરગોવિંદ બાબુ બહાર આવ્યા. ફોજદારે તેમને સર્ચવારંટ બતાવી સ્ત્રીજનને ઘરમાંથી બહાર નીકળી જવા હુકમ કર્યો.

જડતી શરૂ થઇ. કોન્સ્ટેબલોને ફોજદારે હુકમ કર્યો, “તમામ પેટી-પટારા અહીં બહાર લાવી દો.”—જેની ચાવી મળી આવી તે ચાવીથી ઉઘાડી, બાકીની પેટીઓ ભાંગી નાખી આંગણામાં તમામ સરસામાન વેરણછેરણ કરી મૂક્યો. ફોજદાર સાહેબ બૂટની ઠોકર મારી સરસામાન ભાંગતા ફોડતા “જડતી” લેવા લાગ્યા. શાલ, દુપટ્ટા, ઢાકાની શાન્તિપુરી સાડીઓ, કોટ, જામા, બોડિસ, મોજાં, રૂમાલ વગેરે બધું ફોજદાર સાહેબની લાતો ખાઇ ઊડીઊડીને વેરાવા લાગ્યું. ડાક્તરની પુત્રવધુની પેટીમાંથી અજયચંદ્રના હાથના લખેલા કાગળોનું એક બંડલ નીકળી આવ્યુ. ફોજદારે વિજય થયો હોય તેવા ગર્વથી તે પોતાના ગજવામાં મૂકી દીધું. અજયની પેટીમાંથી એક “આનંદ મઠ” પુસ્તક નીકળ્યું,—તે જોઇને તો ફોજદાર સાહેબ આનંદની ચીચિયારીઓ પાડવા લાગ્યા. કોન્સ્ટેબલના હાથમાંથી એકદમ તે પોતાના કબજામાં લઇ લીધું. પછી ઓરડે ઓરડે ફરી વળી, અભરાઇ ગોખલા બધું જોઇ વળી, કબાટો ભાંગી નાખી ઘણી “તલ્લાસ” કરી. ડાક્તર બાબુની પ્રિસ્ક્રિપ્શન બૂક, કાગળોની ત્રણ ફાઇલો, બજારખર્ચની હિસાબની ચોપડી, સુરેન્દ્ર બાબુનો મઢાવેલો ફોટો, વિપિન પાલ, લજપતરાય વગેરેના ફોટાઓવાળો એક માસિકનો અંક—તમામ ફોજદાર સાહેબે જપ્ત કર્યું. દવાઓનું કબાટ ઉઘાડી એક ખુણામાંથી એક સફેદ શીશી કાઢી. અડધી શીશી ભરેલો કંઇ એક પ્રવાહી પદાર્થ તેમાં હતો—લેબલ પર હરણનું ચિત્ર હતું. શીશી લઇ બૂચ ઉઘાડી ફોજદાર સાહેબે જરા સૂંઘી જોયું, પછી પેલા સાથીઓને કહ્યું: “ડાક્તરને ત્યાં બધું જ તૈયાર. જરા લેશો ?”

બંને સાક્ષીઓએ કહ્યું: “જી, ના, અમે પીતા નથી.”

ફોજદાર સાહેબે પછી એક મોટા પ્યાલામાં થોડુંક પ્રવાહી કાઢી એક પલકમાં તે ગટગટાવી ગયા. બીજી જ પળે મોં બગાડી બોલ્યા: “આ શું ? બ્રાન્ડી હશે ?”

સાક્ષીઓએ લેબલ વાંચી કહ્યું: “હા બ્રાન્ડી જ છે.” પછી શયન

ઘરમાં પ્રવેશ કરી ફોજદાર સાહેબ બોલ્યા: "ગોદડાં, ઓશીકાં સૌ કાપી નાખો. ઘણી વખત ગોદડાંમાંથી મુદ્દા માલ જડી આવે છે."

કોન્સ્ટેબલે ઘરનાં તમામ ગોદડાંનો આંગણાંમાં ઢગલો કર્યો. પછી એકેએક ફાડી બધું રૂ બહાર કાઢી નાખ્યું. રૂ પવનમાં ઊડી ઊડી આખી શેરીમાં ફેલાઈ ગયું. પણ કંઈ મુદ્દા માલ નીકળ્યો નહિ.

આવી રીતે "જડતી"નું કામ પૂરું થયું. ફોજદાર સાહેબ પછી કાગળ કલમ લઇ સરસામાનની યાદી કરવા લાગ્યા.

થોડુંક લખતાં એકાએક યાદ આવવાથી વદનબાબુ બોલી ઊઠ્યા—'હાં હાં—લાઠી છે કે નહિ જુઓ.'

પોલીસો ચારે તરફ ઘરમાં લાઠી શોધવા મંડ્યા. છેવટે નોકરની ઓરડીમાંથી, ચાકર શિવરતને હમણાં જ મુજફ્ફરપુરથી આણેલી મજબુત તેલપાયેલી બે લાઠીઓ જડી આવી. એ બન્ને હાથમાં લઇ આંખે ચસ્મા ચડાવી ફોજદાર સાહેબ, કયાંય લોહીનો ડાઘ છે કે નહિ તેની બારીકીથી તપાસ કરવા લાગ્યા. યાદીમાં લખ્યું કે "લોહીના ડાઘ લાઠીઓ પરથી ધોઇ નાખ્યા દેખાય છે."

યાદીમાં સાક્ષીઓની સહી લઇ, હરગોવિંદબાબુને વ્યંગસૂચક એક સલામ ભરી પોલિસ સેનાને લઇ ફોજદાર સાહેબ ચાલી નીકળ્યા.

ડાકતર સાહેબ અત્યાર સુધી રસોડાની ઓસરીના એક ખૂણે એક ખુરસીમાં ચુપચુપ બેસી રહ્યા હતા. રસોડામાં ઘરની બધી સ્ત્રીઓ ભરાઇ બેઠી હતી, તેથી ડાકતર બાબુ એક પળ પણ ત્યાંથી ખસ્યા નહોતા.

ફોજદાર ચાલ્યા ગયા પછી હરગોવિંદ બાબુ બહાર આવ્યા બંને સાક્ષીઓ તે વખતે પણ ત્યાં જ ઊભા હતા.

હરગોવિંદ બાબુએ તેમને કહ્યું. "કેમ જોયું ને ?"

બંને જણે કહ્યું: "જોયું જ તો."

"મારી સાથે મેજીસ્ટ્રેટ સાહેબ પાસે જરા આવશો ?"

એક જણે કહ્યું: "શું કરવા ?"

"જરા સાહેબને જઇને બધી વાતથી વાકેફ કરું. જોઉં એનો કંઇ ન્યાય મળે છે કે નહિ."

પેલા બંને જણ ચૂપ થઇ ગયા.

હરગોવિંદ બાબુએ અધીરા થઈ જઈ કહ્યું: "કેમ, શું કહો છો ? આવશોને !"

એક જણ બોલ્યો: "તે કરતાં તો આપ આમ કરો. આપ જાતે જઇને એક વાર સાહેબને વાત કરી જુઓ. આવે વખતે આમ અમારે જવું એ—" બીજો જે હતો તેણે તો ખુલ્લી જ વાત કરી નાખી. તે વચમાં જ બોલી ઊઠયો: "એમ ગોળ ગોળ બોલવાની કંઇ જરૂર નથી. જુઓ, હું સાચે સાચું કહી દઉં. માજીસ્ટ્રેટ સાહેબ કને જવાથી કંઈ વળવાનું નથી. અને, અમારાથી પોલિસની વિરૂદ્ધ કંઈ સાક્ષીબાક્ષી અપાવાની નથી. અમે ગરીબ માણુસ, માથે મોટો વસ્તાર, ગૃહસ્થ આદમી, આપ જેવા ઉપર આવો જુલમ કર્યો—તો અમને તો હાથમાં બેડીઓ નાખી ડંડા મારતો મારતો ભિભે બજારે સંભળાવતો ખેંચતો ખેંચતો લઈ જાય."

હરગોવિંદ બાબુ એક દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યાં: "ઠીક, તો જાઓ."

"જય જય" કરી બંને જણે વિદાય લીધી.

હરગોવિંદ બાબુ પછી એકલા મેજીસ્ટ્રેટ સાહેબના બંગલે ચાલ્યા. સાહેબ તે વખતે ટેનિસનો પોષાક પહેરી, હાથમાં રેકેટ લઈ સાઇકલ પર ચડી કલબમાં જવાની તૈયારી કરી રહ્યા હતા. ઓસરી પર જ સાહેબનો ભેટો થઇ ગયો.

હરગોવિંદ બાબુ સલામ કરી ઊભા રહ્યા.

સાહેબે પૂછ્યું: "કેમ શું છે ?"

"સાહેબ, આજે મારા પર ફોજદાર વદનચંદ્ર ઘોષે ભારે જુલમ ગુજાર્યો છે. જડતીનો ઢોંગ કરી—"

સાહેબ વચમાં જ બોલ્યાઃ "આપના બે દીકરા સાહેબને મારવાના કેસમાં આરોપી છે ખરું ને?"

"જી હા. ફોજદારે ખોટી રીતે તેમને અંદર સંડોવ્યા છે. આજ સવારે જ.—"

આ સાંભળતાં તો આંખ લાલ કરી સાહેબ તડૂકી ઊઠ્યાઃ "How Dare you! બે દહાડા પછી તમારા છોકરાઓનો કેસ મારી આગળ ચાલવાનો છે, એટલે આજે તમે મને આમ ઊંધુંચતું ભરાવવા આવ્યા છો?"

આમ કહી સાઈકલ પર ચડી સાહેબ એકદમ ઊપડી ગયા.

હરગોવિંદ બાબુ એક ઊંડો નિઃશ્વાસ નાખી, ધીરે ધીરે ઘર તરફ વળ્યા.

૬

સાંજ પડી ગઇ છે. અંતઃપુરમાં દાક્તર સાહેબ કુટુંબની સ્ત્રીઓ સાથે બેઠા હતા. એક તો બંને છોકરા વગર કારણે ગિરફતાર થયા હતા, અને ઉપરથી આ અપમાન. સૌના મોં પર અત્યંત ખેદ હતો.

સાંજ વીતી ગઈ. અને ચૂલો સળગે એવાં કંઈ ચિન્હ પણ જણાતાં નથી. કોઈને ભૂખ નથી—કોઈને કંઈ ખાવું નથી. દાક્તર સાહેબનું માથું સખત દુખે છે. થોડી વારમાં તો તે જમીન પર બિછાનું પાથરી સૂઇ ગયા. તેમની પુત્રી પગે હાથ પસવારવા લાગી. પુત્રવધુ પંખો નાખવા લાગી.

એવામાં બહાર કોઇએ બૂમ મારીઃ "દાક્તર સાહેબ. દાક્તર સાહેબ!"

શિવરતન બહાર ગયો. પાછા આવી તેણે જણાવ્યું: "કોઈ માંદો છે—બોલાવવા આવ્યો છે.

દાક્તર સાહેબે કહ્યું: "આજે મારું શરીર સારું નથી. મારાથી જવાશે નહિ; કહી દે—કોઇ બીજાને બોલાવી જાય."

શિવરતને જઇને તે પ્રમાણે કહ્યું.

અડધો કલાક વીતી ગયો. ફરી કોઈએ બૂમ પાડીઃ "દાક્તર સાહેબ—દાક્તર સાહેબ!"

શિવરતને ફરી આવીને કહ્યું: "એનો એ માણસ ફરી આવ્યો છે. કહે છે કે દાક્તર સાહેબને મળ્યા વગર હું પાછો જવાનો નથી."

દાક્તર બાબુએ કહ્યું: "મારાથી તો ઊભા થવાય એવું નથી—ઠીક, જા, એમને બોલાવી લાવ."

પુત્રવધુ અને પુત્રી ઊઠી જતાં રહ્યાં. આવનારે દાક્તર બાબુને પ્રણામ કર્યા. ને કહ્યું: "ભારે આફત આવી પડી છે. આપને આવ્યા વગર નહિ ચાલે."

"કોણ માંદું છે?"

આવનાર કંઈ બોલ્યો નહિ.

"કોણ માંદું છે? શું રોગ છે?"

"એ હવે શું કહું? કયા મોંએ કહું?"

ડાકતર બાબુ જરા નવાઇ પામી બોલ્યાઃ "તમે કોણ છો?"

"હું પોલિસ થાણાનો રાઇટર કૉન્સ્ટેબલ છું. ફોજદાર સાહેબને ભારે રોગ થયો છે. આજે જે પ્રસંગ બની ગયો છે તેને માટે તેઓ શરમથી અધમૂઆ થઈ ગયા છે, તેમાં વળી આ પીડા."

"શું રોગ થયો છે?"

"છાતી ને માથામાં ભયંકર શૂળ ઊપડ્યું છે. આપે આવ્યા વગર નહિ ચાલે."

ડાકતર બાબુએ કહ્યુંઃ "મારે શું કરવા આવવું પડે? બીજા શું કોઇ ડાકતર નથી?"

પછી તેણે ગજવામાંથી એકસો રૂપિયા બહાર કાઢી ડાક્તર સાહેબના પગ આગળ મૂક્યા—બોલ્યાંઃ "દયા કરો."

રૂપિયા દેખીને તો ડાક્તર બાબુ ગરમ ગરમ થઇ ગયા જરા ઊઠી બેઠા થઈ બોલ્યાઃ "રૂપિયાનો લોભ દેખાડવા આવ્યો છે? બધાને ય શું તું પોલિસના જેવા નરાધમ સમજે છે?—જાઓ, લાખ રૂપિયા ઢાલવી દે તોપણ હું આવવાનો નથી. ચાલો—રસ્તે પડો."

રૂપિયા લઇ, નીચે મુખે રાઇટર કૉન્સ્ટેબલ સાહેબ ચાલી ગયા. પુત્રવધુ, કન્યા વગેરે ફરી આવી તેમની સેવા કરવા લાગી ગયાં.

રાતના નવ વાગ્યા. ગૃહિણીએ કહ્યુંઃ "જરા ગરમ દૂધ લાવી દઉં?"

ડાકતર બાબુએ કહ્યુંઃ "લાવો."

ગૃહિણીએ રસોડામાં જઈ દૂધ ગરમ કરવા માંડયું. એવામાં ખડકીના દરવાજા આગળ એક ગાડી આવીને ઊભી રહી.

બીજી ક્ષણે એક દાસી સાથે એક યુવતીએ પ્રવેશ કર્યો. યુવતીએ કહ્યું: "ગિન્નીમા ક્યાં છે?"

"કોણ છો તમે?"

દાસીએ કહ્યું: "એ વદન ફોજદારનાં ગૃહિણી છે."—આ શબ્દોની સાથે સાથે યુવતી દાક્તર સાહેબની પત્નીના પગ આગળ ઢળી પડી.

ગૃહિણીએ પગ ખસેડવા પ્રયત્ન કરતાં કહ્યું: "કેમ—કેમ?"

યુવતીએ રડતાં રડતાં કહ્યું: "મા, મારા પતિનો જીવ જાય છે. મારાં ચૂડી ચાંદલો અખંડ રહે એવું કરો."

ગૃહિણીએ કહ્યું: "એવો રોગ થઈ ગયો છે?"

"હાં, મા, દાક્તર બાબુએ કહેવડાવ્યું કે બીજા કોઈ દાક્તરને કેમ બોલાવતા નથી? પણ મા,—તેમનો રોગ બીજા કોઇ દાક્તરથી સમજાય એવો નથી, એટલે બીજો શી રીતે બચાવે? અહીંથી કોણ જાણે શું ય ખાઈ ગયા છે, એનાથી આવું થઈ ગયું છે."

ગૃહિણીએ કહ્યું: "અહીં શું ખાધું છે? અંહીં તો કશું ય ખાધું નથી."

યુવતીએ કહ્યું: "મને જરા દાક્તર બાબુ પાસે લઇ જાઓને. એઓ મારે પિતાતુલ્ય છે—આ વખતે એમની લાજ શી?"

ગૃહિણી એને હરગોવિંદ બાબુ પાસે લઇ ગઇ. યુવતી દાક્તર બાબુના પગે વળગી પડી બોલી: "બાબા, મારું રક્ષણ કરો."

ગૃહિણીએ બધી વાત સમજાવી દીધી.

યુવતીએ પછી કહ્યું: "તેઓ કહેતા હતા કે જડતી લેતી વખતે દવાઓના કબાટમાં એક બ્રાન્ડીની બાટલી હતી, બ્રાન્ડી સમજીને તેમણે એક ચમચી પેટમાં નાખી હતી. હવે એમને એવો વહેમ પડે છે કે એ બ્રાન્ડી નહિ પણ કંઈ ઝેર બેર હશે."

એ સાંભળી દાકતર સાહેબનું મોં ઊતરી ગયું: "હા."

તેઓ યુવતીને સંબોધીને બોલ્યા: "આપ ગાડી લાવ્યાં છો?"

'હા.'

"તો હું એ ગાડીમાં જ જાઉં છું. તમે અહીં જ થોભો. ગાડી પાછી આવે ત્યારે આવજો."

યુવતી ઊઠી ઊભા થઈ. સજળ નેત્રે બોલી: "બાપા, મારો ચૂડો અખંડ રહેશે?"

દાકતર બાપુ બોલ્યા: "એ ભગવાનના હાથમાં છે, મા."—આમ કહી દવા અને સાહિત્યો લઈને પળવારમાં તે બહાર નીકળી ગયા.

આખી રાત જાગીને દાકતર સાહેબે ચિકિત્સા કરી, ફોજદાર સાહેબ ખરેખર બચી ગયા.

યોગ્ય કાળે સાહેબને મારવાનો મુકદ્દમો પૂરો થઈ ગયો. પુરાવાના અભાવે અજય અને સુશીલ છૂટી ગયા. બીજા સૌને છ મહિનાની જેલની સજા થઈ.

# પ્રવાસિની

## ૧

જૂન મહિનો ચાલે છે. ઊગતા સૂર્યનાં સોનેરી કિરણોથી લંડન શહેર પ્રકાશિત થઇ રહ્યું છે. ઠેરઠેર રસ્તા પર ફુલવાળાઓ ફૂલ વેચવા બેઠી છે. એવામાં ગાડીમાં બેસી બે બંગાળી યુવકો સરસામાન સાથે ટેમ્સ નદીના એક ઘાટ આગળ ઊતર્યા. આજે બપોરે ૧૨ વાગે આ ઘાટથી એડિનબરો તરફ એક વહાણ ઊપડવાનું છે. ઉનાળાની રજાઓ પડવાથી આ બે યુવકો હવાફેર કરવા ઊપડે છે.

એકનું નામ હેમચંદ્ર દત્ત છે. કલકત્તા યુનિવર્સિટીનો તે એક પ્રતિભાશાળી વિદ્યાર્થી હતો. વિલાયત આવી કેમ્બ્રિજ યુનિવર્સિટીની ઊંચ સન્માન સાથેની પદવી પ્રાપ્ત કરી ગઇ સાલ સિવિલ સર્વિસ પરીક્ષામાં પણ પાસ થઇ ગયો છે. આવતા નવેમ્બર માસમાં તે દેશ તરફ પાછો ફરવાનો છે. બીજા યુવકનું નામ અતુલચંદ્ર મિત્ર છે. તે તવંગરનો પુત્ર છે. આજ કાલ કરતાં છ વરસથી વિલાયતમાં છે—પણ હજી એકે પરીક્ષા પાસ બાસ કરી નથી. વિલાયત મોકલતી વખતે એનાં માબાપે એને કહ્યું હતું કે ત્યાં જઇ

સિવિલ સર્વિસ માટે પ્રયત્ન કરજે અને 'બાર'માં પણ નામ લખાવજે. સિવિલ સર્વિસમાં પાસ થાય તો એના જેવું એકે નહિ, નહિ તો બેરીસ્ટર થઇને તો અવાશે! અતુલચંદ્ર વિલાયત આવ્યા પછી સિવિલ સર્વિસ માટે "પ્રયત્ન" કરવા લાગ્યો, પરંતુ આજ—કાલ કરી બારમાં દાખલ થવાનું તો રહી જ ગયું. બારમાં દાખલ થવાની વાર્ષિક ફીના દોઢ હજાર રૂપૈયા એ લાવ્યો હતો, તે અત્યાર પહેલાં કયારનાય પાંખો કરી ઊડી ગયા છે. ત્રણ વરસ તો એમ કરતાં વહી ગયાં. અતુલચંદ્ર ઉપરાઉપરી બે ચાર સિવિલ સર્વિસ પરીક્ષામાં નાપાસ થયો, ત્યારે તેનાં માબાપે તેને બેરીસ્ટરીની સનદ લઇ જલદી દેશ પાછા આવવા લખ્યું. હવે અતુલને ઘેર જણાવવું પડયું કે બેરીસ્ટર થવા માટે હજી તો નામ પણ નોંધાવ્યું નથી. રૂપિયા મોકલજો—બેરીસ્ટરના અભ્યાસમાં બીજાં ત્રણ વરસ વહી ગયાં. પરંતુ હજી સુધી પરીક્ષામાં બેસવાની કંઈ પણ તૈયારી અતુલ કરી શકયો નથી. એ કહે છે કે લંડનમાં ચિત્ત સ્થિર રહેતું નથી. તેથી કેટલીક સાવ કોરી નવી જ ચોપડીઓ ખરીદ કરી, આજે તે બે મહિના માટે એડિનબરો જાય છે. ત્યાં જઈ એકાંતમાં બરાબર અભ્યાસ કરવાનો મહત્ સંકલ્પ અત્યારે તેના મનમાં જાગૃત છે.

ગાડી ઘાટ પાસે આવી પહોંચી. બંને જણ નીચે ઉતર્યા અને કુલી મારફત સરસામાન વહાણમાં ચડાવ્યો. પોતપોતાની રીઝર્વ કેબીનમાં સામાન ગોઠવી બંને જણ ડેક પર ગયા. હજી માત્ર દસ થયા છે. મુસાફરો બહુ થોડા છે,—ઘણાઓએ સરસામાન આગળથી વહાણ પર મોકલી દીધો છે પોતે તો વખત થયે આવશે.

બંને યુવકો સિગારેટ ફૂંકતા ડેક પર આમ તેમ ફરવા લાગ્યા. એવામાં એકાએક એક જગાએ એક ઉપર એક ગોઠવેલ કેટલાક પેટીપટારા તરફ હેમની નજર પડી. અતુલ તે વખતે જરા દૂર હતો. વહાણના સળીઆ પકડી મુસાફરોને આવતા જોઈ રહ્યો હતો. હેમે બોલાવી કહ્યું,—"ઓહો, અતુલ, આ જો તો ખરો."

અતુલ આતુરતાથી પાસે આવ્યો. હેમે આંગળી કરી. એક પેટીના આગળામાં બાંધેલા લેબલ પર લખેલું હતું.—" Miss Roy."

અતુલે કહ્યું: "મિસ રોય કોણ, વિલાયતમાં છે, મને તો કંઈ યાદ આવતું નથી."

હેમે કહ્યું: "મેં પણ નામ કદી સાંભળ્યું નથી."

પછી બંને જણ કલકત્તાનાં રોય કુટુંબનાં એકે એક નામ ગણી અનુમાન કરવા લાગ્યા, પણ કંઈ પત્તો લાગ્યો નહિ.

અતુલે કહ્યું,—"ચાલો એક વખત આખું વહાણ ફરી વળીએ. જોઇએ તો ખરા કે એ કોણ છે?"

હેમે કહ્યું.—"આટલાં બધાં માણસોમાં શી રીતે ઓળખાશે?"

અતુલે કહ્યું—"સેંકડો કુમુદ પોયણાંમાં એક જ કમળ ઊગ્યું હોય તો તેને ઓળખી કાઢવામાં શું વાર?"

હેમે હસીને કહ્યું:—"કેવી વાત કરે છે! આવી સુંદરી રમણીઓ તારે મન કુમુદ પોયણાં અને તમારી બંગાલી છોકરી એટલે કમલ કેમ?"

"જરૂર. 'કોથાય એમન મધુ બિના બંગ-કુસુમે?'* રવિ બાબુના ચિત્રાંગદા કે એવા કોઈ કાવ્યમાં મેં વાંચ્યું હતું."

હેમ અતુલની પીઠ થાબડીને બોલ્યો,—"વાહરે, તારૂં બંગાળી સાહિત્યનું જ્ઞાન! વાહરે તારો સ્વદેશ પ્રેમ!"

અતુલે કહ્યું,—"ચાલને જરા ખોળી કાઢીએ."

બંને જણે વહાણમાં ખૂબ ખોળ કરી, પરંતુ સ્નેહાળ, લજ્જાળ, શ્યામ મુખમંડળ ક્યાંય દેખાયું નહિ. બંને જણ નિરાશ થઈ ફરી પાછા ડેક પર આવી ઊભા.

ઓચિંતાનો અતુલ બોલ્યો,—"અરે, એક ભૂલ થઈ ગઈ."

---

* બંગાળનાં ફૂલો સિવાય આવું મધુ બીજે ક્યાં છે?

"શું ?"

"એકાદ બોટલ બ્રાન્ડી લાવવાની રહી ગઈ. બેચાર ડોઝ નિર્ભેળ બ્રાન્ડી ગમે તેવી સમુદ્રપીડાનું મારણ નીવડે છે. વહાણુમાં મળશે ખરી, હું જોઇ આવું—' આમ કહી અતુલ અદશ્ય થઈ ગયો.

કેટલોક વખત આમ પસાર થઈ ગયો. અતુલ હજી આવ્યો નહિ. હેમચંદ્ર એની ખબર કાઢવા નીચે ઊતર્યો. અતુલની કેબિને જઈ જુએ તો બારણું બંધ છે. હેમે આંગળાં વતી બારણે કેટલાક ટકોરા માર્યા. અંદરથી અતુલે જવાબ દીધો—"Come in."

હેમે બારણું ઊઘાડી જોયું તો અતુલ બેઠેલો છે અને સામે બ્રાન્ડીનો શીશો ઊઘાડો પડ્યો છે,—ગ્લાસ હાથમાં લઈ અતુલ 'સમુદ્રપીડાનું મારણ' ગટગટાવી રહ્યો છે.

અતુલે કહ્યું,—"Just in good time—આવો, જરા લો."

હેમે પાછા જવાનું કરતાં કહ્યું:—"ના, તમે લો છો એ જ બસ છે. હું નહિ લઉં."

"કેમ ?"

"હું ક્યાં કદી લઉં છું, કે આજે લઉં ?"

"એમાં નુકસાન શું છે? Don't be so girlish, Hem—આ જ તારામાં દોષ છે. જરા લઈશ તો તું કંઈ વટલાઇ નથી જવાનો. 'ઔષધાર્થે સુરાં પીબેત્'—એવું શાસ્ત્રમાં પણ કહ્યું છે !"

હેમ હસીને બોલ્યો,—"કયા શાસ્ત્રમાં વાંચેલું ? કાલિદાસના વૈરાગ્ય શતકમાં કે જયદેવના રામાયણમાં ?"

"રામાયણ વાંચો તો ખબર પડે કે—સીતારામ—એ લોકો પણ—દારૂ તો કેમ કહેવાય, એ શબ્દ સાંભળતાં જરા ખરાબ લાગે છે—આસવ પાન કરતાં."

"તો તમે પણ સુખે આસવપાન કરો, હું જાઉં છું."

"જશો ક્યાં? બેસને. બેસવામાં પણ વટલાઇ જવાનો છે? લે, આ સિગારેટ લે."

હેમ બેઠો. સિગારેટની ડબ્બી હેમની સામે ધરી અતુલ ગાવા લાગ્યો—

આવ ભાઇ, બેસ પાસ
એમાં છે શું દોષ ખાસ?
તું રે જેને ચ્હાય—

ભૂલી જ ગયો! "મિસ રોયનો કંઇ પત્તો મળ્યો?"

"ના."

અતુલ એક અધોળ જેટલું સમુદ્રમારણ પાન કરી બોલ્યો,—"જો હેમ, મને જાણે એમ થાય છે કે આ મિસ રોયને જોતાં જ હું પ્રેમમાં પડી જવાનો."

હેમ ખોટો રોષ બતાવી બોલ્યો,—"ખબરદાર! હું પ્રેમમાં પડવાનો નિશ્ચય કરીને જ બેઠો છું."

અતુલે કહ્યું—"એ નહિ બને. હું પડવાનો."

"વાહ, એનો સરસામાન તો પહેલાં મેં જોયો હતો."

"ઓહ! એટલે શું એના પર તારો હક થઇ ગયો? તો તો પછી જે કુલીએ પેટીઓ ચડાવી તેનો હક આપણા કરતાં વધારે."

"પણ એ ક્યાં ઉમેદવાર છે? જે ઉમેદવારો છે એમાં કોનો હક વધારે છે એ જુઓ. પહેલો સામાન મેં જોયો છે, કંઈ તેં ઓછો જોયો છે?"

અતુલે કહ્યું:—"મિસ રોય જરૂર મને જ પસંદ કરશે."

હેમે કહ્યું:—"બિલકુલ નહિ. મને જ એ વરમાળ પહેરાવશે."

અતુલ મૂછોના આંકડા ચઢાવતો બોલ્યો: "જો રે જો, મારે કેવી મૂછો છે!"

હેમ ઢાંકણામાંથી સોનાના ચશ્મા કાઢી નાકે ચડાવી બોલ્યોઃ—"જો રે જો, મારે કેવા સરસ ચશમા છે!"

"All right—Let's have a toss up."—આમ કહી અતુલે ગજવામાંથી એક પેની કાઢયો. "Heads, *I win—tails, you lose." બોલી પેની ટચલી આંગળી પર રાખી અંગુઠા વડે જોરથી ઉછાળ્યો. પેની ભોંય પર આવી પડતાં અતુલ નીચો વળી જોઇને બોલ્યો—Tails, you lose—લે—હું જ જીત્યો."

હેમ કૃત્રિમ દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યોઃ "ભલે ભાઇ, તો તું જ એનો હાથ ઝાલજે." એટલામાં વહાણુ ઉપડવાનો ઘંટ થયો. બંને જણ બહાર નીકળી ડેક પર ચડ્યા. અસંખ્ય સ્ત્રી—પુરુષો ત્યાં જમા થયેલાં હતાં. પણ કોઇ શ્યામસ્વરૂપિણીનું દર્શન થયું નહિ. વહાણુ ઉપડયું.

---

*પેનીની જે તરફ ઇંગ્લેન્ડની રાજલક્ષ્મી બ્રિટાનિયાની મૂર્તિ હોય છે તેને Heads અને જે તરફ પૂછડીવાળો સિંહ અને યુનિકર્ણની મૂર્તિ હોય છે તે ઊંધી બાજુને Tails કહે છે. વિવાદ વખતે એક જણ Heads અને બીજો Tails કહી ઉપર વર્ણવેલું છે તેમ પેની ઉછાળે છે,—જમીન પર પડ્યા પછી જે બાજુ ઉપર દેખાય તેની જીત થઇ ગણાય છે. અહીં અતુલે ગમ્મતમાં બંને બાજુ પોતે રાખી લીધી છે, એટલે તેની જીત ચોક્કસ જ છે. આ એક પૂરાતન મજાક છે. બંગાળામાં પણ એવી એક ગમ્મત છે—"દાદા, કાંતો હું પ્રસાદ ખાવા જાઉં, તમે દેવપૂજા કરો; નહિતો તમે દેવપૂજા કરો, હું પ્રસાદ ખાવા જાઉં."

## ૨

એક વાગ્યો છે. લંડન શહેર વટાવી જહાજ હવે બેઉ હાથ પર જવ અને સરસવનાં ખેતરો રાખી દરિયા તરફ દોડતું જાય છે. ધીમે ધીમે નદીનો પાટ પણ પહોળો થતો જાય છે. કલાકમાં તો જહાજ સાગરસંગમમાં જઈ પહોંચશે.

મુસાફરો એક બીજાને પૂછે છે,—" Are you good Sailor?" —એટલે કે તમને એકદમ દરિયાનું પાણી તો નથી લાગતું ને? એવામાં ટન ટન મધ્યાહ્નભોજનનો ઘંટ થયો.

અતુલ અને હેમ નીચે ઉતરી ભોજનખંડમાં ગયા. જરા એકાંત જોઈ બંને જણે જગા લીધી; એવામાં બે સ્ત્રીઓએ પ્રવેશ કર્યો, એકની ઉમર પચાસેક વરસની હશે, બીજી વીસ વરસની હશે. જે વૃદ્ધ હતી તે અંગ્રેજ બાઇ હતી એમાં તો સંદેહ નહિ,—પરંતુ જે યુવતી હતી તેને વિષે સંદેહ છે. તેના શરીરનો રંગ અંગ્રેજોના જેવો એકદમ ગોરોગરાટ નહોતો—પણ ઇટાલીયન કે સ્પેનવાસીના જેવો હતો. વાળ કાળા હતા.

અતુલ અને હેમની પાસે થઇને એ બંને પસાર થયાં. પસાર થતાં અતુલે જોઈ લીધું કે વૃદ્ધ બાઇના હાથમાં સોનાનું કંકણ છે, એમાં બંગાળાની કારીગરી સ્પષ્ટ દેખાઇ આવે છે. અતુલ અને હેમ વચ્ચે પરસ્પર આંખથી વાત થઇ ગઇ.

એ લોકો ચાલી ગયાં પછી હેમ બોલ્યો,—" પરંતુ બંગાળી છોકરીના શરીરનો રંગ આટલો ગોરો હોય? આ તો બરાબર યુરોપીઅન જેવી છે. એમના જેવી આંજી નાખતી ગોરી આંખો નથી એટલું જ, પણ કાંતિ કેવી ભવ્ય જાજરમાન છે!"

" શી ખબર, બીજો પણ એક સંદેહ રહે છે. બંગાળી છોકરીઓ તો કદી ગાઉન પહેરી વિલાયત આવતી નથી—આવે તો સાડી પહેરીને આવે છે."

"મને લાગે છે કે બહુ વરસથી એ આ દેશમાં રહેતી હશે."

"યુરોપીઅન વૃદ્ધા વખતે મિસ રોયની ગવર્નેસ (શિક્ષિકા) પણુ હોય."

"એમના હાથ પર પેલી બંગાળી બંગડી જોયેલી કે?"

"જોયેલી. મિસ રોયે ભેટ પણ આપી હોય. એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે?"

અતુલ અને રોયે આમ વાતો કરતાં કરતાં ભોજન સમાપ્ત કર્યું. વચમાં વચમાં ખંડના બીજા ખુણા પર પોતે કલ્પેલી મિસ રોય તરફ નજર કરી લેવાનું પણ તેઓ ચુકતા નથી.

જમી પરવાર્યા પછી બંને જણે ડેક પર આવી લાંબી ચિરૂટ સળગાવી. દૂર દૂર સમુદ્ર દેખાય છે,—તેના તરંગાયિત નીલ દેહ પર સફેદ ફેણુ નૃત્ય કરે છે. ડેકચેરમાં બેસી બંને જણુ એ જોવા લાગ્યા.

એટલામાં ઉપર જણાવેલી બંને સ્ત્રીઓ ડેક પર આવી પહોંચી; અતુલ અને હેમ જ્યાં બેઠા હતા, ત્યાં જ ઊભાં ઊભાં તેઓ દૂર દેખાતો દરિયો જોવા લાગ્યાં. અતુલ અને હેમ તરત જ ખુરશીઓમાંથી ઊઠી ઊભા થઈ ગયા, ને બોલ્યાઃ—"આપ ખુરશીમાં નહિ બેસો?"

વૃદ્ધ બાઇએ કહ્યું:—"ના—ના—બેસો. આપને આમ ઉઠાડીને અમારે શું કામ?"

અતુલે કહ્યું:—"ખુરશીઓની ક્યાં ખોટ છે? તમે બેસો, અમે બીજી ખુરશીઓ લાવીને બેસીએ છીએ."

"ઉપકાર" કહી બંને રમણીઓ ખુરશીઓમાં બેઠી. એક ખૂણે જહાજની ખુરશીઓ ગોઠવી રાખેલી હતી, તેમાંથી અતુલ ઝટ લઇને બે ખુરશીઓ ખેંચી લાવ્યો.

વૃદ્ધ બાઇએ કહ્યું:—"તમે શું આ પહેલી જ વાર એડિનબરો આવો છો?"

અતુલે કહ્યું:—"હાં. પહેલી જ વાર અને તમે ?"

"અમે તો એડિનબરોનાં જ છીએ. મારી પુત્રી લીલા લંડનમાં કેનસિંગ્ટન કોલેજ ઓફ મ્યુઝિકમાં ભણતી હતી, આ વરસે ભણી રહી, એટલે તેને તેડી જવા આવી હતી."

"ત્યારે આ આપનાં પુત્રી છે એમ ?"

"હા, મારે બીજી પણ એક પુત્રી અને એક પુત્ર છે. તેઓ એડીનબરોમાં છે. મારો પુત્ર યુનિવર્સિટીમાં પ્રોફેસર છે. તમે ઇંગ્લેન્ડ ક્યારના આવેલા છો, જણાવશો ?"

"મને ૭ વરસ થયાં. અને આ મારા મિત્ર મિ. દત્તને ચાર વરસ થયાં.

એ સાંભળી એ બાઈ બોલી,—"દત્ત ! આપ શું બંગાળી છો ? તમે બંને શું બંગાળી છો ?"

હેમે કહ્યું:—"અમે બંને ય બંગાળી છીએ. આમનું નામ મિસ્ટર મિત્ર છે."

"I am so glad—કલકત્તામાં મારાં ઘણાં સ્નેહીઓ છે. મારા પતિ બંગાળી હતા."

હેમ અને અતુલ બંને સાથે બોલી ઊઠયા:—"ઓહ ! શું કહો છો ! ત્યારે તો તમને અમે સ્વજાતીય કહેવાનો હક કરી શકીએ."

"કંઈ નહિ તો મારી પુત્રી લીલાને તો કરી શકો. એનો જન્મ કલકત્તામાં જ થયો હતો. મારા પતિ એડિનબરોમાં વિદ્યા ભણતા હતા, ત્યારે મને પરણ્યા હતા. ત્યાર પછી પરીક્ષા પાસ કર્યા પછી મને કલકત્તા લઈ ગયા. ત્યાં અમે પાંચ ૭ વર્ષ રહ્યાં. એટલામાં એમનું અકાળ મરણ નીપજ્યું."—બોલતાં બોલતાં મિસિસ રોયે આંખો નીચી ઢાળી.

વાત ફેરવવા મિસિસ રોયે કહ્યું—"તમે શું Good Sailors છો ? [ તમને દરિયો માફક આવે છે ?" ]

અતુલે કહ્યું,—"સમુદ્ર શાંત હોય તો હું અસાધારણ Good Sailor છું [મને ખૂબ જ માફક આવે છે.]—અને, આ મારા મિત્રનું પણ તેમ જ છે."

આ સાંભળી બધાં હસી પડયાં. હેમે મિસ રોયને કહ્યું:—"તમારે કેમ છે?"

"હું પણ તમારા જ જેવી છું. મા ખૂબ Cood Soilor છે—નહિ મા?"

મિસિસ રોય બોલ્યાં,—"ના—ના—એવો ગર્વ કરી શકતી નથી. મેં તો એવું ઘણી વાર જોયું છે કે દરિયાની મુસાફરીએ ઉપડતાં પહેલાં જે પોતાને Good Sailor કહી રાખે છે, એ જ પહેલાં પડે છે. તો પણ આ રસ્તે એવા મોજાંના ઉછાળા આવતા નથી. જો કે ધી વોશ આગળ પહોંચીશું ત્યારે જરા તોફાન જેવું લાગશે ખરું, પરંતુ એ રસ્તો પાર કરતાં બે કલાક લાગશે."

આમ વાતો ચીતો કરવામાં સાંજ પડવા આવી. રાતના ડિનર માટે તૈયાર થવા સૌ ઊઠયાં. મિસિસ રોય બોલ્યાં,—"અમે જમવા બેસીએ છીએ, એ જ ટેબલ આગળ તમે પણ બેસો તો?"

હેમ અને અતુલ બોલ્યા,—"ઉપકાર. એથી તો ઊલટું અમને બહુ જ આનંદ થશે."

બીજે દિવસ સવારે નાસ્તા પછી જહાજ ધી વોશ આગળ આવી પહોંચ્યું. જહાજે ડોલવાનું શરૂ કર્યું કે તરત જ મુસાફરો એકે એકે કેબિનમાં જઈ લંમી તાણી સૂઈ ગયા. ડેક ઉપર ચાલવું બહુ મુશ્કેલ! નિસરણીથી ઉતરવું પણ મુશ્કેલ! ગમે તેટલું "મારણ" પેટમાં નાખવા છતાં અતુલ પહેલો પડયો. પછી હેમ પણ પડયો. કેવળ બે ચાર અંગ્રેજ પુરુષો તેવે વખતે ડેક ઉપર ફરવા લાગ્યા.

મધ્યાહ્ન ભોજન વખતે ટેબલ આગળ ઘણી બેઠકો ખાલી હતી.

ચાર વાગતાં જહાજ જ્યારે યોર્કશાયર આગળ આવ્યું, ત્યારે એ ડોલતું બંધ રહ્યું. એક પછી એક મુસાફરો ડેક પર આવી દર્શન દેવા લાગ્યા. બધા ય જાણે કેવી ય માંદગીમાંથી ઉઠ્યા હોય તેવા દેખાતા હતા. મિસિસ અને મિસ રોય હાથમાં કોઈ એક નવલકથા અને કુશન વગેરે લઈ કેબિનમાંથી બહાર આવ્યાં. હેમ અને અતુલ તેમને જોઈ તેમનો બોજો પોતે ઉપાડી લઈ, ડેકમાં લઈ જઈ, ઠીક જગાએ ખુરશીઓ ગોઠવી એમને બેસાડયાં. સમુદ્રની તાજી હવાથી ધીમે ધીમે તેઓ સ્વસ્થ થવા લાગ્યાં. મોં પર હાસ્ય ફૂટ્યું—વાતો થવા માંડી.

ચાનો ઘંટ થતાં હેમ અને અતુલ બોલ્યાઃ "તમે નીચે ઉતરવાની તસ્દી નહિ લેશો, આપને માટે ચા વગેરે અમે લઇ આવીએ છીએ."

મિસ રોયે કહ્યું,—"મને ભૂખ લાગી છે. મારે માટે રોટી ને થોડાં ફળ લેતા આવજો, મિ. રોય!"

અતુલે કહ્યું,—"બહુ સારૂં, તમારે માટે રોટી તથા માખણ લાવી દઈશ."

બન્ને વચ્ચે હળવો વિનોદ શરૂ થયો.

મિસ રોયે હાથમાંની ચોપડી અતુલને મારી.

નીચે ગયા પછી હેમે કહ્યું.—"કેમ રે! એટલામાં તે ઠીક જમાવી દીધીને!"

અતુલ મૂછોના આંકડા મરડી બોલ્યો,—"આ વાંકડી મૂછોના જ એ બધા પ્રતાપ છે, દાદા."

ઉનાળામાં રાતના નવ વાગતા સુધી અજવાળું રહે છે. અંધારૂં પહોંચતા પહેલાં જહાજ બંદરે પહોંચી જવાનું હતું. પરંતુ, વોશમાંથી પાર થતાં બેને બદલે ચાર કલાક થઇ ગયા હતા. રાત પડી જાય તો જહાજને બંદરમાં પેસવા દેવામાં આવે નહિ; અને સવાર સુધી ખોટી થવું પડે.

રાત પડતાં પહેલાં વહાણ પહોંચશે કે નહિ પહોંચે એની મુસાફરોમાં અટકળો ને અનુમાનો થવા લાગ્યાં.

દૂરથી કાંઠાની જમીન દેખાવા માંડી ત્યારે અંધારું થવા આવ્યું હતું. એમ કરતાં રાત પડી. લીથ બંદરના દીવા દેખાવા લાગ્યા. કાલ સવાર વગર હવે વહાણને બંદરમાં પેસવા દેવામાં નહિ આવે.

રાત પણ પૂરી થઈ. સવારે ઉઠીને મુસાફરોએ નાસ્તો પૂરો કર્યો. મિસિસ રોયે છૂટાં પડતાં પહેલાં અતુલ અને હેમને કહ્યું,—"તમે ક્યાં મુકામ રાખ્યો છે?"

"હમણાં તો કોઈ હોટલમાં ઉતરીશું. પછીથી રૂમ્સ ખોળી લઇશું."

"અમારે ત્યાં કોઇ કોઇ વાર આવતા રહેશો તો બહુ આનંદ થશે. આ લો અમારું સરનામું. આ કાર્ડમાં At Home on Saturday Evenings [મેલાપનો સમયઃ શનિવારે સાંજે] લખ્યું છે એટલે શનિવાર આવવાની રાહ જોશો નહિ. ગમે ત્યારે, ગમે તે વખતે આવજો"—આમ કહી હેમ અને અતુલને એકેક કાર્ડ આપ્યું.

લીથ બંદરથી ટ્રેનમાં એડિનબરો જવાય છે, વસ્તુતઃ લીથ એડિનબરોનું જ પરૂં છે. જહાજમાંથી ઉતરી, ટ્રેનમાં બેસી થોડીક પળમાં એ સૌ એડિનબરો આવી પહોંચ્યાં.

એક મહિનો પસાર થઈ ગયો છે. માર્ચમોન્ટ રોડ પર એક મકાનમાં રૂમ લઇ હેમ અને અતુલ રહે છે. રોય કુટુંબ સાથે એમનો સંબંધ અતિશય વધી ગયો છે—ખાસ કરીને હેમનો—નિમંત્રણ આમંત્રણ પણ ઘણી વાર થાય છે.

આજે રવિવાર છે. સાડા દસ વાગે, રાત્રિપોષાક ઉપર ડ્રેસિંગ ગાઉન પહેરી અતુલ પોતાના શયનખંડમાંથી બહાર નીકળ્યો; અને બેઠકખંડમાં જઇ દાસીને બોલાવવા એણે ઘંટડી દાબી.

દાસી આવતાં અતુલે પૂછ્યું,—"મિસ્ટર દત્તે નાસ્તો લઇ લીધો કે?"

"જી હા, રોજ કરતાં આજે કંઇક વહેલા નાસ્તો લઇ તેઓ કયાંક બહાર કામે ગયા છે."

એવામાં પાસેના ચર્ચમાં ટન ટન ઘંટ વાગવા માંડયો. અતુલ બોલ્યો, —"આજે રવિવાર થયો લાગે છે,—ચર્ચમાં ઘંટ વાગે છે."

દાસીએ કહ્યું, "જી હા. આજે રવિવાર છે. મકાનમાંથી સૌ ચર્ચમાં ગયાં છે. આપે હજી નાસ્તો લીધો નથી એટલે જ હું એકલી અહીં રહી છું."

"ઓહ! મારે લીધે તારાથી ચર્ચમાં જવાયું નહિ? હું બહુ દીલગીર છું. ઠીક ત્યારે, મારૂં ખાવાનું મૂકી તું જા—બેસી રહેવાની જરૂર નથી."

"ઉપકાર, સાહેબ!"—કહી દાસી એક ટ્રે ભરી નાસ્તો લઇ આવી. તે ટેબલ ઉપર ગોઠવી ત્યાંથી તે ચાલી ગઇ.

અતુલના મોંમાં સિગારેટ છે. નાસ્તા પાસે ખુરશી ખેંચી લાવી એક પ્યાલો ચા કાઢી. બેધ્યાનપણે થોડી થોડી કરી એ બધી ચા પી ગયો.

મનમાં મનમાં અતુલ બોલવા લાગ્યો—"બીજે કયાંય નહિ, હેમ ચર્ચમાં ગયો છે. ગયા રવિવારે પણ એ ગયો હતો. એકાએક તેનામાં આવી ધર્મબુદ્ધિ કયાંથી આવી ગઇ? સમજ્યો—કુમારી લીલાની "પ્રેયર બૂક (પ્રાર્થનાપોથી)" ઉપાડવાનું મળે એ લોભથી ભાઇસાહેબ રાતોરાત આવા ધાર્મિક થઇ ગયા છે."

એક પ્યાલો ચા પૂરી થઇ. ખાવાના વિવિધ પદાર્થો ઢાંકણ ખોલી ખોલી તે જોવા લાગ્યો. છેવટે માત્ર બે ઇંડાં લીધાં. કાલે રાતે નાટક જોયા પછી એ કયાંક ગયો હતો, ત્રણ વાગે ઘેર પાછો આવ્યો હતો—એટલે શરીર જરા ઠીક નથી—ખાવાનું મન નથી.

બીજો એક પ્યાલો ચા પી અતુલ ટેબલ છોડી ઊઠી ગયો. નવી સિગરેટ સળગાવી. બારી આગળ ખુરસી ખેંચી લાવી, બેસી, હેમનો વિચાર કરવા લાગ્યો.

અગાઉ બની ગયેલી કેટલીક ઘટનાઓ યાદ કરી અતુલે નક્કી કર્યું કે હેમ લીલા સાથે પ્રેમમાં પડયો છે, એમાં હવે કંઇ સંદેહ નથી. અને લીલા?—લીલા પણ હેમ ઉપર પ્રેમ રાખે છે, એ પણ અતુલ બરાબર સમજી ચૂકયો છે.

થોડી વાર પછી અતુલ અસ્ફુટ સ્વરે બોલી ઊઠયો,—"એ એના મનની અંદર શું સમજે છે? શું એ એને પરણશે?"

તેણે વિચાર કર્યો,—હેમ એવી ઠંડી પ્રકૃતિનો ને ગણતરીબાજ માણસ છે કે એ કેવળ પ્રેમથી જ ખેંચાઇ પરણવા તૈયાર થઇ જાય, એવું માનવામાં આવતું નથી, એ એની જન્મોતરીમાં લખેલું જ નથી. સિવિલ સરવિસ પાસ થઇ ગયો છે, એટલે હવે દેશ પાછો જશે કે વિલાયત જઇ આવેલા સમાજમાં સળવળાટ મચી જવાનો. અને ઉંમર લાયક થયેલી કન્યાઓની માતાઓનાં આહાર નિદ્રા ઊડી જવાનો. હરાજીની માગણીમાં ભારેમાં ભારે દરે હેમ પોતાને વેચવાનો. પાંચ આંકડાનો ચેક હાથ આવે તો ધનકુબેરની ગમે એવી કાળી કુબડી છોકરીને એ પરણી લેવાનો. ગરીબ બિચારી મિસ રોય!—ખરેખર મને તારી દયા આવે છે. સુંદરી મિસ રોય, સુશિક્ષિતા–કોમલહૃદયા, મિસ રોય—તું બધી વાતે બરાબર છે, પણ ગરીબ માની દીકરી છે. તારું હૃદય પ્રેમથી પૂર્ણ હશે, પણ તારી માની તિજોરી સાવ ખાલી—કશી આશા કરતી નહિ, કશી આશા રાખતી નહિ.

અગિયાર વાગ્યા.

અતુલે ત્યારે વિચાર કર્યો, "જવા દે. બીજાની ચિંતા કર્યે શું મળવાનું છે, પોતાની ચિંતા કંઇક કરું."—એડિનબરો જઇ બે મહિના એકાંતમાં રહી કાયદાનો અભ્યાસ કરવા કેટલીક ચોપડીઓ ખરીદી લાવેલો તે યાદ આવ્યું. એકે ચોપડીનાં પાનાં સુદ્ધાં હજી કાપ્યાં નથી. ઊઠી ઊભા થઇને પેટીમાંથી

ચોપડીઓ બહાર કાઢી; પછી તે આમથી તેમ રમાડવા લાગ્યો. તેણે વિચાર કર્યો,—"આજે પાનાં કાપી અભ્યાસ શરૂ કરી દઉં." પણ પછી એકાએક વિચાર આવ્યો—"આજે તો રવિવાર થયો,—આજે અનભ્યાસનો દિવસ છે; જો કે હું ખ્રિસ્તી નથી—તો પણ યસ્મિન્ દેશે યદાચારઃ—એ માનીને જ ચાલવું સારું. આજે રહેવા દે—શરીર પણ ઠીક નથી. વિદ્યારત્ને ગુરુઃ શ્રેષ્ઠઃ—બસ ગુરુવારથી બરાબર શરૂઆત કરી દેવી." સરસ્વતી માને ફરી પેટી રૂપી જેલમાં "બીજી મુદત પર" રાખવામાં આવી.

બાર વાગ્યા.

આમ બેસી રહીને તે કંટાળી ગયો હતો. પાસેના દેવળમાં ઉપાસના પૂરી થઇ છે. રસ્તામાં જુથનાં જુથ સ્ત્રી-પુરુષ, બાળક-બાલિકા, નવાં કપડાં પહેરી દેવળમાંથી ઘર તરફ જતાં દેખાય છે. અતુલ ઊઠીને કપડાં પહેરી ફરવા માટે નીકળી પડયો. શહેર વચ્ચોવચ્ચ પ્રિન્સેસ ગાર્ડન્સ નામે વિશાળ મનોહર બગીચો છે—ત્યાં જઇ હવા ખાવા લાગ્યો. થોડીવાર પછી ઝાડ તળે એક બેંચ ઉપર બેસી તેણે સિગરેટ ચેતાવી.

એવામાં થોડેક દૂરથી મિસ રોયને લઇને હેમચન્દ્ર આવતો દેખાયો. અતુલ જોઇ રહ્યો. એટલામાં તેઓ પાસે આવી પહોંચ્યાં. ત્યારે અતુલ ઊભો થઇ મિસ રોય તરફ જોઇ ટોપી ઉતારી, સુપ્રભાત જણાવી બોલ્યો,—"તમે દેવળમાંથી જ આવો છોને ?"

હેમે કહ્યું,—"હા. દેવળની ગરમીમાં મિસ રોય બેભાન જેવાં થઇ ગયાં હતાં. તેથી ઉપાસના પૂરી થતાં તેમને જરા ઠંડી હવા ખવરાવવા અહીં લઇ આવ્યો છું."

અતુલે કહ્યું,—"એ સાંભળી મને બહુ દુઃખ થાય છે, હવે તમને કેમ લાગે છે, મિસ રોય ?"

લીલા બોલી,—"ઉપકાર. હવે ઠીક લાગે છે. તમે કદી દેવળમાં જતા હો તેમ લાગતું નથી."

અતુલે કહ્યું,—"દેવળમાં? હાં, જાઉં છું જતો. દર વરસે ક્રિસ્ટમસને દિવસે જાઉં છું."

મિસ રોય હસીને બોલી,—"જે લોકો રવિવારે બે વખત દેવળમાં જતા નથી, અને માત્ર એક જ વખત જાય છે, તેમને ગ્લેડ્સ્ટન શ્લેષમાં oncer [ એકવખતીઆ ] કહેતો હતો. પણ તમે તો એથી ય આગળ once-a-yearer [ વર્ષે એકવખતીઆ ] દેખાઓ છો."

અતુલે કહ્યું,—"આત્માના ઉદ્ધાર માટે જ ને દેવળમાં જવાનું? પણ, મને આત્મા છે કે નહિ એ વિષે મને ગંભીર સંદેહ છે, મિસ રોય. તેથી દેવળમાં જવાની તમન્ના થતી નથી."

લીલાએ કહ્યું,—"આપનો આત્મા બીજાને કબજે તો નથી પડ્યોને?"

"એમ હોત તો તો સમજત કે ગમે ત્યાં ય પણ એ છે. પરંતુ જેમના આત્મા બીજાના કબજામાં પડ્યા છે તેમને તો હું નિયમિત દેવળમાં જતા જોઉં છું."—આમ કહી અતુલે હેમચંદ્ર તરફ વક્ર દૃષ્ટિપાત કર્યો. હેમે જાણે તેનું બોલવું સાંભળ્યું ન સાંભળ્યું કર્યું. કુમારી લીલાના ગાલ કાનના મૂળ સુધી લાલચોળ થઈ ગયા. પરંતુ પળ વારમાં જ તેણે મન કાબુમાં લઈ લીધું. તે બોલી;—"અહીં ઊભા રહીને શું કામ છે?—ચાલોને જરા ફરીએ."

અતુલે બંનેનાં મોં તરફ સસ્મિત ભાવે નજર કરી લીધી. પછી હેમ તરફ જોઇ બોલ્યો, "આભાર! હું નડતર નહિ બનું ને!"

હેમે જવાબ દીધો,—"બિલકુલ નહિ."

ત્રણે જણ વાતો કરતાં બાગમાં ફરવા લાગ્યાં. હેમ અને અતુલ બે બાજુએ, મિસ રોય વચમાં. હિંદુસ્તાનની ઘણી વાતો નીકળવા માંડી. અતુલે કહ્યું,—"મિસ રોય, હિંદુસ્તાન જોવાની તમને ઇચ્છા નથી થતી?"

"ન કેમ થાય? બહુ ય થાય છે. નાનપણમાં હું કલકત્તા હતી, તે કંઇક ઝાંખું ઝાંખું મને યાદ રહી ગયું છે. મેં હિંદુસ્તાનનું કુદરતી સૌન્દર્ય–

નદી, વન, પહાડ એમાંનું કશું ય જોયું નથી. એ બધું જોવાની મને બહુ ઇચ્છા થાય છે. ઠીક, પણ હિંદુસ્તાનમાં કયાં કયાં સુંદર ફૂલ થાય છે, થોડાંક નામ દો જોઇએ."

અતુલે કહ્યું,—"જાઇ, જુઇ, ગંધરાજ, બકુલ, ટગર—"

હેમે કહ્યું,—"કુમુદ, પોયણાં, કેતકી, કમળ, કામિની—"

મિસ રોય બોલી,—"કામિની? એ કઈ જાતનું ફૂલ છે?"

અતુલે કહ્યું,—"નાનું સરખું સફેત ફૂલ છે, રાતે ઊઘડે છે, સુગંધ બહુ ઓછી પણ બહુ મનોહર—તેથી કામિની અર્થાત્ Lady Flower કહે છે."

લીલાએ કહ્યું,—"Lady Flower? કેવું સુંદર નામ છે?'

'વારુ, મિત્ર, આ દેશનાં અને આપણા દેશનાં ફૂલોમાં ભેદ શું?"

અતુલે કહ્યું,—"તમારા પ્રશ્નનો ઉત્તર આપું તે પહેલાં ખરા દીલથી તમને ધન્યવાદ આપું છું કે તમે હિંદુસ્તાનને સ્વદેશ કહો છો."

લીલાએ કહ્યું,—"જરૂર, મારા પિતા બંગાળી છે. મારો પોતાનો જન્મ હિંદુસ્તાનમાં થયો છે. હું એ દેશને સ્વદેશ નહિ સમજું તો બીજા ક્યા દેશને સમજીશ? હું તો પ્રવાસિની છું."

અતુલે કહ્યું,—"પ્રભુ કરે ને આ હિંદુસ્તાનની પુત્રીને એક દિવસ હું હિંદુસ્તાનમાં જ જોવા ભાગ્યશાળી થાઉં." પછી હેમ તરફ જોઇ બોલ્યો, —"તું મારી સાથે આ ભાવનામાં મળતો થાય છે ને હેમ?"

હેમે કહ્યું,—"ચોક્કસ,"—પરંતુ તેનો સ્વર અતુલના જેવો હાસ્ય-વિકસિત નહોતો, જાણે અપરાધી જેવો હતો.

અતુલ બોલ્યો,—"તમે પૂછો છો, આ દેશનાં ને હિંદુસ્તાનનાં ફૂલોમાં તફાવત શું? આ દેશનાં ફૂલ મોટે ભાગે ચટકદાર હોય છે, પણ એમાં સુગંધ હોતી નથી. હિંદુસ્તાનનાં ફૂલ દેખાવમાં એટલાં મોહક નહિ હોય,—પણ સુગંધથી ભરપુર હોય છે! એવી મધુર સુગંધ આ દેશનાં એકે ફૂલમાં નથી."

મિસ રોયે કહ્યું,—"કેમ, વાયોલેટસ, લિલિઝ ઓફ ધી વેલી?"

"અમને તો પસંદ આવતાં નથી. તમે એક વખત હિંદુસ્તાનનાં ફૂલ સુંઘો પછી તમનેય આ નહિ ગમે."

એવામાં કુમારી રોયે ઘડિયાળ જોઈ કહ્યું,—"એક વાગ્યો છે. આજે અપ્યાહ્ન ભોજન અમારે ત્યાં લેવા મિસ્ટર દત્તે સ્વીકાર્યું છે. મિસ્ટર મિત્ર, —તમને પણ, હું બહુ દીલગીર છું કે મા અહીં નથી, નહિ તો દબાણ કરીને કહેત; પરંતુ મને ખાતરી છે કે તમે પણ જો આવશો તો માને બહુ આનંદ થશે."

અતુલે કહ્યું,—"બહુ ઉપકાર, મિસ રોય—પરંતુ આ વખતે તો મને માફ કરો."

"હેમે કહ્યું,—"ચાલ ને, ખાઈ કરી સાંજે સૌ મળી ઠીક જમાવાશે. મિસ રોય કંઈક ગાશે."

મિસ રોયે કહ્યું,—"મિસ્ટર મિત્રને મારૂં ગાયન બિલકુલ ગમતું નથી તો."

અતુલે કહ્યું,—"ગમે કે નહિ તે હેમને પૂછી જુઓને! પણ—"

ખોટી રીસથી હોઠ ફુલાવી લીલા બોલી,—"ગમે છે—'પણ'— તમારૂં "પણ" વાળું ગમવું મારે જોઇતું નથી—જવા દો."

અતુલે કહ્યું—"તમારા ગાયન માટે 'પણ' નથી કહેતો, પણ આજે રવિવાર છે. તમારૂં કુટુંબ ખુબ ચુસ્ત છે. રવિવારે પાનાં પણ ન રમે, અને ભજન સિવાય બીજું કંઇ ગાવામાં પાપ સમજે. રવિવાર સિવાયના કોઇક દિવસે તમારૂં ગાયન સાંભળવા આવીશ. બાર્નોસનાં લખેલાં કેટલાંક પ્રેમગીત ગાશો તો ઉપકાર થશે. અંગ્રેજી અને સ્કોચ સૂરમાં કેવો અદ્‌ભુત તફાવત છે! અંગ્રેજી સૂર સાથે બંગાળી સૂરનો મુદ્દલે મેળ ખાતો નથી, પરંતુ સ્કોચ સૂર સાંભળીએ છીએ ત્યારે બંગાળી રાગરાગણી યાદ આવે છે! બાર્નોસનાં ગાયન પર હું તો મુગ્ધ છું."

લીલા બોલી—"બાર્નોસનાં કયાં કયાં ગાયન તમને વધારે ગમે છે!"

"કેટલાં ગણાવું? એવાં તો ઘણાંય છે! પેલું—

yy banks and braes o' bonnie Doon.

કેવો સરસ સૂર છે—બરાબર જાણે બંગાળી જેવો."

હેમે કહ્યું—"જાણો છો મિસ રોય, આપણા દેશના એક કવિએ બરાબર આવાજ સૂરમાં આ જ ભાવનું એક બંગાળી ગીત લખેલું છે."

મિસ રોયે કહ્યું—"કયું ગીત છે, કહો તો ખરા."

"તમે તો બંગાળી સમજતાં નથી."

"તો પણ જરા સાંભળું."

હેમ મૃદુ સ્વરે ગણગણુ કરી ગાવા લાગ્યો—

"ફૂલે ફૂલે ઢલે ઢલે બહે કિબા મૃદુ વાય;
તટિની હિલ્લોલે તુલે કલ્લોલે બહિરે જાય.
પિક કિબા કુંજે કુંજે કુહુ કુહુ કુહુ ગાય,—
ના જાનિ કિસેર લાગિ પ્રાણ કરે હાય હાય×"

બાર્નોસનો જ પ્રસિદ્ધ સૂર? એ સાંભળી મિસ રોયથી રહેવાયું નહિ—ગણ ગણ કરતાં હેમની સાથે એ સૂર પુરાવવા લાગી ગઈ.

ગીત પુરું થતાં અતુલે કહ્યું,—"રવિવારે તમે લોકો પ્રેમનું ગાયન ગાઓ છો?"—આમ કહી ખૂબ હાસ્ય કરી, ટોપી ઉતારી અતુલે વિદાય લીધી.

બીજો પણ એક માસ વીતી ગયો છે. સાંજ પડવા ટાણે અતુલ અને હેમ કપડાં પહેરી બહાર નીકળી પડયા. આજે મિસિસ રોયે તેમને નિમંત્રણ આપ્યું છે. બે માસ એડિનબરોમાં ગાળ્યા પછી, આવતી કાલે

× શ્રી. રવીન્દ્રનાથ ટાગોર

બપોરે દસની ગાડીમાં તેઓ લંડન પાછાં જવાનાં છે. તેથી આજે સાંજે વિદાયભોજન છે.

તે દિવસે બીજા કોઇને નિમંત્રણ નહોતું. મિસિસ રોયનો પુત્ર અને બીજી પુત્રી પણ બહાર ગયેલાં હતાં.

ભોજન સમાપ્ત થયા પછી સૌ આવી ડ્રોઈંગ રૂમમાં બેઠાં. મિસિસ રોયે કહ્યું,—"મિસ્ટર દત્ત, કલકત્તામાં અમારાં જે સંબંધીઓ છે, એમનાં બાળકો માટે મેં કેટલીક જાતની ચીજો બનાવરાવી છે. તમને એનું એક પારસલ કરી આપું, તો એ લઈ જઈ તમે તેમને આપી આવશો?"

"જરૂર, બહુ ખુશીની સાથે. એમાં શું?"

"તમને કંઇ અગવડ તો નહિ પડેને?"

"બિલકુલે નહિ."

"તમે કયા મહિનામાં લંડનથી ઉપડવાના છો?"

"નવેમ્બર મહિનામાં."

"ત્યારે તો હજી ત્રણ મહિના છે. ઉપડતાં પહેલાં એકાદ વખત એડિનબરો નહિ આવો?"

"ઇચ્છા તો છે. આ બે મહિના તમે મારા તરફ જે આદર—સદ્ભાવ બતાવ્યાં છે, તે જોતાં, ઉપડતા પહેલાં જો તમને એકાદ વખત પણ મળ્યા વગર જાઉં, તો કૃતઘ્ન કહેવાઉં."

મિસિસ રોય બોલ્યાં: "તમે આવો વિચાર કરો છો એ જાણી મને બહુ આનંદ થાય છે.

કુમારી લીલા આજે સુંદર કપડાંમાં સજ્જ થઇ છે. પરંતુ તેના હૃદયમાંથી આનંદ જાણે ક્યાંક ઊડી ગયો છે. કદી કદી હસે છે, પરંતુ એ ખેંચી આણેલું હાસ્ય પકડાઇ આવ્યા વગર રહેતું નથી.

અતુલે કહ્યું,—"આજે મિસ રોયનાં કંઇક સુંદર ગીત સાંભળતા જવાની ઇચ્છા છે."

મિસ રોય બોલી,—"ભલે, પણ તમારે પણ આજે ગાવું પડશે."

"જેને ગાતાં આવડતું હોય તેને કહો. હેમ ગાશે."

"એ તો ગાશે જ તો. પરંતુ આજે તમને ગવડાવ્યા વગર છોડવાની નથી."

કુમારી લીલા પિયાનો વગાડવા બેઠી. એક—બે—ત્રણ—ઘણાં ગીતો ગાયાં. પછી હેમે એક બંગાળી ગીત ગાયું.

અતુલે કહ્યું,—"મિસ રોય, તમારું Bonnie Prince charlie નું ગાન જરા સંભળાવોને."

ઇંગ્લેન્ડના ઇતિહાસમાં જેને Young Pretender કહે છે, તેને સ્કોટલેન્ડમાં આજે પણ Bonnie Prince Charlie નામે સૌ ઓળખે છે. આજે પણ એ દેશમાં એવા લાખો માણસો છે, જેઓ માને છે કે Prince Charlie જ તેમનો સાચો રાજા હતો;—અત્યારે તેના વંશનો જો કોઇ કયાંય પણ હોય, તો તે જ સ્કોટલેન્ડની ગાદીનો કાયદેસર અધિકારી છે. પણ દરરોજ સ્કોટલેન્ડનાં ખેતરોમાં, નદી તીરે, પર્વત શિખરો પર, ને તળેટીઓમાં Bonnie prince Charlie વિષે સેંકડો ગાથાઓ ગવાઇ રહે છે.

મિસ રોયે પિયાનો પર બેસી જે ગીત ગાયું, તેની દરેક કડી પૂરી થતાં ધ્રુવ પદ આવે છે.—

Charlie's my darling–my–darling–my darling.

મિસ રોય સુંદર ભાવથી ધ્વનિની સાથે સમસ્ત હૃદય મિલાવી દઇ ગીત ગાતાં હતાં. જ્યારે ત્રીજી કડી પછી ધ્રુવ પદ પૂરું થયું, ત્યારે હળવી મજાક કરી અતુલે હેમને કહ્યું,—"I Say, Hem, wouldn't you like to be Charlie?"

હેમે ચૂપકીથી કહ્યું,—"ચૂપ કર"—કુમારી રોય આ સાંભળે એવો અતુલનો બિલકુલ ઇરાદો નહોતો, પરંતુ લીલાએ તે જ પળે પિયાનો ઉપર નજર ખસેડી લઇ થોડે દૂર બેઠેલા એ બંને જણા પર નજર કરી, અને

તરત જ તેના મોં પર રતાશ ચડી આવી. તેણે એકદમ ગીત બંધ કરી દીધું. આથી અતુલ બહુ શરમીંદો પડી ગયો.

હેમે પૂછ્યું,—"કેમ અટકી પડયાં?"

મિસ રોયે કહ્યું,—"ત્રણ કડીઓ તો ગાઇ, હવે કેટલું ગાઉં?"

હેમ અને અતુલ બાકીનું ગીત સંભળાવવા આગ્રહ કરવા લાગ્યા. ત્યારે મિસ રોયે હસીને ફરી ગાવાનું શરુ કર્યું, પરંતુ પહેલાં જેવો રસ જામ્યો નહિ. ગીતમાં પહેલાં જેવો પ્રાણ તે રેડી શકી નહિ. જાણે માત્ર તાલમેળ જાળવી રાખી ગ્રામોફોન વાગવા માંડયું!

ગીત પૂરું કરી મિસ રોયે કહ્યું,—"મિસ્ટર દત્ત, આજે તમારે ગાવું જ પડશે. કેમે કરી છોડવાની નથી."

અતુલ સમજ્યો કે હમણાં જ પોતે કરેલી ભૂલ મિસ રોયે માફ કરી છે. તેથી મનમાં અત્યંત આરામ પામી તે બોલ્યો,—"શું ગાઉં?"

હેમે કહ્યું,—"તારું કંઇક હાસ્યગાન ગાને."

"હાસ્યગાન? સાંભળીને પછી તમે હસશો તો?"

કુમારી લીલાએ કહ્યું,—"હસશું જ તો.! હસવાના ગાયનમાં હસીએ નહિ?"

અતુલે કહ્યું.—"તે કરતાં તો કોઈ કરુણરસનું ગાયન ગાઉં એ ઠીક. તમે લોકો હસો એ મારાથી સહન નહિ થાય. ગાયનથી નહિ, પણ મને ગાતાં આવડતું નથી તેથી તમે હસો છો એવું મને લાગશે. હું એક હતાશ પ્રેમનું—કરુણરસનું ગાયન ગાઉં છું."

મિસિસ રોય બોલ્યાં:—"તમે પોતે એવા એક હતાશ પ્રેમિક ન હો એવી હું આશા રાખું છું."

કૃત્રિમ દીર્ઘ નિશ્વાસ છોડી અતુલ બોલ્યો.—"હાં, મિસિસ રોય,—હું પણ એક હતાશ પ્રેમિક છું! એક દિવસ સમી સાંજે, એક બગીચામાં, મેં મારા હૃદયનો સમસ્ત પ્રેમ એક બાલિકાને અર્પણ કર્યો; પણ એની

નિષ્ઠુરપણે અવગણના કરી એ ચાલી ગઈ. એ દિવસથી મારું જીવન સ્મશાન સરખું થઇ ગયું છે."

કુમારી રોય બોલી,—"વાહરે! આ બનાવ કયાં બનેલો? અહીં કે લંડનમાં?"

"અહીં પણ નહિ અને લંડનમાં પણ નહિ. દેશમાં—દેશમાં, મિસ રોય. મારી ઉંમર ત્યારે દસ વરસની હતી—એની ઉંમર સાત વરસની હતી"—આમ કહી જાણે આંસુ લુછતો હોય તેમ અતુલે આંખે રૂમાલ ધર્યો.

સાંભળીને સૌ ખડખડ હસવા લાગ્યાં. કુમારી રોયે કહ્યું—"રૂમાલ નીચોવી નાખો—નીચોવી નાખો; આંસુથી ખૂબ ભીંજાઈ ગયો છે."

અતુલે કોરો રૂમાલ લઈ જોરથી નીચોવવા માંડયો.

મિસીસ રોય બોલ્યાં,—"કયાં, મિસ્ટર મિત્રનું ગાયન કયારે થવાનું? વાતોમાં ને વાતોમાં મૂળ વાત તો ભૂલી જઇએ છીએ."

લીલા બોલી,—'હાં, મિસ્ટર મિત્ર, ગાઓ.'

અતુલે પછી પિયાના પાસે બેસી જે ગીત ગાયું તેનો ભાવ આવો હતોઃ—

બોલિયો નાયક, અશ્રુભરી આંખ.—આવજે—આવજે—બાલા!
હવે ન આવશે, આ અભાગી કદી દાખવવા દિલ જ્વાલા.
કે' દિવસોની રે! આશાલતા મારી છિન્ન થઈ પડી આજ,
મોઘો ગણેલો તે ધૂળ થયો મારો વાસના, કુસુમસાજ!
નૈન સુકોમળ, પાતળી કમર, મુખડે મીઠડું હાસ,
કોણ રે! જાણતું, ભીતર આવડો હોશે હલાહલત્રાસ!
આજ થકી મારું જીવન આગમાં થાશે બળીઝળી ખાખ—
રાત દહાડો કેમ જાશે સહ્યું દુઃખ—ફાગણ ને વૈશાખ!
ઓચરી નાયિકાઃ—કઠોર દુઃખ આ ટકે નહિ ચિરકાળ,
સર્વરોગહર બિચાલપિલ્સ જો સેવો તમે તત્કાળ!

ગાયન સાંભળી મા દીકરીનું હસવું બંધ રહે જ નહિ. "Dear, oh dear!" હસવાનું મોજું બંધ થતાં હેમ બોલ્યો, "એક વખત એક દેવળવાળા સાથે, બિચાલ કંપનીએ કેવી ચતુરાઈ લડાવી હતી એ નો ખબર હશે."

મા—દીકરીએ કહ્યું,—"ના—શું થયું હતું?"

"કોઈ એક ગામડામાં એક Dissenting chapel હતું.—એ લોકો ઉપાસના તથા સંગીતમાં ચાલતી આવેલી રૂઢિ પ્રમાણે ચાલતા નહિ. તેમણે પોતાને મનગમતી એક ભજનોની ચોપડી પણ છપાવેલી હતી. દર રવિવારે ઉપાસના વખતે દરેક જણને એ ચોપડી આપવામાં આવતી. વખત જતાં ચોપડીઓ ફાટી ગઈ, પરંતુ એ દેવળની એવી આર્થિક સ્થિતિ નહોતી કે એ ચોપડી ફરીથી છપાવે. એ વાતની ખબર પડવાથી બિચાલ કંપનીએ કહ્યું—

"લાવો, અમે છપાવી આપીએ છીએ; પણ ચોપડીમાં અમારી દવાઓની થોડી થોડી જાહેર ખબર આપીશું. ચર્ચના ડીકનોએ વિચાર કર્યો કે પૂંઠા પર કે છેવટનાં પાનાં પર એમની થોડી જાહેર ખબર આવશે તો એથી શું બગડી જવાનું છે?—આપણને તો ચોપડીઓ મફત મળે છે. તેમણે ઉપકાર સાથે સંમતિ જણાવી. ચોપડીઓ છપાઇને આવી ગઈ. પહેલો દિવસ છે. ઉપાસના વખતે એ ચોપડીમાંથી એક ભજન ગવાય છે. ઉપાસકો સૌ એક સુરે ભજન ગાઇ રહ્યા છે. ઇસુ ખ્રિસ્તના મહિમાનું ગાન કરતાં કરતાં એકાએક ભજનની છેલ્લી કડીમાં બિચાલની પીલ્સનો ગુણાનુવાદ ગવાઈ ઊઠ્યો. ગાવાનું બંધ થઇ ગયું. આખા દેવળનાં સૌ અવાક થઇ ગયાં. ત્યારે ખબર પડી કે ચોપડીમાં દરેક ભજનને છેડે પીલ્સની પ્રશંસાની એકેક કડી નવી બનાવી જોડી દેવામાં આવી હતી."

ફરી હાસ્ય છવાઈ રહ્યું. વળી એક બે ગીત થયા પછી મિસિસ રોય બોલ્યાં—'મિસ્ટર મિત્ર, મારૂં એક કામ કરશો?"

"ફરમાવો, સેવક તૈયાર છે."

"મિસ્ટર દત્તની સાથે કલકત્તા જે ચીજો મોકલવાની છે, તે નીચે રસોડામાં છે. એ પેક કરવામાં મને મદદ કરશો ?"

"ઓહો ! એમાં શું ? ખુશીથી. ચાલો."

"ચાલો ત્યારે. મિસ્ટર દત્ત, મને અડધાક કલાક માટે માફ કરશો. લીલા, તું એટલો વખત એક બે ગીત સંભળાવી મિસ્ટર દત્તને આનંદ આપ."—આમ કહી બંને જણ બહાર નીકળી ગયાં.

હેમની સાથે એકલી પડતાં જ લીલાનો હાસ્ય વિનોદ કોણ જાણે ક્યાં ઊડી ગયો. તે મૂંગી મૂંગી માથું નીચું ઢાળી ગાયનની ચોપડીનાં પાનાં ઉલટાવવા લાગી. હેમ તેને કંઇ કહે તો તે માથું ધુણાવીને, હા—ના—એક અક્ષરમાં જવાબ દઇ દેવા લાગી.

કુમારીનો આ જુદો જ ભાવ જોઇ હેમ બોલ્યો:—"તમે આજે ગાઇ ગાઇને બહુ થાકી ગયાં છો. ખરેખર, અમે બહુ સ્વાર્થી છીએ. પોતાના આનંદ ખાતર અમે તમને બહુ દુઃખ દીધું છે."

લીલા જરા ક્ષીણ હાસ્ય કરી બોલી,—"તો તમે હવે એક બે ગીત ગાઇ સામાને આનંદ આપો, એટલે તમારી આત્મગ્લાનિ ઓછી થઇ જશે."

હેમે કહ્યું,—"શું ગાઉં ? બંગાળી કે અંગ્રેજી ?"

"બંગાળીમાં મને શું સમજાશે ? અંગ્રેજી ગાઓ."

હેમે પછી પિયાનો લઈ બાર્નોસનું લખેલું "My love is like a red red rose." નામે પ્રખ્યાત ગીત ગાયું.

મારો મારો એ પ્રેમ, રાતૂડા ગુલાબ જેવો.

ગાયનની છેલ્લી બે કડીઓ—હેમ ફરી ફરીને ગાવા લાગ્યો—

બાર્નોસનો સૂર જાણે રહુ રહુ થઇ જઇ આખા ઓરડામાં ઘૂમી રહ્યો.

ગીત પૂરું થતાં હેમે જોયું કે મિસ રોય બારી આગળ ઊભી રહી

બરાબર જોઈ રહી છે, હેમ ધીરે ધીરે તેની પાસે જઇ બોલ્યોઃ—"બહુ ગરમી લાગે છે કે શું?"

"ના, ચંદની સરસ ખીલી છે, તે જરા જોઉં છું."

હેમે કહ્યું: "આ તે કંઈ ચાંદની છે! ચાંદની ક્યાંય ખીલતી હોય તો માત્ર હિંદુસ્તાનમાં! એ ચાંદની જોવાની તમને ઇચ્છા થતી નથી?"

મિસ રોયે કહ્યુંઃ—"ન કેમ થાય!"

હેમે કહ્યું:—"મિસ રોય, ઘણા દિવસથી તમને એક વાત કહું, કહું એમ થાય છે પણ કહી શક્યો નથી. મેં જે દિવસથી તમને જોયાં છે તે જ દિવસથી હું તમને ચાહું છું. હું તમને કેટલો ચાહું છું એ તમે નથી જાણતાં. મારા જેવા અયોગ્ય માણસને તમે પતિ તરીકે સ્વીકાર કરશો? આજે મારૂં હૃદય તમારા પગ આગળ ધરૂં છું, તમે શું લાત મારશો?"

મિસ રોય મૂંગી મૂંગી બહાર જોઈ રહી. તેની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. હેમ સમજ્યો કે તેની ઇચ્છા પૂર્ણ થશે. તેણે તેની કમરે હાથ વિંટાળી તેને પાસે ખેંચી લીધી. મિસ રોયે પોતાનું આંસુ ચૂમતું મોં હેમના ખભા પર ઢાળ્યું. હેમે કહ્યુંઃ—"મિસ રોય—લીલા—કહે, મને સુખી કરીશ? હિંદુસ્તાનની દીકરીને હિંદુસ્તાન પાછી લઇ જવાનું સૌભાગ્ય શું મને નહિ દે? કહે હા, કહે—હા."

અશ્રુભર્યા સ્વરથી લીલા બોલી—"હા."

હેમે પછી લીલાનું મોં ઊંચું કરી પ્રેમથી આંસુ લૂછી નાખ્યાં. પછી, પ્રિયાના અધર પરથી પ્રેમનું પ્રથમ પુષ્પ પોતાના અધર વડે ચૂંટી લીધું.

અરધો કલાક થયો. બહાર પગરવ સંભળાવા લાગ્યો. બારણું ઉઘાડી મિસિસ રોય અને અતુલ અંદર આવ્યાં.

હેમ, લીલાના હાથમાં હાથ ભેરવી હસતે મુખે, ધીરે ધીરે આગળ આવી બોલ્યોઃ— 'મિસિસ રોય, હમણાં જ આપની પુત્રીએ મને પતિ તરીકે સ્વીકારવા સંમતિ આપી છે. અમને આશીર્વાદ આપો."

આ શબ્દો સાંભળી મિસિસ રોય થોડી વાર શાંત ઊભાં રહ્યાં. તેમના મોં પર હાસ્ય ફુટી નીકળ્યું, આંખો ઉભરાઇ આવી.

અતુલ એ સાંભળતાં જ બંને હાથ વીંઝતો ઠેકડો ભરી બોલી ઊઠયો, —"ના, ના, એને આશીર્વાદ ન આપતાં!"

અતુલનો રંગભંગનો વિષય સૌ સમજતાં હતાં. મિસિસ રોયે હસીને પૂછયું,—"છે શું? શું થયું છે?"

અતુલ ઉશ્કેરાયેલા અવાજે બોલ્યો:—"મિસિસ રોય, હેમને જ પૂછી જુઓને, જહાજ ઉપડતાં પહેલાં જ toss up થયું હતું—મારી જ જીત થઇ હતી. મિસ રોયને પરણવાનો મારો જ હક છે. કેમ હેમ, બોલતો નથી!"

હેમ અને લીલા મંદ મંદ હસવા લાગ્યાં.

મિસિસ રોયે કહ્યું:—"પરંતુ તમે કયાં લીલાની સાથે સંવનન કર્યું છે!"

અતુલ ગરદન વાંકી કરી, ગાલ ઉપર એક આંગળી વાંકી રાખી વિચાર કરી બોલ્યો,—"ખરી વાત, એ જ મારી મોટી ભૂલ થઇ છે. કથામાલાના સસલા અને કાચબા જેવી વાત થઇ! ઊંઘમાં પડી મેં હાર ખાધી. ભલે ભાઇ, ભલે. હેમ જીત્યો! તારૂં કલ્યાણ થાવ—' કહી હેમનો હાથ પકડી તેણે ભયંકર રીતે ખખડાવી નાખ્યો.

દસ હજાર માઇલ નહિ—ચારસો માઇલ વટાવીને હેમ બે માસ પછી ફરી લંડનથી એડિનબરો પાછો આવ્યો. શુભ મુહુર્તે શુભ લગ્ન સમાપ્ત થઇ ગયાં. અતુલ એ લગ્નમાં 'અણુવર' થયો હતો એ કહેવાની જરૂર છે!

## આખરે મોચીના મોચી

ઉન્હાળાના દિવસો છે. બારીન્દ્રનાથ સાંજનું વાળુ કરીને બેઠા છે. આઠ વાગી ગયા છે. પરંતુ હજી પણ લંડનમાં દિવસનું અજવાળું સ્પષ્ટ દેખાય છે. જુન મહિનામાં રાતના નવ વાગ્યા પહેલાં અંધારૂં થતું નથી.

બારીન્દ્રનાથ બેજવાયરમાં રહેતો, કાયદાનો અભ્યાસ કરતો—કાયદાનો અભ્યાસ કરવા માટે તો તેના કાકાએ તેને વિલાયત મોકલ્યો હતો ! તેને અહીં આવ્યે બે વરસ થયાં છે,—પરંતુ હજી સુધી એકે પુસ્તક ખરીદવાનો કે કાયદાનું લેકચર સાંભળવા જવાનો તેને વખત મળ્યો નથી. હમણાં તેણે એક ભીષણ પ્રતિજ્ઞા કરી છે કે આ વખતે દેશથી રૂપિયા આવતાં જ એકાદ બે કાયદાની ચોપડીઓ ખરીદ કરી લેવી, અને ઉન્હાળાની રજાઓ પૂરી થઈ ટર્મ શરૂ થતાં જ રીતસર લેકચર સાંભળવા જવું. વધારે તો શું કહેવું, પણ આજે બે અઠવાડિયાં થયાં એ નાટક સુદ્ધાં જોવા ગયો નથી અને ગયા રવિવારે મિસ મૅનિંગને જઇને મળી આવ્યો પણ છે.

લેન્ડલેડી આવીને ટેબલ સાફ કરવા લાગી. સિગારેટ મોંમાં રાખી બારીન્દ્રે કહ્યું :—

"મિસિસ બ્રાઉન !"

"કેમ સાહેબ ?"

"મને દસ શિલિંગ ઉછીના આપી શકશો ?"

કપડાથી હાથ લૂછતાં લૂછતાં મિસિસ બ્રાઉને કહ્યું,—"દસ શિલિંગ? મિસ્ટર ચેટરજી, બહુ દીલગીર છું. મારી પાસે સિલીકમાં હાલ કંઈ નથી. ત્રણ અઠવાડિયાંથી આપનું બીલ ચુકવાયા વગર બાકી પડી રહ્યું છે—એથી તો મારે કેવી ય મુશિબતે જેમ તેમ નભાવવું પડે છે. દૂધવાળી પૈસા લેવા આવેલી, તેને ત્રણ વખત પાછી કાઢી. માંસવાળાને—"

બારીન્દ્ર તેને બોલતી અટકાવી બોલી ઊઠયો,—"મિસિસ બ્રાઉન!"

"જી!"

"એવું બધું મને કહેવાની શી જરૂર છે? જુઓ, આ અઠવાડિયે દેશથી મારા રૂપિયા આવવાના છે. તેય રૂપિયો રડો નહિ. પણ વીસ પાઉંડ આવવાના છે. માન્યામાં ન આવતું હોય તો મારા ઘરનો આ કાગળ વાંચી જુઓ."

આમ કહી, ગજવામાંથી એક બંગાળીમાં લખેલો કાગળ કાઢી બારીન્દ્રે ગર્વપૂર્વક મિસિસ બ્રાઉન તરફ ફેંકયો. પછી હોઠ દાબી મરક મરક હસવા લાગ્યો.

મિસિસ બ્રાઉન કાગળ લઈ બત્તી આગળ ધરી, આમતેમ ઉલટાવી ફેરવી બે મિનિટ સુધી જોઈ રહી. છેવટે બોલી,—

"આ કઈ ભાષા છે, મહાશય?"

"કઇ ભાષા શું? બાંગલા—બાંગલા—વાંચતા આવડે છે કે?"

"બાંગલા? Dear me!—તે મને ક્યાં બાંગલા આવડે છે મહાશય?"

"બાંગલા નથી આવડતું?"

"ના, મિસ્ટર ચેતરજી."

"I see! મેં તો ધારેલું કે તમને બાંગલા આવડતું હશે. ઠીક, તો રહો, એનું અંગ્રેજી કરી વાંચી સંભળાવું."

આમ કહી, બારીન્દ્ર ઊઠીને લેન્ડલેડીની પાસે ગયો. કાગળ હાથમાં લઈ ઉપર નીચે નજર નાખી બોલ્યો,—

"આ જુઓ—આ લખેલું રહ્યું—'અહીં બહુ ગરમી પડે છે. બરફ રૂપિયાનો એક રતલ મળે છે.' જોયુંને?"

બારીન્દ્રે કહ્યું,—"એનું હવે આ અંગ્રેજી કરૂં છું—I am sending you twenty pounds next week ('આવતે અઠવાડિયે વીસ પાઉન્ડ મોકલું છું.')—કેમ, હવે તો વિશ્વાસ આવ્યોને? જાઓ ત્યારે, તમારી પાસે ના હોય તો તમારા પતિ પાસેથી ઉછીના લાવી આપો. આવતે અઠવાડિયે કેવો એકી સાથે ભારે રકમનો ચેક મળશે!"

મિસિસ બ્રાઉન કંઈક વિચારમાં પડી. છેવટે તેણે કહ્યું,—"હમણાં જ જોઈએ છે શું? કાલ સવારે આપું તો નહિ ચાલે?"

બારીન્દ્ર પ્રબળ ભાવથી માથું હલાવી બોલ્યોઃ "The idea! તમે તે કેવી વાત કરો છો! જુઓ, વાત એમ છે કે આજે રાતે નવ વાગે મિસ મિનિંગની Soiree (સોયરી)માં મને નિમંત્રણ મળેલું છે. હવે તમે જ કહો, હું સંધ્યાપોશાક પહેરી સાધારણ માણસની પેઠે ઓમ્નિબસમાં બેસી જાઉં એ શોભે ખરૂં? કેબ વગર કંઈ ચાલે?"

"ક્યાં જવાનું છે, મહાશય?"

"મિસ મૅનિંગની 'Soiree' માં. 'Soiree' (સોયરી) કોને કહે છે, ખબર છે?"

"આજે પહેલી જ વાર નામ સાંભળું છું."

"ઇવનિંગ પાર્ટી સાંભળ્યું છે કે નહિ? બસ એ જ. ફારસીભાષામાં એને "સોયરી" કહે છે."

વિસ્મય પામી મિસિસ બ્રાઉન બોલીઃ "Dear me! ઓહો!"

"જાઓ, હવે જાઓ જાઓ. હું એટલામાં સંધ્યાપોશાક પહેરીને આવું છું."

"ઠીક, જાઉં છું."

"અને આ મારા બેઠકના ખંડમાં થોડીક બિસ્કીટ અને સહેજ વ્હીસ્કી મૂકી રાખજો. ત્યાં સુંદર યુવતીઓ સાથે પ્રેમાલાપ કરીને આવીશ, એટલે બહુ થાકી ગયો હોઇશ. અને ભૂખ પણ ખૂબ જ લાગી હશે, સમજ્યાં?"

"ઠીક, મૂકી રાખીશ."

મિસિસ બ્રાઉન ચાલી ગઈ. બારીન્દ્ર પણ ગણગણતો ગણગણતો, સંધ્યાપોશાક પહેરવા માટે શયનખંડમાં દાખલ થયો.

૨

રાતના નવ વાગ્યા પછી બારીન્દ્રનાથની કૅબ આવી ઇમ્પીરિયલ ઇન્સ્ટિટયુટ આગળ ઊભી રહી.

આ એક ઘણું જ વિશાળ મકાન છે એના ભાગ પણ ઘણા છે, અને હૉલ પણ અનેક છે. "જહાંગીર—હોલ" માં મિસ મેનિંગની સંધ્યા-સભા મળી છે. મિસ મેનિંગ વખતોવખત આવી સંધ્યાસભા બોલાવે છે. તે વખતે લંડનમાં રહેતા તમામ હિંદીઓને અનિમંત્રણ અપાય છે. હિંદહિતૈષી તે દેશનાં પણ ઘણાં સ્ત્રીપુરૂષોને નિમંત્રણ આપવામાં આવે છે. આમોદ-પ્રમોદની પણ ઠીક ઠીક વ્યવસ્થા હોય છે. આ સભાનો હેતુ, હિંદીઓની સાથે ત્યાંના વિશિષ્ટ સમાજનો પરિચય કરાવવાનો હોય છે.

કૅબમાંથી ઉતરી બારીન્દ્રનાથ ઉપર ચડી ગયો. નિસરણી પરથી જ ઝોકાર અજવાળું તેને દેખાવા લાગ્યું. સ્ત્રીપુરૂષોના મૃદુ આલાપપ્રલાપનો ગુંજનધ્વનિ પણ તેને સંભળાવા લાગ્યો. અંદર જઈ જોયું તો આ વિશાળ હોલ ચિકાર ભરાઈ ગયેલો હતો. રમણીઓના પોશાકની ટાપટીપ ને સફાઇ આંખને આંજી નાંખે તેવી હતી. જોયું તો એક જગાએ એક હિંદુ મહા-રાજા, પોતાના દેશી પોશાકમાં બનીઠનીને કેટલાંક સ્ત્રી પુરૂષો સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા. બીજે, હિંદુસ્તાનના એક રજા પર ગયેલા લેફ્ટેનેન્ટ ગવર્નર, એક પારસી ગૃહસ્થ અને તેની સ્ત્રી સાથે હાસ્યવિનોદ કરી રહ્યા હતા. ઘણાખરા માણસો ઊભા ઊભા વાતોચીતો કરતા હતા—અહીંતહીં આંટા મારતા પણ ફરતા હતા. ક્યાંક ક્યાંક મખમલની કેટલીક ગાદીઓ પણ બિછાવેલી હતી—કોઇ કોઇ ત્યાં જઇને પણ બેઠાં હતાં.

બારીન્દ્રે પ્રવેશ કરી પહેલાં તો મિસ મૅનિંગની તપાસ કરવા માંડી. થોડીવારમાં, હોલના એક ખૂણે તેમને જોતાં, તેમની પાસે જઈ તેમને વંદન કર્યાં. મિસ મૅનિંગે એક કાળા રંગનું વસ્ત્ર પહેરેલું હતું. તેમનું મુખ-

મંડળ પ્રશાંત, પ્રફુલ્લ, અને હાસ્યથી ચમકતું હતું. તેમના સફેદ વાળનાં ઝુલ્ફાં વિજળીના પ્રકાશમાં અપૂર્વ શોભા ધારણ કરતાં હતાં.

બારીન્દ્રની સાથે હાથ મિલાવી તેમણે કહ્યું:—"તમને આવેલા જોઈ બહુ ખુશી થાઉં છું" બીજી પણ બે ચાર સ્નેહાળ વાતો કરી તેમણે બારીન્દ્રને કેટલાંક સ્ત્રી પુરૂષો સાથે પરિચિત કરી દીધા.

બારીન્દ્રે ઊભા ઊભા તેમની સાથે કેટલીક મિનિટ-વાતો કરી. એવામાં હૉલમાં એક ખૂણેથી સીતાર ઝણઝણી ઉઠી. કોઇએક અંગ્રેજ તરૂણી, સર એડવિન આર્નોલ્ડે રચેલો એક હિંદુસ્થાની કવિતાનો અનુવાદ તાલઆલાપથી ગાઇ રહી હતી.

અહીંતહીં ફરતાં ફરતાં બારીન્દ્રે પોતાના એક મિત્ર ભુવનચંદ્ર દત્તને કોઈ એક વૃદ્ધ અંગ્રેજ બાઈ સાથે વાતો કરતો જોયો. બારીન્દ્રને જોઈ તેણે તરત જ તેને એ બાઈ આગળ પરિચિત કરી દીધો,: "મિસ્ટર ચેટરજી—મિસ ટેમ્પલ."

મિસ ટેમ્પલ એક ગાદી પર બેઠાં હતાં. તેમણે બારીન્દ્રને કહ્યું,—"આવો,—અહીં બેસો."

બારીન્દ્રે બેસીને કહ્યું:—"આપ ક્યારનાં આવ્યાં છો?"

"અડધોક કલાક થયો હશે. આપનું નામ શું? મને તો બરોબર યાદ રહ્યું નહિ."

બારીન્દ્રે કહ્યું,—"મારૂં નામ ચેટરજી."

"ચેતરજી? ચેતરજી? ચટ્ટોપાડિયા? આપ બ્રાહ્મણ છો?"

"હાસ્તો. આપ બધું જાણતાં લાગો છો."—આમ કહી બારીન્દ્રનાથે હાસ્ય કર્યું.

મિસ ટેમ્પલ તેનું કૌતુકહાસ્ય મુદ્દલે જોયા વગર પોતાના બંને હાથ પૂર્વની રીત મુજબ કપાળ આગળ ઊંચા લઈ બોલી—"નમસ્કાર."

હસતાં હસતાં બારીન્દ્રનાથે પણ કહ્યું:—"નમસ્કાર—નમસ્કાર—આપ આ બધું ક્યાં શીખ્યાં?"

ભુવન દત્તે કહ્યું:—"મિસ ટેમ્પલ તો હમણાં હિંદુસ્તાન ફરીને આવ્યાં છે."

બારીન્દ્રે કહ્યું, "Oh, very interesting! કેટલો વખત આપ ભારતવર્ષમાં રહેલાં?"

"છ મહિના."

"આપનો એ વખત તો આનંદમાં ગયો હતોને?"

વૃદ્ધ બાઈ ગંભીર ભાવે બોલી:—"હું આનંદ કરવા ગઈ નહોતી. હું તો શીખવા ગઈ હતી."

મિસ ટેમ્પલનો આ ભાવ જોઈ અને આ શબ્દો સાંભળી બારીન્દ્ર મનમાં મનમાં અજાયબ થયો. પરંતુ મુખની ગંભીરતા જાળવી રાખી બોલ્યો:—

"મને સાંભળીને બહુ આનંદ થાય છે. આ દેશના ઘણા માણસો આનંદ ખાતર જ હિંદુસ્તાનની જાત્રાએ જાય છે. હિંદુસ્તાનની હજારો વર્ષની જૂની સંસ્કૃતિ અને મહત્તાની એ લોકોને ખબર પડતી નથી."

મિસ ટેમ્પલ બોલ્યાં:—"તમારૂં કહેવું ખરૂં છે. પણ મારા સદ્‌ભાગ્યે બે ચાર મહાત્માઓ સાથે મારો મેળાપ થયો હતો. હિંદુધર્મની વ્યાખ્યા તેમને મોંએ સાંભળી હું કૃતાર્થ થઈ આવી છું."

બારીન્દ્ર પરમ ધાર્મિક હોય તેમ બોલ્યો: "હિંદુધર્મ જગતમાં સૌથી ઊંચે સ્થાને શોભે તેવો ધર્મ છે. હિંદુધર્મ અને સંસ્કૃત સાહિત્ય—એ બે અમારે માટે ચિરકાળ ગૌરવના વિષયો છે."

મિસ ટેમ્પલ બોલ્યાં,—"તમે શું સંસ્કૃત શીખ્યા છો?"

"સામાન્ય."

"મેં સંસ્કૃત શ્લોક સાંભળ્યા છે. એનો ધ્વનિ જેવો મધુર તેવો જ ગંભીર હોય છે. તમે એકાદ બે સંસ્કૃત શ્લોક બોલો જોઈએ.'

બારીન્દ્રે કહ્યું:—"જુઓ, સાંભળો ત્યારે—

કશ્ચિત્ કાન્તા વિરહગુરુણા સ્વાધિકાર પ્રમત્તઃ
શાપેના સ્તંગમિતમહિમા વર્ષભોગ્યેન ભર્તુઃ ।
યક્ષશ્ચક્રે જનકતનયા સ્નાનપુણ્યોદકેષુ,
સ્નિગ્ધચ્છાયાતરૂષુ વસતિં રામગિર્યાશ્રમેષુ ॥"

—શ્લોક ગાઇ બારીન્દ્ર ચુપ રહ્યો.

મિસ ટેમ્પલ બોલ્યાં,—"કેટલું સુંદર! કેટલું ભવ્ય! મિ. ચેટરજી, આ શ્લોક કોઇ ધર્મગ્રંથમાંથી તમે મોઢે કર્યો છે કે?"

બારીન્દ્ર તેના સાથી ભુવન દત્ત તરફ જોઇ, જરા હાસ્ય કરી બોલ્યો:—"ચોક્કસ ધર્મગ્રંથ છે એવું કહી શકતો નથી. દર્શનશાસ્ત્ર સંબંધી એક ગ્રંથનો આ પહેલો શ્લોક છે."

મિસ ટેમ્પલ ઉત્સાહમાં આવી બોલ્યાં:—"બરાબર! બરાબર! એ શ્લોકનો ભાવાર્થ શું છે?"

પહેલાં જેમ જ ગંભીર ભાવે બારીન્દ્ર બોલ્યો:—"એનો ભાવ બહુ મુશ્કેલ છે. એક વાક્યમાં તે સમજાવવો અસંભવિત છે. તોપણ એટલું કહું કે આત્માના અવિનાશીપણાનું પ્રતિપાદન કરનારી બે ત્રણ દલીલો તેમાં છે."

"ગ્રંથનું નામ શું છે, મિસ્ટર ચેટરજી?"

"મેઘદૂત."

મિસ ટેમ્પલ તરત જ બોલી ઊઠ્યાં:—"મેઘા ડુટા? by કાલી ડાસા?"

આ શબ્દો સાંભળતાં જ બારીન્દ્રનું મુખ સુકાઇ ગયું. તે મનમાં મનમાં મુંઝાયો. તેને લાગ્યું કે મિસ ટેમ્પલ સંસ્કૃત જાણતાં હશે—અગાઉ કદાચ તેમણે મેઘદૂત વાંચ્યું પણ હશે. તેની બધી ચાલાકી પકડાઇ ગઇ છે."

મામલો જોઇ બારીન્દ્રને એકલો મૂકી ભુવન દત્ત ઝટ સરકી ગયો.

અને, અહીં તો તરત જ જવાબ દીધા વગર ચાલે તેવું નહોતું. બારીન્દ્રે કહ્યું,—"હાં, કાલિદાસે લખેલું મેઘદૂત.'

મિસ ટેમ્પલ બોલ્યાં:—"ઓહ! હું જો સંસ્કૃત જાણતી હોત! એ ગ્રંથ જો હું વાંચી શકતી હોત!"

હવે બારીન્દ્રનો જીવ હેઠો બેઠો. તે સમજ્યો કે મુંઝાવા જેવું કંઈ કારણ નથી.

મિસ ટેમ્પલ બોલવા લાગ્યાં:—"હું તો ધારતી હતી કે મેઘદૂત એક કાવ્યગ્રંથ છે."

બારીન્દ્ર ઉત્સાહમાં આવી બોલ્યો:—"હાં, મિસ ટેમ્પલ, એ કાવ્યગ્રંથ તો છે જ. ઊંચા પ્રકારનાં કાવ્ય માત્ર દર્શન છે. અને સુંદર દાર્શનિકતત્ત્વ માત્ર કવિતા છે."

એવામાં હોલને બીજે છેડે ટુંગ ટાંગ ટુંગ ટાંગ પિયાનો વાગવા માંડયો. એક ગૃહસ્થ ગાવા લાગ્યા.

ગાયન પૂરું થતાં બારીન્દ્રે મિસ ટેમ્પલને કહ્યુઃ "તમે બહુ થાકયાં જણાઓ છો. તમારે વાસ્તે કંઇ પીવાનું લાવી દઉં કે?"

મિસ ટેમ્પલ બોલ્યાં:—"ચાલોને, હું તમારી સાથે જ આવું છું."

બારીન્દ્ર પોતાના હાથમાં તેમનો હાથ લઈ, જે ખંડમાં શરબત વગેરેની વ્યવસ્થા હતી ત્યાં લઇ ગયો.

ત્યાં કેટલીક યુવતીઓ ચા, કોફી વગેરે પી રહી હતી. તેમની સાથેના પુરુષો તેમની સેવામાં તત્પર હતા.

બારીન્દ્ર મિસ ટેમ્પલને એક ખુરશી પર બેસાડી બોલ્યો:—"તમારે માટે શું લાવું? ચા કે કોફી?"

મિસ ટેમ્પલ બોલ્યાં:—"એ તો બહુ ગરમ છે. કંઇક ઠંડુ લાવી દો."

"કલેરેટ કપ?"*

"ના રે ના. એમાં માદકપદાર્થ આવે છે. હું હિંદુસ્તાનથી આવ્યા પછી એવું બધું સ્પર્શ કરતી નથી."

મનમાં હસી બારીન્દ્ર પ્રકટપણે બોલ્યો: "તો એક હોમમેડ લેમોનેડ લાવું?"†

---

* કલેરેટ મિશ્રિત એક જાતના શરબતનું નામ—Claret cup.

† ગેસ વગરના લેમોનેડનું નામ—Home made Lemonede.

"ખુશીથી."

મિસ ટેમ્પલને લેમોનેડ પાઇ, બારીન્દ્ર તેમને ફરી હોલમાં લઇ આવ્યો. મિસ ટેમ્પલ બોલ્યાં:—"આજે તો રાત પડી ગઇ છે. હું હવે ઘેર જાઉં છું. તમારી સાથે વાર્તાલાપ કરવાથી મને બહુ આનંદ થયો છે. કોઇ કોઇવાર તમે મને મળતા રહેજો. આ લો મારૂં કાર્ડ."

બારીન્દ્રે તેમનો ઉપકાર માની, પોતાનું એક કાર્ડ તેમને આપ્યું અને કહ્યું:—"તમે શું એકલાં આવ્યાં છો?"

"હા."

"તો હું નીચે તમને ગાડીમાં બેસાડવા આવું?"

"ના, રે—Thanks! એવી તકલીફ લેવાની કંઇ જરૂર નથી."

"એમાં તકલીફ શાની? મને તો એ ગર્વનું કારણ છે."

"ઉપકાર. ઠીક, તો ચાલો."

બારીન્દ્રે ધારેલું કે કોઇએક કૅબ ભાડે કરી મિસ ટેમ્પલને એમાં બેસાડી દઇશ. પણ નીચે ઉતરતાં રસ્તા પર એક મોટી ખાનગી ઘોડાગાડી મિસ ટેમ્પલની રાહ જોતી ઊભેલી જોઈ. એ જોઈ બારીન્દ્રનું મન વિસ્મય અને સંકોચથી ભરાઇ ગયું; કારણકે લંડનમાં જે તે માણસ આવી ગાડી રાખી શકતું નથી.

ગાડીમાં બેસતી વેળા મિસ ટેમ્પલ બોલ્યાં:—"કાલે બપોર પછી તમે કયાંયે કંઇ કામે રોકાયેલા છો કે?"

"ના."

"તો કાલે આવી મારી સાથે ચા લેશો?"

"ઉપકાર. ખુશીથી."

બારીન્દ્રને શુભરાત્રિ ઇચ્છી મિસ ટેમ્પલ ગાડીમાં બેઠાં. પળવારમાં ગાડી અદશ્ય થઇ ગઇ.

3

બીજે દિવસે નાસ્તા પછી બારીન્દ્રની લેન્ડલેડીએ તેને પૂછ્યું,—"ગઇકાલ રાતે તમારો વખત તો ત્યાં આનંદમાં ગયો હતોને, મહાશય?"

જરા ગમ્મત કરવા ખાતર, બારીન્દ્ર એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યો;—"હાં, મિસિસ બ્રાઉન."

લેન્ડલેડી બોલી,—"પણ આમ નિઃશ્વાસ શા માટે નાખો છો?"

ઢોંગ કરી બારીન્દ્રે કહ્યું,—"મિસિસ બ્રાઉન, હું બહુ મુસીબતમાં આવી પડયો છું."

"કેમ, શું થયું છે?"

"કાલે રાત્રે હું પ્રેમમાં પડી ગયો છું." લેન્ડલેડીએ મોટેથી હસવા માંડયું. તે બોલીઃ—"વાહ સરસ! એ તો બહુ આનંદની વાત છે. છોકરી શું ખુબ સુંદર છે?"

"હાં, મિસિસ બ્રાઉન, પ્રાણ ઓવારી નાખું એવી સુંદર છે."

"How Interesting! કેવું મજાનું! કહો મહાશય, બધી વાત માંડીને કહો."

"શું કહું? શબ્દો જ જડતા નથી!"

મિસિસ બ્રાઉન મૃદુ હાસ્ય કરી બોલ્યાં:—"પ્રથમ પ્રેમ વખતે તો એવું જ થાય."

બારીન્દ્ર ખુરસીમાં ઊંચો થઇ બેસીને બોલ્યો:—"મિસિસ બ્રાઉન, તમારી સાથે કોઇ કદી પ્રેમમાં પડયો હતો?"

મિસિસ બ્રાઉન ખિજાઇ પડી બોલ્યાં:—"કેમ જનાબ, હું શું કોઇના પણ પ્રેમનું પાત્ર થવા લાયક નથી?"

"ના, ના, એવું હું ક્યાં કહું છું? હું તો કેવળ પૂછું છું. એમાં ચીડાઇ શું જાઓ છો!"

"કોઇ જો મારી સાથે પ્રેમમાં પડ્યું નહિ હોય તો મારાં લગ્ન કેવી રીતે થયાં હશે, એ તો વિચારો."

"ખરી વાત. કાનની બૂટ! તમે પરણેલાં છો એ તો હું ભૂલી જ ગયો હતો. તમને જોઇને તો કોઇ તમને પરણેલાં ધારવાની હિમ્મત ના કરે."

મનમાં મનમાં ખુશી થઇ મિસિસ બ્રાઉન બોલ્યાં:—"તમારી વાત સાચી છે. મને કોઇ કોઇ કહે પણ છે કે મારી ખરી ઉંમર કરતાં હું બહુ નાની દેખાઉં છું. ઠીક, હું કેટલાં વરસની હોઈશ, બોલો જોઇએ?"

મિસિસ બ્રાઉનની ઉંમર પચાસ વરસથી વધારે થઈ ગઇ હતી, એમાં કોઇને પણ જોતાં ભ્રમ થાય એવું નહોતું. બારીન્દ્રે રંગ જોવા ખાતર કહ્યું:—"કેટલાં? ત્રીસ?"

મિસિસ બ્રાઉનનું મુખ આનંદથી ખીલી ઊઠ્યું. તે બોલ્યાં:—"ના, થોડાંક વધારે થયાં છે. તમારી પ્રેમપાત્રીનું નામ શું છે, કહો તો ખરા?"

"મિસ ટેમ્પલ."

"તમારા તરફ તેમનો કેવો ભાવ છે?"

"શી ખબર, એ હવે શી રીતે ખબર પડે? પણ તેમણે આજે મને ચા માટે નિમંત્રણ આપ્યું છે."

"બસ એ જ. I wish you a happy afternoon. આજની બપોર તમારી સુખમાં જાઓ."—આમ કહી તે ત્યાંથી ચાલી ગઇ.

પાઇપ મોંમાં નાખી બારીન્દ્ર વિચાર કરવા લાગ્યો. ગઈ કાલે મેઘદૂત-માંથી ગવડાવેલા પેલા શ્લોકને લીધે કેવી મુસીબત ઊભી થઈ હતી, તે યાદ આવતાં તેને હસવું આવ્યું. બીજું ગમે તેમ, પણ મિસ ટેમ્પલ કોઈ અદ્ભુત વ્યક્તિ છે એમાં તો સંશય નહિ. આજે બે કલાક અહીંથી વહેલા નીકળી, બ્રિટિશ મ્યુઝિયમમાં જઈ "ખરેખરા" ધર્મશાસ્ત્રના કંઇક સંસ્કૃત

શ્લોક મોઢે કરીને જવું. યોગશાસ્ત્ર સંબંધમાં પણ બે ચાર વાક્યો ગોખી લઈ મિસ ટેમ્પલને મૂઢ કરી નાખવાં. એવો તેણે વિચાર કર્યો.

સાંજના ચાર વાગતાં, બ્રિટિશ મ્યુઝિયમમાંથી નીકળી, કેબ લઇ, બારીન્દ્ર મિસ ટેમ્પલને ત્યાં આવી પહોચ્યો. ઘર પોર્ટલેન્ડ પ્લેસમાં આવેલું હતું. અહીં ખાસ કરીને તવંગરો રહે છે.

બારીન્દ્ર ડ્રૉઈંગ રૂમમાં થોડીક મિનિટ રાહ જોતો બેઠો. એટલામાં મિસ ટેમ્પલે પ્રવેશ કરી હિંદી રીત મુજબ તેને નમસ્કાર કર્યા.

મિસ ટેમ્પલ બેસતાં બેસતાં બોલ્યાં,—"દીવાલ પર પેલી છબી જોઈ? એ મારા ગુરુની છે."

બારીન્દ્રે અર્ધ મીંચીં આંખોવાળા અર્ધ નગ્ન દેહે યોગાસન વાળી બેઠેલા, કોઇ બંગાળી સાધુની છબી જોઈ. નીચે અંગ્રેજી અને સંસ્કૃતમાં લખેલું હતું,—"સ્વામી યોગાનંદ."

યોગશાસ્ત્ર સંબંધી વાત કાઢી પોતે હમણાં જ પ્રાપ્ત કરેલું જ્ઞાન બતાવી બારીન્દ્રે મિસ ટેમ્પલને અજાયબીમાં ગરકાવ કરી દીધાં. છેવટે તેણે પૂછ્યું,—"તમે સ્વામીજી પાસેથી યોગશાસ્ત્ર સંબંધમાં કંઈ ઉપદેશ લીધો છે કે?"

"ના, હજી એનો અભ્યાસ કરવાનો અધિકાર મને પ્રાપ્ત થયો નથી. સ્વામીજીએ કહ્યું છે, 'ત્રણ વરસ સુધી નિરામિષ ભોજન કરી શુદ્ધ આચારવિચાર રાખી, ફરી હિંદુસ્તાન આવજો. પછી અભ્યાસ કરાવીશ.' તેમણે મને દરરોજ ગંગાજલ પાન કરવાનું કહ્યું હતું, પણ અહીં તો ક્યાંથી લાવું?' હું અહીં અત્યંત શુદ્ધ અને નિર્મળ જળ પીઉં છું, જેથી કંઇ આધ્યાત્મિક મુશ્કેલી ના નડે."

બારીન્દ્રે ગંભીર ભાવથી કહ્યું,—"ગંગાજળનું માહાત્મ્ય અતિ અસાધારણ છે. તમે **Mark Twain નું More Tramps Abroad** નામનું પુસ્તક વાંચ્યું છે?"

"ના."

"એ પુસ્તકમાં Mark Twain એ પોતે હિંદુસ્તાનની મુસાફરી કરેલી તેનું વર્ણન આપેલું છે. કાશીમાં કોઇએક અંગ્રેજ સિવિલ સર્જન સાથે તેને ભેટો થયો હતો. ડૉકટર સાહેબે Mark Twain ને ગંગાજળ સંબંધમાં એક વૈજ્ઞાનિક પરીક્ષા સંબંધી વાત કરી હતી. એ અત્યંત અદ્‌ભુત છે."

મિસ ટેમ્પલ કુતૂહલથી આતુર થઈ બોલ્યાં,—"શું વાત કરી હતી?"

"એમાં લખેલું છે કે એ ડૉકટરે એક વખત એક પાત્રમાં ગંગાજળ અને બીજા પાત્રમાં કુવાનું પાણી લઇને પરીક્ષા કરી હતી. દરેક પાત્રમાં થોડાંક થોડાંક કોલેરાનાં જંતુઓ નાખ્યાં હતાં. ૪૮ કલાક પછી તપાસ કરતાં જણાયું કે ગંગાજળમાં નાખેલાં તમામ જંતુઓ મરી ગયાં હતાં અને કુવાના પાણીમાં નાખેલાં જંતુઓ હજારો ગણાં વધી ગયાં હતાં."

આ સાંભળી મિસ ટેમ્પલ બહુ ઉત્તેજિત થઈ ગયાં. બીજા પણ બે ચાર સંસ્કૃત શ્લોક અને વાતો કહી બારીન્દ્રે તેમને પૂરેપૂરાં મહાત કરી નાખ્યાં.

છ વાગ્યા, બારીન્દ્ર વિદાય લેવા માટે ઊઠ્યો. મિસ ટેમ્પલ બોલ્યાં,—"આવતા શનિવારે સાંજે તમે કંઈ કામમાં છો કે?"

"ના."

"તો એ દહાડે આવી મારી સાથે ડીનર લેશો?"

"ઉપકાર, બહુ આનંદની સાથે."

"પણ હું નિરામિષાહારી છું. તમે માંસ ભક્ષણ કરો છો?"

"કરૂં તો છું."

"તો તો તમને જરા મુસીબત પડશે."

"ના, મિસ ટેમ્પલ, કશી જ મુસીબત નથી. મારી હિંદુ સંસ્કૃતિ નિરામિષ ભોજનની જ હિમાયત કરે છે. પરંતુ આ તો આ દેશમાં આવી તંદુરસ્તી ખાતર માંસ ભક્ષણ કરવું પડે છે."

"મિસ ટેમ્પલ ઉત્તેજિત ભાવે બોલ્યાં: "ખોટું. તદ્દન ખોટું! માંસ ભક્ષણ કર્યા વગર અહીં તંદુરસ્તી સચવાતી નથી એ વાત તદ્દન ગલત છે—કેવળ ખોટી રીતે માની લીધેલી છે. આ જુઓ, હું હિંદુસ્તાનથી આવ્યા પછી આજ છ મહિના થયાં નિરામિષ ભોજન કરૂં છું. મારી તંદુરસ્તી શું બગડી ગઈ છે?"

બારીન્દ્ર વિસ્મયનો ઢોંગ કરી બોલ્યો,—શું કહો છો! તો હું પણ આજથી નિરામિષ ભોજન લઈશ. એથી જ મને સંતોષ થશે."

મિસ ટેમ્પલ એ સાંભળી બહુ ખુશી થયાં. તે બોલ્યાં,—"શનિવારે ૭ વાગે આવજો."

## ૪

શનિવાર આવ્યો. બારીન્દ્ર સંધ્યાપોશાક પહેરી તૈયાર થઈ ગયો. તેની લેન્ડલેડીએ આવીને કહ્યું,—"મિસ્ટર ચેટરજી, આજે શું તમે બહાર ડિનર લેવાના છો ? મને અગાઉથી તો કંઇ જણાવ્યું નહિ ?"

બારીન્દ્રે કહ્યું,—"મિસિસ બ્રાઉન, હું કહેતાં સાવ ભૂલી જ ગયો હતો. મારૂં મન બહુ ચંચળ થઈ ગયું હતું."

લેન્ડલેડીએ કહ્યું,—"પ્રેમમાં પડયા પછી માણસને એવું જ થાય છે. આપની પ્રેમપાત્રીને ત્યાંથી નિમંત્રણ હશે!"

"હા, મિસિસ બ્રાઉન! નહિ તો જોતાં નથી, આટલી ટપાટીપ અને સફાઇ કપડાં પહેરવામાં શું કામ કરૂં? હું અત્યારે કેવો દેખાઉં છું, કહો જોઉં!"

મિસિસ બ્રાઉન બોલ્યાં,—"Stunning! તમે જો આજે પ્રોપોઝ કરશો તો જરૂર કબુલ કરી લેશે."

મિસિસ બ્રાઉન, પ્રોપ્રોઝ કરતી વખતે શું બોલવું એ મને જરા શીખવાડશો? વારૂ, તમે મિસ્ટર બ્રાઉનને પ્રોપોઝ કરતી વખતે શું કહેલું?"

આ સાંભળી ગરમ થઇ જઇ મિસિસ બ્રાઉન બોલ્યાં: "મિસ્ટર! મિસ્ટર! પ્રોપોઝ શું મેં કર્યું હતું, સમજો છો?"

સહેજ હાસ્ય કરી બારીન્દ્રે કહ્યું,—"ત્યારે કોણે?"

"સ્ત્રી તે કદી પ્રોપોઝ કરે? મિસ્ટર બ્રાઉને મારી આગળ પ્રોપોઝ કર્યું હતું."

બારીન્દ્રે કહ્યું—"I see! મેં તો ધારેલું કે તમે જ કર્યું હશે. ઠીક ત્યારે, તેમણે શું કહ્યું હતું?"

"સાંભળવું છે? સાંભળો, ત્યારે કહું."—આમ કહી મિસિસ બ્રાઉને બારી પાસે એક સોફા પર બેસી બોલવા માંડ્યું.

"એક દિવસ અમે હાઇડપાર્કમાં ફરવા ગયાં હતાં. એક ઝાડ નીચે બે ખુરશીઓ નાખેલી હતી. અમે બંને જણુ ત્યાં બેસી વાતો કરતાં હતાં."

બારીન્દ્ર વચમાં બોલ્યો,—"હાઇડપાર્ક!—એકલાં એક યુવક મિત્ર સાથે તમે ફરવા ગયાં હતાં? chaperone વગર જ? તમારાં માબાપને ખબર હતી?"

હસીને લેન્ડલેડી બોલી,—"ના. મારાં માબાપ કશું જાણતાં નહોતાં. એ બહુ કડક હતાં. એવાં કે engaged વાગ્દાન થયા પછી પણુ શેપરોન વગર બહાર જવા દેતાં નહિ."

"તો શું તમે ચોરીછુપીથી ગયાં હતાં?"

મૃદુ હાસ્ય કરી મિસિસ બ્રાઉન બોલ્યાં,—"હાસ્તો, મિસ્ટર."

બેઉ હાથ ઊંચા કરી બારીન્દ્ર બોલ્યો,—"Holy Moses! oh, naughty Mrs. Brown! I am Shocked. યા ખુદા! દુષ્ટ મિસિસ બ્રાઉન! આ સાંભળી આઘાતથી મારું હૃદય ફાટી જાય છે."

બારીન્દ્રની મનોદશા જોઈ વૃદ્ધ લેન્ડલેડી કંઈક વાર સુધી હસી. પછી બોલી,—"ઠીક ત્યારે, તમે જો એવા shocked આઘાતવાળાથઈ ગયા હો, તો હું હવે આગળ નહિ બોલું."

"ના, ના, બોલો. હું શીખતો જાઉં."

મિસિસ બ્રાઉન બોલવા લાગ્યાં,—"વાતો કરતાં કરતાં સાંજ પડવા આવી. હું ઘેર જવા માટે ઊઠી ઊભી થઇ.

મિસ્ટર બ્રાઉન બોલ્યાઃ—'બેસો, બેસો, જરા વાત કરવી છે.' હું બેઠી એટલે બોલ્યાઃ 'મેરી, તું મારી સાથે લગ્ન કરશે?' મેં પહેલાં તો કેમે કર્યું કબુલ કર્યું નહિ. છેવટે તે મારી આગળ ઘુંટણીએ પડી બોલ્યાઃ મેરી, તું જો મને નહિ પરણે, તો હું સોલ્જર થઈ પરદેશ ચાલ્યો જઇશ, અને લડાઇમાં મરી જઇશ!"

બારીન્દ્ર બોલ્યો,—"કેવું ભયંકર! પછી તમે શું કર્યું?"

"બીજું શું થાય મહાશય! કબુલ કરવું પડયું."

બારીન્દ્રે કહ્યું,—"ઓહો! મારી પ્રેમપાત્રી શું તમારા જેવી કોમળ હૃદયની હશે? હું તો એને કહેવાનો કે તું જો મને નહિ પરણે, તો હું બેરિસ્ટર થઈ કલકત્તા જવાનો અને ત્યાંની બાર લાઇબ્રેરીમાં બેઠો બેઠો અનશન વ્રત કરી પ્રાણત્યાગ કરવાનો."

* * *

પોર્ટલેન્ડ પ્લેસમાં ડિનર પછી બારીન્દ્રને માટે એક અચીન્તવી ઘટના બની ગઈ.

મિસ ટેમ્પલના સુસજ્જિત ડ્રોઇંગ રૂમમાં બારીન્દ્ર બેઠો છે. આજે એ વૃદ્ધ બાઇના મુખમંડળ પર કંઈક ચિંતાની છાયા જણાય છે.

દાસી આવીને કૉફી આપી ગઇ. કૉફી પીતાં પીતાં મિસ ટેમ્પલે કહ્યું,—"આજે કેટલાક દિવસથી મારા મનમાં એક વિચાર ઘોળાયા કરે છે. હું તમને કંઈક વ્યકિતગત પ્રશ્નો પૂછું તો મને માફ કરશો."

બારીન્દ્ર જરા સાવચેતી રાખી બોલ્યો:—"એવો કોઈ દુઃખદ પ્રશ્ન નહિ હોય તો ખુશીથી એનો ખુલાસો કરીશ."

મિસ ટેમ્પલ પળવાર નિરવ રહી બોલ્યાં,—"તમારાં પિતા માતા હયાત નથી એ તો તમે મને પહેલાંથી જ જણાવેલું છે. તમે શું વિવાહિત છો?"

"ના."

"તમારૂં અહીંનું ખર્ચ કોણ આપે છે?"

"મારા કાકા આપે છે."

"કાયદાના અભ્યાસ તરફ તમારૂં ખૂબ દિલ છે?"

"ના."

"આ થોડાક દિવસના તમારી સાથેના વાર્તાલાપ પરથી મને એટલું સમજાયું છે કે હિંદુધર્મ તરફ તમને અતીશય પ્રેમ છે."

બારીન્દ્ર મનમાં મનમાં હસ્યો.

મિસ ટેમ્પલ આગળ બોલવા લાગ્યાં,—"જુઓ, હિંદુધર્મ તરફ મારો ખૂબ ભક્તિભાવ છે. એ ધર્મનો યુરોપમાં પ્રચાર કરવા મને તીવ્ર ઇચ્છા છે. મારી પાસે સાધનસંપત્તિ પણ પુષ્કળ છે. એ સંબંધમાં આજે મારે તમારી સાથે વાત કરવાની છે. મારી આ ઇચ્છા પાર પાડવામાં મારે તમારી મદદની જરૂર છે. હું કોઈ સુશિક્ષિત હિંદુ યુવકને દત્તક પુત્ર તરીકે લેવા ઇચ્છું છું. તમે થશો?"

બારીન્દ્ર નિરૂત્તર રહ્યો.

મિસ ટેમ્પલ બોલ્યાં,—"હમણાં ને હમણાં જ તમે જવાબ આપો એવું હું કહેતી નથી. તમે બરાબર વિચાર કર્યા પછી જ મને જવાબ આપજો. જો તમે હા કહો તો તમારે બીજાં કામ પડતાં મૂકી, પહેલાં હિંદુ શાસ્ત્ર અને યુરોપીય ભાષાઓનો બરાબર અભ્યાસ કરવો પડશે. બે ત્રણ વરસ પછી, તમને લઇને હું યુરોપમાં હિંદુધર્મનો પ્રચાર કરવા બહાર પડીશ."

બારીન્દ્રે કહ્યું,—"હું વિચાર કરીને તમને જવાબ દઇશ."

મિસ ટેમ્પલ બોલ્યાં,—"મારે બીજું કોઈ છે નહિ. મારી સમસ્ત સંપત્તિના તમે માલિક થશો. હું જીવતી હઇશ ત્યાં સુધી તમારૂં તમામ ખર્ચ હું વેઠીશ, અને અઠવાડિયાની સાત ગિની તમને ગજવાખર્ચ માટે આપીશ. પરંતુ તમારે કઠોર વિદ્યાવ્રત સ્વીકારવું પડશે, અને શુદ્ધાચારી હિંદુ પેઠે રહેવું પડશે."

બારીન્દ્રનું મસ્તક ભમવા માંડયું. તે બોલ્યો,—"ઠીક તો, એક અઠવાડિયા પછી જવાબ દઇશ."—આમ કહી, તેણે વિદાય લીધી.

## ૫

ત્રણ મહિના વહી ગયા છે. બારીન્દ્ર મિસ ટેમ્પલનો દત્તક પુત્ર થઇ તેમના ઘરમાં રહે છે. તેનું નામ હવે "બારીન્દ્રનાથ ચેટર્જી ટેમ્પલ" છે.

બારીન્દ્ર એક વાતે બહુ સુખી છે. પહેલાં તેને પૈસાની બાબતમાં બહુ ખેંચ રહેતી, હવે એ નથી. બોન્ડ સ્ટ્રિટ સિવાય બીજે કયાંય હવે તે સૂટ શીવડાવતો નથી. ઓમ્નિબસમાં બેસવાનું તો તેણે તદ્દન જ છોડી દીધું છે. ઊંચા પ્રકારની હવાના સિવાય બીજી ચિરૂટ એ મોંએ અડકાડતો જ નથી. બંધુબાંધવો સાથે જ્યારે તે થિયેટરમાં જાય છે ત્યારે ત્રણચાર ગિનિ ખરચી બોકસમાં જ બેસે છે.

પરંતુ તેને દુઃખ માત્ર આહાર અને અભ્યાસમાં છે. તેણે જ્યારે ઢોંગ કરી કહ્યું કે તેના હિંદુસંસ્કાર નિરામિષ ખોરાકને જ ઠીક ગણે છે, ત્યારે તેને કલ્પના પણ નહોતી કે તેની હીંદુ જીભને એક દહાડો આવી સજા વેઠવા વારો આવશે. નિરામિષ ખોરાક જીભ તૃપ્ત થાય તેવો બનાવવામાં ખાસ નિપુણતાની જરૂર રહે છે. એ નિપુણતા અંગ્રેજ રાંધનારીમાં નથી હોતી. મિસ ટેમ્પલના ટેબલ પર દૂધ નાખેલ "વાઇટ સોસ"વાળો જે બધો નિરામિષ ખોરાક ધરવામાં આવે છે, તે લગભગ અખાદ્ય જેવો હોય છે. બારીન્દ્રની બીજી મુસીબત,—તેને ગપાટા મારવાનો બિલકુલ વખત મળતો નથી. અઠવાડિયામાં બે દિવસ ફ્રેન્ચ અને બે દિવસ જર્મન ભાષા ભણવી પડે છે, તેને ભણાવવા ખાસ શિક્ષકો રોકેલા છે. તે ઉપરાંત મિસ ટેમ્પલ પોતે પણ નજર રાખતાં રહે છે. અઠવાડિયામાં બે દિવસ બ્રિટીશ મ્યુઝિયમમાં જઇ હિંદુશાસ્ત્રનો અભ્યાસ કરવાનો હોય છે, તે બે દીવસ જ તેને આરામમાં જાય છે. બ્રિટીશ મ્યુઝિયમમાં જઈ દીલપસંદ નવલકથાઓ વાંચે અગર ત્યાં જવાને બદલે કયાંક બીજે ફરવા જાય.

ત્રણ મહિના સુધી મિસ ટેમ્પલની સાથે રહીને, પૈસાની રેલમછેલ હોવા છતાં પણ બારીન્દ્ર જરા બેબાકળો બની ગયો. આ વૃદ્ધ બાઇનો સહવાસ નવનવો હતો ત્યાં સુધી તો તેને કુતૂહલજનક લાગતો. પરંતુ કૌતુક રસ એવી ચીજ છે કે જરા જૂની થતાંજ અળખામણી થઈ પડે છે. ડિનર પછીની સાંજ તેને મિસ ટેમ્પલની સાથે ગાળવી પડતી, તે બહુ દુઃખમાં પસાર થતી. એટલા માટે તે ઘણું ખરૂં થિયેટરમાં જવાનું રાખતો. મિસ ટેમ્પલ તેથી મનમાં મનમાં જરા ખીજાતાં ખરાં, પણ પ્રગટપણે વાંધો લેતાં નહિ. તો પણ ધર્મભ્રષ્ટ થવાના ભયથી તેને બહાર ડિનર ખાવા દેતાં નહિ; ઘેરથી ડિનર ખાધા પછી જ તેનાથી ઘર બહાર નીકળાતું.

આજે લંડનમાં ભારે ધામધૂમ છે. ઐતિહાસિક પુરાતન "ગેટિ થિયેટર" તોડી નાખી નવું બંધાવવામાં આવ્યું છે. આજે રાતે "ન્યુ ગેટિ થિયેટર" પહેલીવાર ઊઘડે છે. "ઓર્કિડ" નામે એક નૂતન ગીતનાટક પહેલી જ વાર ભજવાવાનું છે. બારીન્દ્રે અગાઉથી જ એક બોક્સ રોકી રાખી હતી.

નાટક શરૂ થતાં જ બારીન્દ્રની બોક્સમાં તેના બીજા ત્રણ મિત્રો બેઠેલા જણાયા. એક તો આપણા પહેલાંના પરિચિત ભુવન દત્ત, અને બીજાં બે. બે પુરૂષો નથી. તેમનો વેશ ભભકાભર્યો છે, પણ એટલો સફાઈદાર નથી. તેમની ભાષામાં મધુરતા છે પણ શાલીનતા નથી. સ્ત્રીઓ હોવા છતાં કોઇ તેમને રતીઓ કહેવાનો ભ્રમ કરે તેવો સંભવ બહુ ઓછો છે.

ત્રણ કલાક ભજવાયા પછી નાટક પુરૂં થયું. પછી એ સૌ બહાર નીકળી રસ્તા પર ફૂટપાથ પર આવી ઊભાં. બારીન્દ્રે પ્રસ્તાવ કર્યો—
"Let's go and have some supper at the Troc."

'Troc' અર્થાત્ Tro cadero, લંડનનું એક ઉચ્ચ પંક્તિનું ભોજનગૃહ છે. ટ્રોકાડેરોમાં નાસ્તો લેવો એ શોખિનપણાનું ખાસ લક્ષણ ગણાય છે. નાટકમાંથી પાછા ફરતાં બનવાનો ત્યાં જઇ કંઇક પેટમાં નાખી

ઘર કે કલબ તરફ વળે છે. ભોજનનો આ પ્રસ્તાવ સાંભળી એક યુવતિ બોલી:—"You are a dear. તમે કેવા મજાના છો."

બીજીએ કહ્યું:—"I like Their chanpagnes awf'ly. ત્યાંનો શેમ્પેન મને બહુ જ ભાવે છે." ગાડીમાં બેસી સૌ ટ્રોકાડેરો આગળ આવી પહોચ્યાં. પહેલેથી જ બારીન્દ્રે એક ટેબલ રીઝર્વ્ડ કરાવી રાખ્યું હતું. ત્યાં જઈ ચારે જણ બેઠા.

કીમતી રૂપાના થાળમાં ભોજન પીરસાયું. બરફની બાટલીમાં ઠંડા કરેલા શેમ્પેનના શીશા આવ્યા. સંધ્યાપોશાક પહેરીને વેઇટરો ધીમે નિઃશબ્દ પગલે જમનારાઓની સેવામાં ખડા છે. સુંદરીઓના જાજરમાન પોશાકથી ભોજનગૃહ ઝગમગી રહ્યું છે. ઉપર અદૃશ્ય વિભાગમાં બેસીને સંગીતીઓ વિવિધ વાદ્ય બજાવી ગાન કરી રહ્યા છે. સ્ત્રી પુરૂષોની ચાલુ વાતોચીતોનો ગુંજારવ, પળેપળે છલકાતું હાસ્ય અને શેમ્પેનના બૂચ તૂટવાના અવાજ એ બધું વિવિધ વાદ્યોના સંગીત સાથે મળી જઈ આવા સ્થાનને ઉત્સવ સમાન બનાવી રહ્યું છે.

આ તરફ આ ચારે જણાનાં આહાર, પાન અને હાસ્યવિનોદ ચાલવા લાગ્યાં. એટલામાં હોલના બીજા ખુણા પર તેમની અજાણમાં બે વૃદ્ધ બાઇઓએ પ્રવેશ કર્યો. એ બેમાં એક મિસ ટેમ્પલ હતાં.

તેમણે બેસીને બે પ્યાલા કૉફીનો હુકમ આપ્યો. કૉફી પીતાં પીતાં વાતો કરવા માંડી. મિસ ટેમ્પલે તેમની સહચરીને કહ્યું: "આજના આ કોનસર્ટમાં આપના અનાથાશ્રમ માટે કેટલા રૂપિયા થયા ?"

બીજી બાઇએ કહ્યું,—"સીટો ઘણી ભરાઇ હતી. બસો ગીનીથી ઓછું નહિ ઉપજે એમ લાગે છે."

"સઘળા સંગીતીઓએ બહુ સરસ બજાવ્યું હતું, ખાસ કરીને શોપીન (Chopin) માંથી ગીતો બજાવનારાઓએ તો હદ કરી. મને તો બહુ ગમી ગયું."

"તમે તો આવતાં પણ નહોતાં, હું તમને ખેંચી લાવી હતી."

કૉફી પીતાં પીતાં મિસ ટેમ્પલ બોલ્યાં,–"મેં આપના એ કોન્સર્ટની ટીકીટ તો ખરીદી રાખી હતી, પરંતુ આજે એ થશે એ હું ભૂલી ગયેલી. તમે ના આવ્યાં હોત તો મારે આવવાનું ના બનત."

કૉફી પીવાનું પૂરું કરી બંને ઊભાં થયાં. એવામાં હોલના બીજા ખૂણા તરફ મિસ ટેમ્પલની નજર પડી.

થોડીક પળ સ્થિર નજરે એ તરફ જોઇ રહી, છેવટે તેમણે ગજવામાંથી ચશ્માં બહાર કાઢી આંખે ચડાવ્યાં.

જે જોયું તેથી તેમનું વૃદ્ધાવસ્થાની રેખાઓવાળું મુખમંડળ, પ્રલયના આકાશ જેવું ગંભીર થઈ ગયું.

તેમણે પોતાની સહચરીને કહ્યું:—"મને પળવાર માફ કરો, હું આવું છું."

આમ કહી તેઓ ધીમે પગલે હોલના સામા ખૂણા પર જઈ, બારીન્દ્રની છેક જ પાસે જઈ ઊભાં. પરંતુ તે પળવાર માટે જ.

તેમને જોતાં જ બારીન્દ્ર ગભરાઇ જઇ ઊભો થઇ જઈ બોલ્યો,—"Good evening!" તેની આંખ આગળ પ્લેટમાં અખાદ્ય ખોરાક હતો, અને બાજુમાં ફેનિલ તરલ સોનેરી રંગની મદિરા હતી અને આપત્તિ જનક રમણી બેઠેલી હતી.

"Good evening! Dont let me interrupt." આમ કહીને જ મિસ ટેમ્પલ પાછાં ફર્યાં.

×

તે રાતે બારીન્દ્ર ઘેર પાછો આવે તે પહેલાં જ મિસ ટેમ્પલ પોતાના શયનખંડમાં ચાલ્યાં ગયાં હતાં.

આખી રાત તેમણે ઉજાગરે વિતાવી.

બીજે દિવસે સવારે, નાસ્તા વખતે ખબર મળી કે મિસ ટેમ્પલ હજી પથારીમાંથી ઊઠયાં નથી. એમનું શરીર ઠીક નથી.

બે વાગતાં, લંચ માટે ભોજનગૃહમાં પ્રવેશ કરતાં સાંભળ્યું કે મિસ ટેમ્પલ હજી પણ પથારીમાંથી ઊઠયાં નથી.

એકલા મૂંગા મૂંગા તેણે ખાઇ લીધું. ઊઠતી વખતે દાસીએ એક ચિઠ્ઠી બારીન્દ્રના હાથમાં મૂકી. મિસ ટેમ્પલના હસ્તાક્ષર તેણે ઓળખ્યા.

કાગળમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

"કાલે રાતે જે જોયું તેથી મારૂં હૃદય બહુ ઘવાયું છે. તમારી સાથેનો મારો સંબંધ આજથી પૂરો થાય છે. હું હવે તમારૂં મોં પણ જોવા માગતી નથી. હમણાં ને હમણાં તમે આ ઘર છોડી ચાલ્યા જજો. ત્રણ મહિના તમારો જે સમય મેં ખોવડાવ્યો છે, તેના બદલામાં આ કાગળ સાથે સો પાઉન્ડનો એક ચેક મોકલ્યો છે.

એડ્ના ટેમ્પલ

સરસામાન બાંધી લઇ, કેબ ભાડે કરી સાંજે બારીન્દ્ર બેજવાટર પાછો ગયો.

# માણિકલાલ

## ૧

માણિકલાલ હિંદુ બોયઝ સ્કૂલના બીજા ધોરણનો વિદ્યાર્થી છે. તે કુસુમલતા નામની પાડોશી છોકરીના પ્રેમમાં પડી ગયો છે.

એક કવિએ ગાયું છે કે "છે કોઇ એવો પ્રેમી, જે પ્રથમ દૃષ્ટિએ જ પ્રેમમાં પડ્યો ન હોય?"—કેમ, આ આપણો માણિકલાલ! કુસુમની સાથે બાળપણથી જ રમતગમત કરતો આવ્યો છે, ઝાડની ઊંચી ડાળીએ ચડી બચ્ચાં સહિત પક્ષીનો માળો તેને પાડી આપ્યો છે, ઘોડો થઇને પીઠ પર બેસાડી તેને સ્વારી કરાવી છે, પરંતુ તે વખતે તો એના મનમાં સહેજે ચંચળતા ઉત્પન્ન થઇ નહોતી. પછી મનના મનમાં ને હૃદયના ય હૃદયમાં એને પ્રેમ ઉત્પન્ન થયો હોય તો પ્રભુ જાણે! બાકી ભીતરના છૂપા પ્રદેશમાં વહેતા એવા ગૂઢ પ્રવાહની એને પોતાને પણ કશી જ ખબર નહોતી.

માણિકલાલ હજી હમણાં જ પોતે પોતાને જોઇ શક્યો છે. એક દિવસ માણિક કુસુમના બાગમાં જામફળ ઉતારવા ઝાડે ચડ્યો હતો. કુસુમ તેની માતાની સાથે નહાઇને ઘેર આવતી હતી. કુસુમે ભીનું વસ્ત્ર પહેરેલું હતું, પીઠ પાછળ વિખરાયેલા માથાના વાળના છેડામાંથી પાણી ટપકતું હતું, ભીનું મોં પ્રભાતનાં સૂર્યકિરણોમાં પ્રતિમાની પેઠે ઝગારા મારતું હતું. બસ, જોઇને માણિક હૃદય હારી બેઠો.

એના ગયા પછી માણિકે પોતાના હૃદયમાં કોઈ એક અપૂર્વ પ્રકાશનું કિરણ ફૂટતું જોયું તે કિરણ તેના સમસ્ત મનોદેહના પરમાણુએ પરમાણુને ઘેરી વળી જાણે નૃત્ય કરવા લાગ્યું. મનમાંથી પછી તે પ્રકાશ ધીમે ધીમે તેની આંખોમાં આવી ઠર્યો અને પલકમાં તો સચરાચર વિશ્વને ભરી ઊભો. આ નવા પ્રકાશમાં માણિકે આકાશ તરફ જોયું—આકાશ અદ્‌ભુત નીલ વર્ણનું દેખાયું—આવું પહેલાં તેણે કદી જોયેલું નહિ.—નીચે ધરતી પર નજર નાખી તો પૃથ્વી પરમ સુંદર દેખાવા લાગી. દૂર જળાશયને કિનારે કબૂતર ઘૂઘવે છે-પક્ષીઓ કલરવ કરે છે. પંખીના કંઠમાંથી આજે જાણે નૂતન સ્વર, નૂતન પ્રાણ પ્રગટતા લાગે છે. માણિક નિઃશ્વાસ નાખી ઝાડ પરથી નીચે ઊતર્યો.

તેના ધોતિયામાં દશેક જામફળ હતાં. સારાં જોઈને બે રાખી લઈ બીજાં તમામ તેણે બાગમાં ફેંકી દીધાં. જામફળ પર—કાચાં જામફળ પર હવે તેનું મન રહ્યું નહોતું.

એ દિવસે રવિવાર હતો—નિશાળમાં જવાનું નહોતું. ઘાયલ પેઠે લથડિયાં ખાતો માણિક ઘેર આવી ઓરડીમાં ભરાયો. શું, પાઠ તૈયાર કરવા માટે કે? રે, ના, દાહે બળી મરવા માટે, ચિતાના અગ્નિમાં પોતાના હૃદયને હોમી દેવા માટે. પાથરેલી શેતરંજી પર 'શબ્દકોષ'નું ઓશિકું બનાવી તે સૂઈ ગયો.

માણિક ચૌદ વર્ષનો હતો. આટલી ઉમરે જ તેણે બંગાળી નવલકથાઓ ઢગલાબંધ વાંચી નાખી હતી. 'મૃણાલિની', 'ચંદ્રશેખર', 'ઉદ્‌ભ્રાન્ત પ્રેમ' થી માંડી 'પારુલબાલા', 'સોહાગિણી', 'વહુરાણી' સુધીમાં એકે વાંચવી બાકી નહોતી.

પડ્યો પડ્યો માણિક આકાશ પાતાળની ચિંતા કરવા લાગ્યો. તેને લાગ્યું કે દુઃખ હવે તેના હૃદયમાં સમાતું નથી—ઉછળી ઉછળીને પુસ્તકોમાંથી બહાર નીકળે છે. "મેં શું કામ એ જોયું! હરિ હરિ! મેં શું જોયું!

જોયું તો મરી ગયો કેમ ના? મારા દિલમાં આ આગ,—આ કોલસાનો અંગારો કોણે ચોંપી દીધો રે! ક્યારે એ હોલવાશે? કેટલે દિવસે, હાય! કેટલે દિવસે?"—વગેરે વગેરે.

થોડીવારમાં મોંથી સીસોટીઓ મારતા માણેકના સહાધ્યાયી વિપિન અને શરદ કૂદતા કૂદતા આવી પહોંચ્યા. વિપિન આવીને એકદમ માણિકના વાળ ખેંચી બોલ્યો: "કેમ રે સ્ટુપીડ, ઊંઘ આવે છે? લખોટીઓ નથી રમવી શું?"

માણિકે ઊઠીને વિપિનના ગાલ પર તડાક એક ધોલ ખેંચી કાઢી.

વિપિન મૂઢ થઇ ગયો. શરદ બોલ્યો: "તને થયું છે શું? મારામારી કરવી છે? તો—ચાલ આવી જા." તેણે બાંયો ચડાવવા માંડી.

વિપિન બોલ્યો: "અરે, અરે! શરદા, શું કરે છે?" તે માણિક તરફ જોઇ બોલ્યો: "વાળ ખેંચાયા, ભાઈ? ખોટું લાગ્યું?"

માણિક કહે: "સૂઈ રહ્યો છું એ જોતો નથી? તો તેં વાળ શું કામ ખેંચ્યા?"

શરદ માણિકના વાળ પકડી, ખેંચી બોલ્યો, "આમ કરીને ખેંચાય તો તને લાગે કે?" શરદના મનમાં એમ કે તેને પણ માણિક ધોલ મારે તો બસ, કુસ્તી શરુ કરી દેવી.

પરંતુ શરદની ઇચ્છા પૂરી થઈ નહિ. માણિકનો ક્રોધ નિખાલસ વિપિન ઉપર જ બધો ખરચાઈ ગયો હતો. વાળ ખેંચાવા છતાં માણિક સૂતો પડયો જ રહ્યો.

શરદ બોલ્યો, "ના રમવું હોય તો ના રમતો. પણ રીસ તો જતી રહીને!" પછી વિપિનનો હાથ પકડીને બોલ્યો, "ચાલ રે વિપિન!"

વિપિન જતાં જતાં કહેતો ગયો: "માણિક, ગુસ્સે થઈશ નહિ, ભાઈ! તારા વાળ જરા ખેંચાયા તો હશે, પણ તેં પૂરો બદલો વાળી લીધો છે."

૨

માણિક હવે ફૂટબોલ રમતો નથી.—જિમ્નાસ્ટીક થવાનાં સ્વપ્ન તદ્દન છોડી દીધાં છે—બપારવેળા નિશાળમાંથી છટકી જઈ નદીકિનારે બેસી કવિતાઓ લખે છે. સવારે, સાંજે ગમે તે બહાનું કાઢી કુસુમને ઘેર જઈ તેને જોઈ આવે છે.

કુસુમ જોકે દેખાવે ખૂબ સુંદર નહોતી, તોપણ મોં ફૂટડું હતું. માબાપનું સૌથી નાનું સંતાન હોવાથી લાડકોડમાં ઉછરતી હતી. ગયા કારતકમાં તેને અગીઆરમું વરસ બેઠું. એકબે જગાએ સગાઈ કરવા વાતો ચાલતી હતી, પરંતુ હજી ક્યાંય ચોક્કસ થયું નહોતું.

માણિકે ધીરેધીરે કુસુમને મળી, વાતોચિતો કરી, કંઈક વસ્તુઓ લાવી આપી તેની સાથે પરિચય વધારી દીધો. માણિકની તરફ કુસુમનું પણ કંઈકેક આકર્ષણ દેખાવા લાગ્યું.

વૈશાખ આખરે કોલેજ બંધ થવાથી માણિકની ફોઈનો છોકરો પ્રભાસ તેને ત્યાં આવ્યો. પ્રભાસ માણિક કરતાં ત્રણ વર્ષ મોટો હતો. માણિક તેને વડિલ સમજીને તેનાથી કંઈક બીતો ચાલતો. પ્રભાસ આવતાં જ માણિકને પાઠ પૂછતો, આંક બોલાવતો, પિતામાતા તરફ ભક્તિ, ખરાબ સોબતનો દોષ, વગેરે વિષે ભાષણ પણ આપી નાખતો.

પરંતુ કલકત્તાની મિત્રમંડળીમાં પ્રભાસ એક મૂંગા કવિ તરીકે પ્રખ્યાત હતો. તેના મનમાં રજેરજે વ્યાપી રહેલો રોમાન્સ કેવળ પ્રેમપાત્રીના અભાવે મહામુસીબતે પ્રેમમાં પડયા વગર રહી ગયો હતો.

તે આવીને માણિકની ભાવગતિ જોઈ વારંવાર પૂછવા લાગ્યો કે ‘અલ્યા, તને થયું છે શું?’

પણ માણિક કંઇજ કબુલ કરતો નહિ. ખોળ કરતાં કરતાં છેવટે એક દિવસ માણિકની કવિતાઓની ચોપડી તેના હાથમાં આવી. કવિતાઓ વાંચ્યા પછી તેને કંઈ સમજવાનું બાકી રહ્યું નહિ. માણિક તરફ તેને એકદમ બહુ ભાવ અને ભક્તિ ઉત્પન્ન થયાં.

તે દિવસે નાસ્તો કરી લઈ પ્રભાસે માણિકને કહ્યું: "ચાલો, જરા નદીકિનારે ફરી આવીએ." માણિકે પહેલાં તો ના પાડી, પણ પ્રભાસે બહુ જીદ કરવાથી તેણે કબુલ કર્યું.

નદીતીરે થોડીવાર ફરી, કિનારે બાંધેલી એક ભાંગેલી હોડીમાં જઇને બંને જણા બેઠા.

પ્રભાસે કહ્યું: "હું બધું સમજી ગયો છું."

માણિક નવાઇ પામી બોલ્યો: "શું?"

"તારી છૂપી વાત"

માણિકે ધાર્યું કે બીડીઓ વિષે હશે. ટેબલમાં છૂપાવેલાં ખોખાં, તમાકુ વગેરે પ્રભાસ જોઈ ગયો હશે. એટલે સંદિગ્ધભાવે બોલ્યો: "બહુ ચાલાકી કરો મા પાછા."

પ્રભાત કહે: "આ ચાલાકીની વાત નથી—પણ ભારે મહત્ત્વની છે, જીવનમરણનો પ્રશ્ન છે."

હવે માણિકને પૂરો સંદેહ પડ્યો. તે બોલ્યો: "શું, છે શું? શી બાબત તું કહે છે?"

પ્રભાસ ખૂબ આઘે ધીમે ધીમે જતી હોડી તરફ નજર માંડી બોલ્યો: "તારા પ્રેમ સંબંધી."

માણિકને બીક લાગી કે હવે એ જરૂર બાપાને કહી દેશે અને માર ખવરાવશે, એટલે રોષે ભરાઈ મોં ચડાવી બોલ્યો: "વાહ! તુંય ખરો દોસ્ત દેખાય છે!"

પ્રભાસ કહેઃ "ભાઈ—મારી આગળ હવે છૂપાવવાનું શું કામ? હું બધું સમજી ગયો છું. તારું દુઃખ તે મારું દુઃખ. તારા તરફ મારી પૂરેપૂરી સહાનુભૂતિ છે."

માણિકને કંઈક નિરાંત વળી. જરા ભાંઠો પણ પડ્યો. તે કહેઃ "તને કોણે કહ્યું?"

હોડીનાં પાટીઆં પર જોડાની એડી ઠોકતાં ઠોકતાં પ્રભાસ બોલ્યોઃ "તારી કવિતાઓની ચોપડી મેં વાંચી છે. આપણા અતુલ બાબુજ્યેની છોકરી કુસુમ—એ જ ને?"

માણિકે માથું હલાવી જણાવ્યું: "હા. એ જ."

"તારી કવિતા પરથી તો લાગે છે કે આકર્ષણ બંનેનું સરખું છે.—ખરું ને?"

માણિક બોલ્યોઃ "મને એમ લાગે છે."

"સ્પષ્ટ વાત કદી થઈ છે?"

"ના."

"તેં કદીપણ તેને મનની વાત કરી નથી?"

"ના."

થોડીવાર બેમાંથી કોઇપણ બોલ્યું નહિ. છેવટે પ્રભાસ બોલ્યોઃ—

"જો, એ બધાં મારાં કુટુંબી છે. એટલે મળવું મુશ્કેલ તો નથી. પણ માબાપને જણાવવા પહેલાં કુસુમનું મન જાણી લેવાની જરુર છે. અનુમાન ફનુમાન નહિ ચાલે, સ્પષ્ટ પૂછી લેવું પડશે."

માણિક બોલ્યોઃ "એ તે કદી બને?"

પ્રભાસ ભવાં ચડાવી બોલ્યોઃ "નહિ બને તો કેમ ચાલશે?—તારે જો સાચેસાચ એને હાથ કરવી જ હોય તો આ સંબંધમાં જે કંઇ કરવું પડે તે તારે કરવું જ પડશે; તે સિવાય કામ કેમ પાર પડશે? વળી, વખત

ગુમાવવામાં પણ માલ નથી. કુસુમના વિવાહ માટે કેટલીય જગાએ પૂછપરછ ચાલે છે, થોડા દિવસમાં વિવાહ થઇ પણ જશે. પછી આખી જીંદગી તારે અફસોસ કર્યા કરવો પડશે એનો કંઇ ખ્યાલ છે?"

આ બધું સાંભળી માણિક ચંચળ થઇ ગયો. આટલા દહાડા પોતે કુસુમને ચાહતો હતો એટલું જ. લગ્ન જેવી કલ્પના તેણે કદી કરી નહોતી. હવે તેને એમ લાગવા માંડયું કે વાહરે! એની સાથે લગ્ન થઈ જાય તો તો કેવી મઝા પડે!"

"તો ભાઈ! તેની આગળ વાત કેવી રીતે કાઢવી એ કહો."

"તેં હું તને શીખવી દઉં. જરા લાગ જોઇ, ખૂણે બોલાવી, તેનો હાથ આમ પકડી તેને કહેવું: "જો કુસુમ—હું તને ખૂબ જ ચાહું છું. પણ મારે જરા તને પૂછવું પડે છે, તું મને ચાહે છે?" જો એ કહે: 'હા.' તો પૂછવું—"તું મારી નહિ થાય?—તું મને નહિ પરણે?" જો તે અનુકુળ ઉત્તર દે તો તેનો હાથ આ પ્રમાણે હોઠે લઇ ચૂમી દેવી."

માણિક બોલ્યો: "પણ ભાઇ, તે ના કહે તો?"

પ્રભાત બોલ્યો: 'પહેલપ્રથમ હા ના પણ કરે; ધણી ચોપડીઓમાં એવું વાંચવામાં આવ્યું છે. પહેલાં પહેલાં તો કોઇ કોઇ સાફ—ચોકખી 'ના' સંભળાવી દે છે. કોઇ કોઇ વળી કહે છે—"તમે બહુ ઉતાવળ કરી નાખી છે. વખત આવ્યે જવાબ દઇશ." આમાંથી તારા પ્રસંગમાં જે રીતે બનશે—તે રીતે આગળ કેમ ચાલવું તે હું તને શીખવી દઇશ."

ચંદ્ર ઊગી ગયો હતો. બંને જણા વિવિધ ગપ્પાં મારતા મારતા ઘેર આવ્યા.

બીજે જ દિવસથી માણિકલાલ લાગ શોધવા લાગ્યો. કેટલાક દિવસની મહેનત પછી તક પણ મળી. એક દિવસ સવારે તેને ઘેર તે ગયો. ઘરમાં કુસુમ સિવાય બીજું કોઇ નહોતું. કુસુમ રસોડાની ઓસરી પર પગ લાંબા કરી બેઠી બેઠી મમરા ખાતી હતી.

માણિક બોલ્યો,—"કુસુમ, બાગમાં આવે છે? તને કેરીઓ પાડી દઉં, ચાલ!"

કાચી કેરીના નામે કુસુમની જીભ સળવળી ઊઠી. મમરાનો ફાકો ગળે ઉતારી દઇ તે બોલી,—"ચાલોને ભાઇ!"

બાગમાં આવી આમતેમ જોઈ લઈ માણિક બોલ્યો:—"મને ફૂલ બહુ ગમે છે!"

કુસુમ બોલી,—"ખબ્બરદાર, ખબ્બરદાર—ફૂલ તોડશો નહિ, ફૂલ તોડાય તો મા બહુ વઢે છે."

માણિક કહે,—"ના, રે, ચૂંટતો નથી. હું તો એમ કહું છું કે મને ફૂલ બહુ ગમે છે. ફૂલને કવિઓ શું કહે છે, ખબર છે?"

કુસુમ મોં ફેરવી બોલી,—"વાહ! એટલીય ખબર નહિ હોય? પુષ્પ. અમારા 'કાવ્યસાગર'માં લખેલું છે.—

વૃક્ષડાળે પુષ્પ ઝૂલે કેવાં મનોહર!
પંખી બોલે, સુધા રેડે શ્રવણ ભીતર!

ઠીક, માણિકભાઇ, તમે તો અંગ્રેજી ભણો છો, ત્યારે કહો જોઇએ, વૃક્ષ એટલે શું?

—કુસુમની આંખો માણિક તરફ જોઈ જાણે હસવા લાગી. માણિક બોલ્યો,—"પુષ્પ સિવાય બીજો કોઇ સરસ શબ્દ છે?"

"ઓહો! પણ તમે પહેલાં મારા સવાલનો જવાબ તો દો, સાહેબ! વૃક્ષ એટલે શું?"

"વૃક્ષ એટલે ઝાડ."

"બસ કે!" કુસુમે હસતાં હસતાં માથું હલાવ્યું.

માણિક બોલ્યો, "હવે કહેને, પુષ્પ સિવાય બીજો કોઇ સરસ શબ્દ છે?"

"બીજો વળી શું? ઠીક રહો, વિચાર કરી જોઉં" આમ કહી કુસુમ હોઠ ફફડાવતી કંઇ ગણગણવા લાગી. કંઇ કવિતા યાદ કરતી હશે.

માણિક કહે—“કુ—”

કુસુમ બોલી—“કુ? કુ શું?”

“કુહુ કુહુ રવ કરી ટહુકે કોકિલ

કુસુમ—

“ઓહો! યાદ આવ્યું. ફૂલનું બીજું એક નામ કુસુમ. હા, કુસુમ!

“કુસુમકળી ડોલાવી, ધીરે વહે અનિલ!”

“ઠીક, ત્યારે માણિકભાઈ, અનિલ એટલે શું, કહો જોઈએ?”

માણિક કહે: “અનિલ એટલે પવન.”

બાળિકાની આંખમાં એક આનંદ અને પ્રશંસાનો ચમકાર દેખાયો.

માણિકે શિખામણ પ્રમાણે કુસુમનો હાથ પોતાના હાથમાં લીધો. પછી કહ્યું: “સમજી કે? મને ફૂલ બહુ ગમે છે, એટલે, મને કુસુમ બહુ ગમે છે. હું તને ચાહું છું, કુસુમ, તું મને ચાહે છે?”

કુસુમે લગીરે અચકાયા વગર જવાબ દીધો—“હાં.”

માણિકે કહ્યું: “જો, કુસુમ, ઘણા દિવસથી તને જરા પૂછવાનું કરું છું. તું મને પરણીશ?”

પહેલા સવાલનો અર્થ તો કુસુમ કંઈજ સમજી નહોતી. આ બીજો સવાલ બરાબર સમજી ગઈ. પણ આ સવાલમાં જ બધું ધૂળ થઈ ગયું. ‘હત્’ કહેતીકને માણિકનો હાથ છોડવી, કુસુમ નાસી ગઈ. તેના પગનાં ઝાંઝર ઝણ ઝણ કરી ઊઠ્યાં. તે દેખાઈ ત્યાંસુધી માણિક તેની પાછળ જોઈ રહ્યો.

કુસુમના ગયા પછી માણિક બધો પ્રસંગ મનમાં ને મનમાં વિચારવા લાગ્યો. વિવાહનું નામ સાંભળતાં કુસુમ આમ નાસી ગઈ, તેનો અર્થ શું? ત્યારે શું કુસુમ સંમત નથી?

વાંચેલી નવલકથાની ચોપડીઓ માણિક એકેએક યાદ કરવા લાગ્યો. ધીમે ધીમે એણે એનો અર્થ ખોળી કાઢ્યો. લજ્જા પ્રણયનું ચિરંતન સાથી છે. અને, કુસુમના નાસી જવાનું કારણ લજ્જા છે, એ સંબંધી તેના મનમાં કંઈજ સંદેહ રહ્યો નહિ.

૪

પ્રભાસ બધું સાંભળી લઈ બોલ્યો:—'તો હવે કંઈ ચિંતાનું કારણ નથી. એ ચાહે છે એટલું એણે કબૂલ કર્યું છે, એટલે વિવાહમાં એની સંમતિ છે એમ તારે સમજી જ લેવાનું. હવે બંનેના માતપિતાની સંમતિ મેળવી લેવાય કે પત્યું.'

માણિક બોલ્યો: "મારા પિતાને તમે કહો તો ઠીક થશે."

પ્રભાસ કહે: "હં, તે કરતાં તો તું કહે તે સારૂં. હું કહું તે સારૂં પણ ન દેખાય. ગમે તેમ પણ તારો તો એ પિતા છે—મારા મામા છે એની કોણ ના કહે છે? પણ પિતા અને મામામાં બહુ ફેર છે."

માણિક કહે: "પણ મારાથી એ નહિ બને. તેં જ મને પહેલેથી કહેલું કે તું એમને બધી વાત કહીશ, અને હવે ફરી કેમ જાય છે?"

પ્રભાસે માણિકને શરૂઆતમાં જે રીતે ઉત્સાહ આપેલો, તે વખત આવ્યે જાગવી શકયો નહિ. માણિકના પિતા નંદલાલ બાબુ અત્યંત મિજાજી માણસ હતા, તેમની આગળ જઇને વાત કરવામાં તો ભારે હિંમત જોઇએ.

આમ હું, તું કરતાં કરતાં આઠ દહાડા થઈ ગયા. માણિક અને પ્રભાસ જ્યારે જ્યારે એકાંતમાં હોય ત્યારે આ સિવાય બીજી વાત જ ન હોય. પહેલાં એ બે વચ્ચે ગુરુશિષ્ય જેવો જે એક સંબંધ હતો તે આજે દોસ્તી રૂપે ફેરવાઈ ગયો હતો.

એક દિવસ માણિકે કુસુમના નામે એક મસ્ત કવિતા લખી નાખી. પ્રભાસ તે વાંચીને ધન્ય ધન્ય પોકારવા લાગ્યો. તે કહે: "જાત અનુભવ વગર કવિતા લખાય તે કવિતા જ નથી. કુસુમને આ જરૂર દેખાડવી જ જોઇએ."

ઉત્તમ નોટપેપર ઉપર લાલ શાહીની બોર્ડર બનાવી, આસમાની શાહીથી માણિકે કવિતાની નકલ ઉતારી. પછી લાગ જોઈ કુસુમને એકાંતમાં મળ્યો.

કુસુમે કવિતા લઈ વાંચી. શું સમજી તે એને જ ખબર! માણિક બોલ્યો: "કુસુમ, એ તારી પાસે રાખીશ?"

કુસુમ કહેઃ "હાસ્તો, કેમ નહિ?"

માણિક કુસુમનો આગ્રહ જોઈ આનંદથી અધીરો થઈ જઈ બોલ્યો:— "કોઇને દેખાડી તો નહિ દેને, કુસુમ?"

કુસુમ મક્કમતાથી માથું ધુણાવી બોલીઃ "કોઇને ય નહિ."

"જોજે, ખૂબ સાચવીને લઈ જજે. કયાં સાચવી રાખીશ?"

"કેમ, મારી પેટીમાં."

માણિક નિશ્ચિંત થઇ ઘેર આવ્યો.

બીજી તરફ પરમ સત્યવાદી કુસુમ ઘેર જઇને બોલી—"બહેન, એક વાત કહું, જો સાંભળ."

તેની મોટી બહેનનું નામ હતું નલિની. તે સોળ વર્ષની હતી. પરણેલી હતી. પતિનો તેના પર ખૂબ પ્રેમ હતો—એટલે હસમુખી અને કુતૂહલપ્રિય હતી.

બહેન આવતાં જ કુસુમે કહ્યું, "કોઇને કહી તો નહિ દેને?"

"કોની ચીઠી છે હેં?—" કહેતાંક નલિનીએ ઝાપટ મારી પરબીડિયું ખુંચવી લીધું. અને બીજી જ પળે તે ઉઘાડી વાંચવા માંડયું:—

"કુસુમલતા
મનની કથા
કહું છું—"

વાંચતાં જ નલિની આભી થઇ ગઇ. કાગળ ઉલટાવી નામ ખોળ્યું, પણ તે લખેલું નહોતું. તેણે પૂછ્યુંઃ "આ કયાંથી લાવી?"

"માણિકભાઇએ આપ્યો છે."

"કોણ? પેલા માણકાએ?"

"હા."

નલિની ગાલે હાથ દઇ બોલી: "ઓ મા! આ શું! આવું બધું તને શું કરવા એ લખે?"

કુસુમ બીતી બીતી બોલી, "શી ખબર!"

"આવી પ્રેમની કવિતા! તમને પ્રેમ થઇ ગયો છે કે શું?"

કુસુમ બોલી, "માણકો મને એક વખત કહેતો હતો કે હું તને ચાહું છું."

નલિની સહેજ હસીને બોલી: "વાહરે! છોકરાને પ્રેમ—" ફરી વાંચવા માંડયું—

"કુસુમલતા
મનની કથા
કહું છું.
રાતદિન હું
તારૂં મુખડું
જોઉં છું."

વાંચતી જાય ને નલિની હસી હસી બેવડ વળી જાય. તે બોલી, "દુનિયામાં બીજો મેળ ખોળ્યો જડયો નહિ કે છેવટે લખ્યું "જોઉં છું." એના કરતાં તો "દહીં શું" લખ્યું હોત તો વધારે સરસ લાગત. કેમ ખરૂંને કુસુમ? જો સાંભળ—

કુસુમલતા
મનની કથા
કહું છું.
દિનરાત હું
તારું મુખડું
દહીં શું!

એટલે દહીં દેખીને જેમ કોઇકોઇને ખાવાનું મન થઇ જાય છે, તેમ તારું મોં જોઇને,—મને પણ તેજ પ્રમાણે—મન થઇ જાય છે–" નલિની ખડખડ હસવા લાગી.

હસવાનો અવાજ સાંભળી મા ત્યાં આવી પહોંચી. તે બોલી: "કેમ આટલું બધું હસવું આવે છે! શું થયું છે?"

નલિની માના હાથમાં ચિઠ્ઠી આપી બોલી: "આ લો મા, તમારા નાના જમાઈ તમારી દીકરીને કેવું કેવું લખે છે, વાંચો."

મા લખેલું જોઈ રહી બોલી: 'કંઈ વાતના ઢંગ તો રાખ. શું છે એ તો કહે.'

નલિની માની વધુ નજીક જઈ બોલી: "પ્રેમની ચિઠ્ઠી! આવડી મોટી દીકરી થઈ, હજી પરણાવી નથી,—એટલે દીકરીએ પોતે જ પોતાનો વર ખોળી કાઢ્યો છે."

મા તો અવાક થઈ ગઈ. બોલી: "કોણે એ લખી છે?"

"એ બધું પાછળથી. હમણાં તો આ સાંભળી લો." માના હાથમાંથી કવિતા લઈને નલિનીએ વાંચવા માંડી—

"કુસુમલતા
મનની કથા
  કહું છું.
દિનરાત હું
તારું મુખડું
  જોઉં છું.
શયને સ્વપ્ને
કે જાગરણે
  સદા સર્વદા,
ચિંતા કરું તારી
અનુપમ નારી
  ઓ રે પ્રેમદા!
ચિંતાએ ચિંતાએ
નિંદર ત્યાગીને
  ઢાળું અશ્રુજલ
જેમ સૂકું વૃક્ષ,
થાય દાહે ભક્ષ
  બળું હું અનલ.—"

માએ આગળ વાંચન અટકાવી કહ્યું,—"કેવી મુર્ખાઈ કરે છે, આ કંઇ સારૂં દેખાતું નથી. કોણે લખી છે એ તો કહે."

"ચૌધરીના ઘરના માણકાએ."

"માણકો? જોયો ન હોય તો! પડે ચૂલામાં! લુચ્ચો, હરામખોર! આવું ભણ્યો છે કે?"—આમ બોલતી મા કુસુમને જોવા લાગી." કુસમી, કુસમી, કુસમી ક્યાં ગઇ મૂઇ?"

કુસુમ બધો રંગ જોઇ પહેલાંથી જ છટકી ગઈ હતી.

ગુસ્સે ભરાયેલી માએ બહાર નીકળી કુસુમને પકડી લીધી. કહ્યું, "આ શું છે બધું તોફાન?"

કુસુમ નરમ થઇ જઇ બોલી, "મને ખબર નથી!"

"ખબર નથી, કહે છે, અભાગણી?—ખાઈ ખાઇને રોજ હાથણી થતી જાય છે.—અને ભણી ભણીને આવું ભણી છે કે? શું, આ બધું શું છે?"

કુસુમ બોલી: "અભાગિયા અક્કરમી માણકાએ મને આપી તેમાં હું શું કહું?—એમાં મારો શો વાંક?"

"તને આપતી વખતે શું કહ્યું હતું?"

"કહે કે માને કે કોઇને બતાવીશ નહિ—પેટીમાં છુપાવી રાખજે."

માએ પછી કુસુમને ઘણા સવાલો પૂછ્યા. છેવટે કુસુમે જણાવ્યું: "એક વખત બાગમાં બોલાવી લઇ જઇને માણકો મને કહે કે હું તને કેરીઓ પાડી આપું, તું મને પરણીશ? ચલ બાયલા! કરીને હું તો આવતી રહી."

આ સાંભળી ગુસ્સામાં હોવા છતાં માના હોઠ પર જરા હસવું આવી ગયું. છેવટે તેણે કહ્યું—

"જો સાંભળ, ફરી જો કદી માણકાના આંગણે ગઈ છે, કે એની સાથે કંઈ વાત કરી છે કે રમવા ગઈ છે તો ટોટો પીસી નાખીશ, એ નક્કી જાણજે. સમજી?"

કુસુમ રોતી રોતી કહેવા લાગી: "બા! પણ હું શું કરૂં? મને એણે આપી શું કરવા?"

માએ પછી એ કવિતા ચૂરેચૂરા કરી ચૂલામાં ફેંકી દીધી.

## ૫

ખરેખર, કવિએ સાચું જ કહ્યું છે કે પ્રેમનો માર્ગ કદી પણ સુંવાળો ને સરળ હોતો નથી. જે પ્રેમ કરે છે, તે રુવે છે. પ્રેમ "કેવળ દુઃખમય" છે, એથી વધુ તો પ્રેમ "કેવળ અશ્રુમય" છે એ સત્યનો કોણ અસ્વીકાર કરશે ?

કુસુમનો તો ઠપકો ખાઇને જ છુટકો થયો પણ માણિકલાલના નસીબમાં કંઇ જુદી જ દુર્દશા લખાયેલી હતી.

માણિકના પિતા નંદ ચૌધુરી ગામના ડાકટર હતા—ખૂબ કમાતા હતા. સવારે દરદીઓને જોવા બહાર જાય, તે બપોરે બાર વાગે ઘેર આવે. પછી ખાઈ કરી વામકુક્ષી કરે.

એથી પ્રભાસ અને માણિકે વિચાર રાખ્યો કે બપોર પછી જ્યારે તે ઊંઘમાંથી જાગે, ત્યારે પ્રભાસે જઇને એમને આ વાત કરવી.

બંને જણા ઓરડા બહાર બેસી રાહ જોતા હતા કે ક્યારે તેઓ ઊઠે ! કોઇ પ્રબળ શંકા અને અનિશ્ચિતતાને લીધે બંનેનાં મોં પર શાહી ઢળેલી દેખાતી હતી.

છેવટ ચાર વાગ્યા. બિછાનામાંથી નંદ ચૌધુરીની હાક સંભળાઇ—
"એ...ઈ...રામા,—ચાલ, હોકો લાવ."

થોડીક ક્ષણ વીતી જવા દઇ, પછી કંપતો કંપતો પ્રભાસ મામા બાબુના શયનગૃહમાં પેઠો.

નંદ ચૌધુરી બિછાના પર તકિયાને અઢેલી બેઠા હતા. હમણાંજ ઊંઘ-માંથી ઊઠેલા હોવાથી તેમની આંખો લાલચોળ હતી. નીચે એક નાની ખુરસી પર હુકો મૂકેલો હતો, અને હુકાની નળી મોંમાં હતી.

પ્રભાસ પ્રવેશ કરી, પથારી પાસે એક ખુરસીમાં બેઠો. નંદ ચૌધુરીએ પૂછ્યું: "કેમ પ્રભાસ !" તેમના અવાજમાં નિદ્રાનું ઘેન સ્પષ્ટ હતું.

પ્રભાસ કપાળ પરનો પરસેવો લૂછી નાખી બોલ્યો: "જી, આપને આજે એક વાત કહેવા આવ્યો છું."

નંદ ચૌધુરી ઉત્સુક થઇને, હોકાની નળી મોંમાંથી બહાર કાઢી પ્રભાસ તરફ જોઇ રહી અસ્ફુટસ્વરે બોલ્યા: "શી વાત ?"

પ્રભાસનું હૃદય કંપવા લાગ્યું. તેને પસ્તાવો થવા લાગ્યો,—અરે ! કેમ અહીં આવ્યો !—આ જાળમાં હાથે કરીને મેં મને શું કામ ફસાવા દીધો ? પરંતુ આરંભ કર્યો છે, સ્ટેજ પર ચડયો છું, તો તો પાર ઊતરવું જ જોઇએ. એટલે આગળ વાત કરવી જ પડી. તે બોલ્યો: "આપણા માણિક માટે હવે ભારે ચિંતા કરવા જેવું થયું છે."

"કેમ ? શું થયું છે ? કંઇ રોગબોગ થયો છે શું ?"

જાતે ડોકટર એટલે રોગનાં જ સ્વપ્નાં પહેલાં દેખે. પ્રભાસ કહે, "જી, શારીરિક રોગ નથી, માનસિક છે."

ચૌધુરી હુકાની નળી ફરીથી મોંમાં નાંખી બોલ્યા: "કઇ જાતનો ?"

"એ એક છોકરીના લવ (પ્રેમ)માં પડયો છે."

હોકાની નળી મોંમાંથી એકદમ બિછાના પર નાખી દઇ નંદ ચૌધુરી ઊઠી બેઠા થયા. અને, બોલ્યા: "શું કહ્યું ?'

પ્રભાસ તેમના મોંનો ઢંગ જોઈ આવતી વિપત્તિ કળી ગયો. તે બોલ્યો: "જી. એક છોકરી સાથે પ્રેમ થયો છે."

"પ્રેમ થયો છે ! એ વળી કઈ જાતનો ? થયું છે શું ? કોની સાથે પ્રેમ થયો છે !"

"જી, અતુલ બાબુજ્યેની કુસુમલતા છે ને, તેની સાથે 'લવ'માં પડયો છે. તેથી આપને કહેવા આવ્યો છું કે જો એને સુખી કરવો હોય તો કુસુમ સાથે એનો વિવાહ કરો."

નંદ ચૌધુરી આ સાંભળી ગંભીર થઇ હોકો ગડગડાવવા લાગ્યા. થોડી વાર પછી મૃદુ સ્વરે બોલ્યા: "કેવી રીતે 'લવ'માં પડયો ?"

પ્રભાસને પાનો ચડયો. તેને લાગ્યું કે ગમે તેમ પણ પુત્રના દુઃખે પિતાનું મન પીગળ્યું છે. તે બોલ્યો: "જી, કેવી રીતે પ્રેમમાં પડયો, તે કેમ કરી કહી શકાય ?—તોપણ એટલું કહી શકું છું કે આકર્ષણ બંનેને સરખું છે."

ચૌધુરી બોલ્યા: "બંનેનું ? ઠીક !—" આમ કહી એ હુકો ગડગડાવવા લાગ્યા. થોડીવાર પછી તેમણે પૂછયું: "એ પરણવા માગે છે ?"

માથું નીચું ઢાળી ધીરે ધીરે પ્રભાસ બોલ્યો:—"જી, એ જ તો માત્ર સ્વાભાવિક પરિણામ છે. બીજું થાય પણ શું ? માણિક કહે છે કે જો લગ્ન નહિ થાય તો તેનું જીવન સાવ શૂન્ય—ખાલી ખાલી થઇ જશે.'

ચૌધુરી કહે: "સાવ શૂન્ય ? ખાલી ખાલી ? ઓહ ! " આમ કહી તેઓ દમ ખેંચવા લાગ્યા. પ્રભાસ થોડીવાર રહી બોલ્યો: "પહેલી વારનો પ્રેમ મોટેભાગે બહુ ઊંડો હોય છે. તેને રોકવા જતાં બધી બાજુથી સર્વનાશ થાય છે."

ચૌધુરી બોલ્યા: "માણકાને બોલાવ."

પ્રભાસ ઊઠીને માણિકના ઓરડામાં ગયો. માણિક હાથ વડે મોં ઢાંકી સૂતો પડયો હતો. મંદમંદ હસતાં હસતાં પ્રભાસે કહ્યું:

"માણિક, જા ભાઇ, મામા બોલાવે છે."

માણિકે કહ્યું: "કેવું ઉતર્યું છે ?"

"આ ઘડી સુધી તો સીધેસીધું. ખૂબ લાગણીપૂર્વક વાત કરતા હતા."

પણ માણિકને વિશ્વાસ બેઠો નહિ. ખરેખર તેના નસીબમાં શું આટલું સુખ લખાયેલું છે ? તે બોલ્યો: "ચાલો ત્યારે."

પ્રભાસ કહે: "તું એકલો જા. કારણ કે આ વખતે કોઇ ત્રીજા માણસે ઊભા રહેવું ઠીક નથી. બાબત એવી છે—"

માણિક કહે: "ના ભાઇ, તું ચાલ.—નહિ તો મને બીક લાગે છે."

પ્રભાસ બોલ્યો: "ઠીક ત્યારે, દશેક મિનિટ પછી હું આવું છું." એમ કહી તેણે માણિકને અંદર ધકેલી દીધો.

માણિકે પ્રવેશ કર્યો, ત્યારે તેના પિતા આરસી સામે ઊભા ઊભા માથામાંથી પાકા વાળ ખેંચી કાઢતા હતા. માણિકનું પ્રતિબિંબ આરસીમાં પડ્યું.

નંદ ચૌધુરીએ મોં ફેરવ્યું. માણિકને પૂછ્યું: "તારી પરીક્ષા ક્યારે છે?"

માણિક કહે: "હવે બાર દિવસ છે."

"તૈયારી કેવીક થઇ છે?"

"જી, જોઇએ તેવી."

"ભણવા કરવાનું ચિત્ત દઇને કરે છે ને? કે પછી રમતો ભમતો ફરે છે?"

"જી ના, બહુ રમતો કરતો નથી."

"ત્યારે શું કરે છે? લવમાં પડ્યો છે, કેમ?"

માણિક તેમનો સ્વર અને ચહેરો જોઇ જવાબ આપી શક્યો નહિ, ઊભો જ રહ્યો. તેના શરીરે પરસેવો વળવા લાગ્યો.

તેના પિતા ધીરે ધીરે તેની પાસે આવ્યા. આવીને ડાબા હાથ વડે તેનો જમણો કાન પકડ્યો. પછી કહ્યું: "કેમ, બોલને?"

માણિક કંઇ બોલવાનું કરતો હતો, પણ બોલી શક્યો નહિ.

તેના પિતાની લાલચોળ આંખો ચકળવકળ ફરવા લાગી, દાંત જોરથી ભીંસાવા લાગ્યા.

ફરતી આંખો સ્થિર થતાં તે બોલ્યા: "સ્ટુપીડ, સુવર,—કાલે તો પરીક્ષા આવી છે—ભણવું ગયું, વાંચવું ગયું, અને "લવ" થાય છે!" બોલતાં બોલતાં તેમણે તડાતડ તેના ગાલ પર ઉપરાઉપરી બે પાંચ તમાચા લગાવી દીધા.

પ્રભાસ બરાબર આ જ વખતે બારણા આગળ આવી પહોંચ્યો હતો. તમાચા પડતા સાંભળી તે ત્યાંથી અગિયારા ગણી ગયો.

માણિક બે હાથે મોં અને આંખ ઢાંકી મોટેથી રોવા લાગ્યો.

નંદ ચૌધુરી તેને છોડી પછી બિછાનામાં આવી બેઠા. બેઠા બેઠા બોલવા લાગ્યા,—"આ કેટલા દહાડાથી રાતદિવસ પ્રભાસની સાથે ગુસપુસ ગુસપુસ ચાલ્યા જ કરે છે—મને થાય કે છે શું, આમને તે કોઈનું રાજ્ય જીતી લેવું છે કે શું કરવું છે! હતભાગી, પાજી, વાંદરો! પ્રેમમાં પડ્યો છે! સાવ શૂન્ય—ખાલી ખાલી થઇ જશે! આટલું બધું શીખી આવ્યો કયાં જઇને! અમે તો આ ઘરડા થઈ મશાણમાં ચાલ્યા, પણ અમે તો હજી આમાંનું કંઇ જાણતા નથી! ભણવાગણવાનું નામ નહિ! ખાશો કયાંથી લાવીને? હું આ ખરે બપોરે સૂરજ માથે કરી દરદીઓની નાડીઓ જોતો ફરું છું, બે પૈસા કમાતાં તો જીભ સૂકાઇ જાય છે—હું જીવતો બેઠો છું એટલા દહાડામાં ચિત્ત દઇને ભણીગણી કામે લાગી જા! એ તો છે નહિ! અહીં તો કુંવર અમારા, પ્રેમમાં પડયા છે! અને આ પ્રભાસ કોલેજમાં ભણીગણીને આવો અસલ વાંદરો પાકયો છે એવી મને ખબર નહિ. ભાઈ વકીલાત કરવા આવ્યા'તા! ચાલ, જતો રહે! ફરી જો આવી પાગલાઈ કરી છે તો જુને જુને ચામડી ઉતારી નાખીશ. સમજ્યો?"

માણિક રોતો રોતો ત્યાંથી જતો રહ્યો.

*

ડાકટર બાબુની ચિકિત્સા તરત જ ફળી. માણિક છોકરાને પણ બહુ સમજુ કહેવો જોઇએ. નવલકથાઓમાં લખ્યા પ્રમાણે પ્રેમમાં પડયો હતો, પરંતુ નવલકથાઓને અનુસરીને ઘર છોડી જતો ન રહ્યો, કે ઝેર પણ ખાધું નહિ. ઝેર તો ન ખાધું, પણ કુસુમના વિવાહ વખતે મિષ્ટાન્ન પર બરાબર હાથ માર્યો. એટલું ખાધું કે બીજે દિવસે માંદો પડયો. એ તકનો લાભ લઇ આઠ દિવસ સુધી એ નિશાળે જ ગયો નહિ. પ્રભાસ પોતાને ગામ જતો રહ્યો હતો. એટલે, પ્રેમીના આદર્શમાંથી પાછા હઠવા માટે તેની ખબર લે તેવું કોઇ તેની પાસે રહ્યું નહોતું. તેથી બે દિવસમાં જ શરીર સારું થઈ ગયું હતું અને બાકીના દિવસો માણિકે ઝાડની એક ડાળથી બીજી ડાળ કૂદકા ભરવામાં વિતાવ્યા હતા.

## છૂટ્યા !

### [૧]

નાતાલની રજાઓ પડવાથી નગેન્દ્ર બાબુ સસરાને ત્યાં કલકત્તા આવ્યા છે.

નગેન્દ્ર બાબુ પૂર્વ બંગાળાના ડેપ્યુટિ મેજીસ્ટ્રેટ છે. હમણાં તેમની ફરિદસિંહ જીલ્લામાં બદલી થઈ છે. બદલી થતાં પુત્ર પરિવારને કલકત્તા મૂકી ગયા હતા; હવે રજાઓ પડતાં તેમને તેડી જવા આવ્યા છે.

અત્યારે કલકત્તામાં ભારે ધમાધમ ચાલી રહી છે. હિંદી મહાસભાની ત્યાં બેઠક મળવાની છે. કળાપ્રદર્શન તો ખુલ્લું પણ મુકાઇ ગયું છે.

નગેન્દ્ર બાબુના સસરાનું ઘર ભવાનીપુરમાં આવેલું છે. તેમના સસરા પેન્શન ઉપર ગયેલા સબ-જજ છે. તેમના ત્રણ સાળાઓમાં એક હાઇકોર્ટનો વકીલ છે, બીજો સરકારી કચેરીમાં કલાર્ક છે, અને ત્રીજો આવું કશું કામ કરતો નથી, કેવળ સભા સમિતિઓમાં ભાષણો કરતો ફરે છે.

નગેન્દ્ર બાબુની ઉંમર સત્તાવીસ વર્ષની છે. આ પાંચ વર્ષથી ડેપ્યુટિ થયા છે. એમ.એ. ની પરીક્ષામાં એ પહેલે નંબરે પાસ થયા હતા. વિદ્યા-બુદ્ધિશક્તિ જોઇએ એવાં છે; તેથી એમની સાળી, સાળાવહુઓ વગેરે એમને નિઃસંકોચે "ધડાદાસ" કહીને બોલાવતાં. મૂર્ખ ડેપ્યુટિને દીનબંધુ 'ધડાદાસ' કહેવામાં આવતો હતો. લંગડાને લંગડો ને કાણાને કાણો કહેવાથી તેને માઠું લાગે ને દુઃખ પણ થાય, પરંતુ જે લંગડો ન હોય કે કાણો પણ ન હોય તેને તેથી કંઇ લાગે નહિ. તે જ રીતે નગેન્દ્ર બાબુને "ધડાદાસ" કહેવા છતાં તેમને માઠું લાગતું નહિ.

કોન્ગ્રેસની બેઠક મળવાના અગાઉ દિવસે ડેપ્યુટિ બાબુ ચા પી બેઠા હતા. તેમનો નાનો સાળો અને સાળીઓ વગેરે તેમને ઘેરી વળી બેઠાં હતાં.

ગિરીન્દ્રનાથ બોલ્યો: "ફરિદસિંહમાં અત્યારે કંઈ ધમાધમ ચાલે છે કે નહિ?"

"ધમાધમ જેવું હજી સુધી તો કંઇ નથી."

ઇન્દુમતીએ કહ્યું: "સ્વદેશીનું કેમ ચાલે છે?"

"ઓછું નથી ચાલતું. તોપણ નોકરી પર ચડતાં પહેલાં છાપાંમાં જેવું વાંચેલું તેવું તો ત્યાં કંઈ નહોતું."

સત્યેન્દ્ર બોલ્યો: "એ તો એમ જ હોય. હમેશાં સરખો ઉત્સાહ ટકતો નથી. આ કલકત્તામાં પણ પહેલાં મેં જેવું જોયેલું—"

ડેપ્યુટિ બાબુ બોલ્યા: "તમારા કલકત્તા કરતાં તો ફરિદસિંહમાં સ્વદેશીની ચળવળ ઘણી જ વધારે જોરમાં છે. ખુલ્લી રીતે એક વિલાયતી કાપડનો ટૂકડો ખરીદવાની પણ કોઈની છાતી ન ચાલે! ખભે લાઠી ભેરવી છોકરાઓ રસ્તા પર પહેરો ભરતા ફરે છે."

નાનો સાળો બોલ્યો: "રાષ્ટ્રીય શાળાના વિદ્યાર્થીઓ કે?"

"મોટે ભાગે તો એઓ જ. પણ બીજી નિશાળના છોકરાઓ પણ હોય છે."

"માસ્તરો કંઇ કહેતા નથી?"

"હાથ ધોઇ નાખ્યા હશે."

"પોલિસ?"

"પોલિસની એ લોકો ક્યાં પરવા કરે છે ને! સાંજે બજારમાં ફરતાં ફરતાં મેં ઘણીવાર જોયું છે કે પોલિસ ફરતી હોય અને છોકરાઓ કહે,—"એ જી, એ જી પોલિસ, જુઓ હમે પિકેટિંગ કરીએ છીએ."—અને પિકેટિંગ કરે છે.

આ સાંભળી સૌ હસવા લાગ્યા. સત્યેન્દ્ર બોલ્યોઃ "ઠીક, પણ નગેન્દ્ર બાબુ, આપ હવે ફરિદસિંહ જઈ બચુને રાષ્ટ્રીયશાળામાં દાખલ કરાવશોને?"

નગેન્દ્રબાબુ હસીને બોલ્યાઃ "અરે! તો તો થઇ જ રહ્યું તો. કાલે ઘેર બેસવું પડે."

"ઘેર ન બેસવું પડે તો આપ જરુર કરો?"

"જરુર; એમાં કંઇ સંશય છે?"

ગિરીન્દ્રે કહ્યુંઃ "તો એવી ચાકરી શું કામ કરો છો?"

"ના કરું તો ખાઉં શું?"

"કેમ, આપને તો કાયદાનો પૂરો અભ્યાસ છે. વકીલાતની પરીક્ષા આપી મારા મોટાભાઇની જેમ હાઇકોર્ટમાં વકીલાત કરો."

"હવે કંઇ ઘરડેઘડપણ પરીક્ષાઓ પાસ થવા જવાય છે!"

ઇંદુમતી બોલી, "ત્યારે એમ કહોને કે ગોરા દેવોની નોકરી છોડાતી નથી. ઠીક, પણ એ તો કહો કે તમે સ્વદેશીની તરફેણમાં કે વિરુદ્ધમાં?"

"તરફેણમાં. આ જુઓને, ત્યાં લઈ જવા અહીંથી પચાસ રૂપિયાનું તો સ્વદેશી કાપડ ખરીદી લાવ્યો છું."

"એમ કેમ, ત્યાં દેશી કાપડ મળતું નથી શું?"

"મળે, પણ કિંમત કંઈક વધારે પડે."

સત્યેન્દ્ર હસીને બોલ્યોઃ "સમજીને ઇન્દુ? ત્યાં ખરીદવા જાય તો વખતે ગોરા દેવોને ખબર પડી જાય, એ બીકથી તો અહીંથી ખરીદ કરી લઈ જાય છે."

નગેન્દ્ર બાબુ હસીને બોલ્યાઃ "પણ એમાં ખોટું શું છે? છૂપી રીતે પુણ્યકાર્ય કરવામાં શું કંઈ નુકસાન છે?"

"તે તો નથી જ. પણ એ જ નિયમ મુજબ પ્રકટ રીતે પાપ ના કરશો."

એવામાં બહારથી કેટલાક જણનો એક સાથે ગાવાનો કંઠ સંભળાયો. સૌએ કહ્યુંઃ "આ 'માતૃપૂજક સમિતિ' કોન્ગ્રેસ માટે ભીક્ષા માગવા આવી છે."

સૌ બહાર જઈ ઊભા. જોયું તો પચાસેક માણસો—યુવકો ને બાળકો; માથે પીળી ટોપીઓ પહેરેલી છે, કોઈ ઢોલ બજાવે છે, તો કોઇ મંજીરા બજાવે છે, કોઇકોઇના હાથમાં 'વંદે માતરમ્' ચિતરેલી ધજા છે, અને, એક જણના હાથમાં એક મોટો થાળ છે, તેમાં ઘણા પૈસા પડેલા છે. સૌ એક સાથે ગાય છે—

જ્યાં હો ત્યાં ભાઈ! તું જનમભૂમિની
હરખેથી હાક સુણી લે,
માતાના પૂજનમાં, આવ હવે આવ જરી,
કંઈ કંઈ નો ભેટ ધરી લે.
કોઈ પાસે સોનું ને કોઈ પાસે રૂપું,
અંજલિ ભરીને ધરી દે.
ઓ ભાઈ!
આવો ના અવસર, આવે સદા સદા,
આપીને પ્રાણ ભરી લે,
દેવા ના હોય વધુ, તો યે જે હોય કંઈ
લજ્જા છોડીને ધરી દે,
જેને ન હોય કંઈ, માતાને પાય ભાઇ!
પ્રીતે પ્રણામ કરી લે!

ઘરનાં સૌએ કોઇએ રૂપિયો, કોઇએ અડધો, કોઇએ પાવલી, થાળમાં મૂકવા માંડી. નગેન્દ્ર બાબુએ એક દશ રૂપિયાની નોટ થાળમાં મૂકી દીધી.

નોટ જોઇ હાથમાં નોટપેન્સીલવાળો એક યુવક આવી બોલ્યોઃ "આપનું નામ, મહાશય ?"

નગેન્દ્ર બાબુએ કહ્યુંઃ "નામની શી જરુર છે ?"

"પાંચ રૂપિયાથી વધારે હોય તો નામ લખી લેવાનો નિયમ છે."

તો લખોઃ "એક બંધુ."

સત્યેન્દ્રે કહ્યુંઃ "અરે, લખો 'એક ડેપ્યુટિ.' એ પૂર્વ બંગાળાના એક ડેપ્યુટિ છે."

ગિરીન્દ્ર બાબુ બોલ્યાઃ "ના, ના. 'એક બંધુ' લખવાથી ચાલશે."

તે પ્રમાણે લખી લઈ યુવકો આગળ ચાલ્યા.

[ ૨ ]

સાંજ પડી છે. ફરિદસિંહના બજારના રસ્તા પર કેટલાક વિદ્યાર્થીઓ આમતેમ ફરી રહ્યા છે. એવામાં એક વેપારીની દુકાનમાંથી એક માણસ એક બિસ્કુટનો ડબ્બો ખરીદી નીકળ્યો.

તેને જોતાં જ છોકરાઓએ તેનો પીછો પકડ્યો. એક જણે કહ્યું: "અરે ! કેવા બિસ્કુટ લીધા, જોઉં ?"

પેલાએ બિસ્કુટનો ડબ્બો બતાવ્યો.

છોકરાઓએ કહ્યું: "છી, છી, આ તો વિલાયતી છે."

"કાહે બાબુ, વિલાયતી તો અચ્છા હોય ?"

"તમે હિંદુ છો કે મુસલમાન ?"

"મુસલમાન."

એક છોકરો બોલ્યો: "વિલાયતી ચીજ હરામ છે."

પેલા માણસે કહ્યું: "તોબા. તોબા. એસા બાત મત બોલિયે બાબુ."

"શું કિંમત આપી ?"

"દોઢ રૂપિયો."

"હં, દોઢ રૂપિયો ! આના કરતાં તો સારા તાજા દેશી બિસ્કુટનો ડબ્બો એક રૂપિયામાં મળે છે."

એ હતો સાહેબનો ચપરાસી. તેના ગોરા શેઠ એક ચાના બગિચાના માલિક છે, હમણાં જ આસામથી આવી તેમણે ડાકબંગલામાં મુકામ કર્યો છે. તેણે વિચાર કર્યો કે સાહેબે તો મને બિસ્કુટ લાવવા દોઢ રૂપિયો આપ્યો છે, પણ જો એક રૂપિયામાં સારા બિસ્કુટ મળતા હોય તો આઠ આના પાસે પડી રહે. એમાં ખોટું શું છે ? તેથી તેણે પૂછ્યું: "સચ બાત બાબુ ?"

છોકરા જરા ઉત્સાહમાં આવી બોલ્યા: "હં, સચ બાત ! ચાલો, તમને દેશી બિસ્કુટનો ડબો બતાવીએ. અને, આ ડબો પાછો આપી આવીએ."

ચાર પાંચ છોકરા એ ચપરાસીને લઇને વેપારીની દુકાનમાં ગયા. પણ વેપારીએ ડબો પાછો લેવાની ના પાડી. તેણે કહ્યું: "એક તો સ્વદેશીની ધમાલમાં વિલાયતી માલ વેચાતો નથી, અને બધો પડી રહ્યો છે. તેમાં વળી આ એક ડબો વેચાયો છે, તે હું કદી પણ પાછો લેવાનો નથી."

પછી છોકરાઓએ દુકાનમાંથી બહાર નીકળી અંદર અંદર મસલત કરી પોતાને ખરચે એક ડબો ખરીદી આપવાનું નક્કી કર્યું. તેમણે ચપરાસીને કહ્યું: "જુઓ, તમારો આ ડબો અમને આપો. અમે તમને એક દેશી ડબો લાવી આપીએ છીએ."

ચપરાસીને સ્વદેશી દુકાને લઈ જઈ છોકરાઓએ તેને એક દેશી બિસ્કુટનો ડબો ખરીદી આપ્યો.

ચપરાસીએ કહ્યું: "બાબુ, ઈસ્કા તો દામ એક રૂપિયા. હમારા બાકી આઠ આના પયસા ?"

છોકરાઓએ દુકાનદારને કહ્યું: "આઠ આના ઉછીના આપો તો. દોઢ રૂપિયો અમારા નામે લખી દેજો. કાલે આપી જશું."—આઠ આના લઇને તેમણે ચપરાસીને આપ્યા.

ચપરાસી પૈસા ગજવામાં મૂકી બોલ્યો: "બાબુ, અચ્છા બિસ્કુટ તો ?"

"બહુત અચ્છા. ખાકે દેખો. ઔર કભી વિલાયતી બિસ્કુટ મત ખાઓ, હરામ હૈય."

"તોબા તોબા !"—બોલતો ચપરાસી ડાક બંગલા તરફ રવાના થયો.

છોકરાઓ કહે: "ચાલો ભાઈઓ, હવે આ ડબાને "વંદે માતરમ્" કરી નાખીએ." આમ કહી ડબો ઉઘાડી બિસ્કુટ બજારમાં વેરી દીધા. પછી સૌ "વંદે માતરમ્" અને "વિદેશી વેપાર માથે દેવા માંડો લાત." એમ ગાતા ગાતા વેરાયેલા બિસ્કુટ ઉપર નાચવા કૂદવા લાગ્યા. એક બે

મિનિટમાં તો તમામ બિસ્કુટના ચુરેચુરા થઇ જતાં તેટલો રસ્તો સફેદ સફેદ દેખાવા લાગ્યો. એક જણે ખાલી ડબા પર નાચ કરી તે ભાંગી નાખ્યો, પછી લાત મારી ઉડાડી તે પાસેની ગટરમાં ફેંકી દીધો. પછી સૌ પોતપોતાને ઘેર ચાલી ગયા.

ચપરાસીએ થોડે દૂર રહી આ બધું જોયું. આસામથી એ તરત જ આવેલો હતો, એટલે કશું સમજી શક્યો નહિ. રસ્તે ચાલતા એક માણસને તેણે પૂછ્યું:

"બાબુ લોગ પાગલ હુઆ ના કયા ?"

પેલા માણસે કહ્યું: "બંદે માતરમ્ નીકળ્યું ત્યારથી છોકરાઓ કોઇને પણ વિલાયતી ચીજ ખરીદવા દેતા નથી."

"કેસા બોલતા હેય ? બન્દુક મારમ્ ?"

"નહિ, નહિ, બંદે માતરમ્"

"ઉ કયા હય ?"

"કયા જાને ભાઈ, એકઠો ગાલી હોગા. સાહેબ લોગકો દેખનેસેઈ આજકાલ લડકાલોગ એોઈ બાત બોલતા હાય."

[૩]

રોકડા આઠ આનાના પૈસા 'કમાઇ,' ચપરાસી ખુશ થતો થતો ડાક બંગલામાં પાછો આવ્યો. સાહેબ આંગણામાં આમતેમ ફરતા હતા.

ચપરાસીને જોઇ, અત્યંત ક્રોધે ભરાઈ સાહેબે પૂછ્યુંઃ "કેમ આટલી દેર થઈ?"—આમ બોલી બિસ્કુટનો ડબો હાથમાં લઇ જોવા માંડયો. "હિંદુ બિસ્કુટ !" જોતાં જ એકદમ તે ડબો તેણે ચપરાસીના કપાળમાં તાકીને જોરથી ફેંક્યો. ચપરાસી એક ખૂણે ઊભો હતો, ડબાનો ઘા વાગતાં નીચે પડી ગયો. ડબાનો ખૂણો પેસી જવાથી કપાળમાંથી લોહી વહેવા લાગ્યું.

સાહેબ, ચપરાસી તરફ નજર સરખી કર્યા વગર બોલ્યાઃ "ડયામ, સુવરકા બચ્ચા,—યા દેશી બિસ્કુટ કાહે લાયા?"

ચપરાસી બીકથી થરથરતો થરથરતો આગળ આવ્યો ને બોલ્યોઃ "હુજુર,—હામ વિલાયતી બિસ્કુટ પહિલે લીયા થા. લેકેન—"

"ક્યા હુઆ?"

"લેકિન ઇસ્કુલકા લડકાલોક"—ચપરાસી આઠ આનાના પૈસાનો મોહ જતો કરી બોલવા જતો હતો કે છોકરાના કહેવાથી દેશી બિસ્કુટ સારા ને સસ્તા સમજી લાવ્યો છું. પરંતુ સાહેબ સરગરમ થઈ વચમાં બોલી ઊઠયા,—"ઇસ્કુલકે લડકાલોક! બંદે માતરમ્? છિન્ લીયા?"

હવે ચપરાશીના જીવમાં જીવ આવ્યો. તેને અપાર સાગરનો કાંઠો દેખાયો. તે બોલ્યો, "હાં હુજુર, છિન્ લીયા."

"કહેકો દિયા?"

"હુજુર, વો લોગ બીસપચીસ આદમી—હમ એકેલા ક્યા કરે?"

સાહેબ સમજ્યા કે છાપામાં જે વાંચવામાં આવે છે, તેવું જ બરાબર બન્યું છે. તે બોલ્યા, "યુ ડયામ કાવર્ડ, પુલિસકો કાહે નાઇ બોલાયા?"

ચપરાસી બોલ્યોઃ "હામ પુલીસ પુલીસ બોલકે બહુત ચિલ્લાયા હુજુર. લેકિન કોઈ કાનેટિબિલ નેહિ આયા. લેડકાલોક, બિસ્કુટ તોડકે રાસ્તામેં છિટાય દિયા, ઔર "બન્દુક મારો"ના કયા બોલ કે સબ બિસ્કુટ પથરેસે ચુરચુર કર દિયા. હામ કયા કરે, હજુરકા ચા ઠંડા હો જાતા હાય, હામારા પાસ આપના અકઠો રૂપિયા થા, તો ઓઈ એકઠો દેશી બોકસ લે લિયા. એક રૂપિયામેં તો વિલાતી ટીન દેતાઇ, ગરીબ પરવર."

સાહેબ બોલ્યાઃ "આચ્છા, હામ માજીસ્ટ્રેટ સાહેબ કે પાસ આભી જાતા. લેડકા લોકકે હમ જેલમે ભેજેગા." આમ કહી ટોપી લઇ, ક્રોધથી કાંપતા કાંપતા ચાના બગીચાના માલિક સાહેબ કલબ તરફ રવાના થયા.

માજીસ્ટ્રેટ સાહેબ, જજ સાહેબ, પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહેબ વગેરે સાહેબો ત્યાં હાજર હતા. કેટલીક મેમ સાહેબો પણ હતી. જજ અને માજીસ્ટ્રેટ સાહેબ બિલિયાર્ડ રમતા હતા. જોઇન્ટ સાહેબ, અને પોલિસ સાહેબ તેમની મેમ સાહેબો સાથે પાનાં રમતા હતા. સાહેબો વીસ્કી પેગ અને મેમ સાહેબો વાર્મુથ્ પાન કરી રહ્યાં હતાં.

ચા-કર સાહેબે માજીસ્ટ્રેટ સાહેબને કાર્ડ મોકલતાં જ તેમને અંદર આવવા કહેણ મળ્યું. તેમણે પ્રવેશ કરતાં જ કહ્યું, "Very sorry to intrude"—પછી તેમણે બધી વાત વિસ્તારથી કહી સંભળાવી.

માજીસ્ટ્રેટ સાહેબ એ સાંભળી આગ આગ થઇ ગયા. તેમણે પોલિસ સાહેબને કહ્યું, "I say—this is serius."

પોલિસ સાહેબ બોલ્યાઃ "હું હમણાં જ જાઉં છું."—આમ બોલી બાજીનાં પાનાં દાક્તર સાહેબના હાથમાં આપી તેઓ બહાર નીકળી ગયા. તેમણે ઓર્ડરલીને હુકમ કર્યો, "શહેર ફોજદારને અભી ઔર અભી ડાકબંગલામાં બોલાવી લાવ."

બંને સાહેબો પછી ડાકબંગલામાં આવી પહોંચ્યા. ચા-કર સાહેબ બોલ્યાઃ "**It's really very good of you to take so much trouble.** આપ ખૂબ તકલીફ લઈ રહ્યા છો."

પોલિસના સાહેબ બોલ્યા: "રોજ રોજ આ 'બંદે માતરમ્' ન્યુસન્સ ...દપાર વધતું જાય છે. નક્કી પેલી રાષ્ટ્રીય શાળાના છોકરાઓનું જ આ ...મ છે."

ચા-કર સાહેબ બોલ્યા: "While we wait for your Daroga, may I offer you a peg? દારોગા આવે ત્યાંલગીમાં જરા પીશો?"

"Thanks, I don't mind. ખુશીથી."

બાટલી, ગ્લાસ અને સોડાવૉટરના શીશા નીકળ્યા, હાવાના ચીરુટ ...ણ નીકળી. બંને જણે દેશની હાલની દશા, બંગાળીઓની બે-અદબી, ...રકારની શિથિલતા, વિલાયતના "ગોરા સાહેબો"ની પોતાના દેશ પ્રત્યેની ...બેદરકારી—વગેરે સંબંધી વાતો કરવા માંડી.

એટલામાં દરોગા કસિમુલ્લા આવીને સલામ ભરી ઊભો રહ્યો.

પોલિસ સાહેબે પૂછ્યું: "આજ બાજારમેં દાંગા હુઆ જાનતા?"

"હાં હુજુર, અાભી ખબર મિલા."

"કયા action (પગલાં) લિયા?"

"હુજુર, ફરિયાદીકા તલાસમે જમાદાર મોતાયેન કિયા."

"ફરિયાદી ઇધોં હેય, ઇતલા લિખ લો."

"જો હુકમ હુજુર."—આમ કહી ફોજદાર ચપરાસીને લઈને ...રસાળમાં ગયો. ને દીવો કરી જુબાની લખવા લાગ્યો. કહેવાની જરુર નથી ...શેઠને જેમ વાત કરી હતી, તેમ જ ચપરાસીએ ફોજદારને બધી વીતક ...ાત કહી. લખતાં લખતાં ફોજદારે પૂછ્યું,—"કયાં ય જખમ છે?"

સાહેબે ઘા કરવાથી તેના કપાળમાં જે જખમ થયો હતો, તે જ ...ચપરાસીએ દેખાડયો.

ચા-કર સાહેબ આ જોઇ મનમાંને મનમાં હસીને બોલ્યા,—"ડયામ ...ટિવ લોક સાલા બધા જ આવા જુઠા!"—ફોજદારે લખી લીધું— ...વાદીએ કપાળમાં જખમ અને કપડાં પર લોહીનો ડાઘ બતાવ્યો છે."

આટલું થઇ રહ્યા પછી પોલિસ સાહેબે હુકમ કર્યો, "આજ રાતે જ ગમે તેમ કરીને આરોપીઓને ગિરફતાર કરી લાવો. રાતે જામીન પર કોઇને છોડશો નહિ."—હુકમ કરી ચા-કર સાહેબને ગુડનાઇટ કરી પોલિસ સાહેબ ચાલ્યા ગયા.

ફોજદારે ચા-કર સાહેબને કહ્યું: "હુજુર, આપના આ ચપરાસીને આરોપીઓને ઓળખવા માટે જરા છૂટો કરવો પડશે."

"all right. ચપરાસી, જાઓ. ફોજદારને માણસો ઓળખાવો."

ચપરાસીએ કહ્યું: "હુજુર, કેટલાય બધા છોકરા હતા, અને વળી અંધારું થવા આવ્યું હતું. શી રીતે ઓળખી કાઢું?"

સાહેબ ગુસ્સે થઇ બોલ્યા: "સુવર, નહિ પેચાન સકો, હામ તુમકો ડિસમિસ કરેગા."

"બહુત ખૂબ હુજુર"—કહી ચપરાસી ત્યાંથી રવાના થયો.

ફોજદાર તેની સાથે, કંઈપણ પૂછપાછ કર્યા વગર સીધા રાષ્ટ્રીય શાળાના છાત્રાલયમાં જઈ ઊભા. શિક્ષક તો કોઈ તે વખતે હાજર નહોતો. છોકરાઓ પણ ઘણા હાજર નહોતા. એક ઓરડીમાં ચારપાંચ છોકરાઓ દીવો કરી પાઠ વાંચવા બેઠા હતા, તેમાંથી ત્રણ જણને, ચપરાસીએ હિમ્મતભેર ઓળખી કાઢયા. ફોજદારે તેમને ગિરફતાર કરી લીધા.

કહેવાની જરૂર નથી કે આ વિદ્યાર્થીઓમાંથી કોઈ કશું જાણતો નહોતો. ત્રણે છોકરાઓએ કહ્યું, "ફોજદાર સાહેબ, અમને શા માટે પકડવામાં આવે છે? અમે શું કર્યું છે?"

ફોજદારે કહ્યું: "શું કર્યું છે તે કોરટમાં ખબર પડશે."—આમ કહી ફોજદારે ત્રણ કોન્સ્ટેબલના કબજામાં તેમને થાણામાં મોકલી દીધા.

પછી ફોજદારે ચપરાસીને દવાખાનામાં લઈ જઇ સરકારી દાકતર પાસે તેના જખમની તપાસ કરાવી સર્ટીફીકેટ લખાવી દીધું. છેવટે કહ્યું:

"થાણામાં ચાલો."

"કેમ ?"

"પકડાયેલાઓને ઓળખવા પડશે."

"ઓળખી તો લીધા."

"અરે ના, ના; છોકરાંઓને બરાબર રીતે ઓળખી રાખવા પડશે. ચાલો. કાલે કોઈ ડેપ્યુટિ સાહેબ આવશે; અને બીજા ઘણા છોકરાઓ ભેગા તેમને ઊભા રાખશે. તે વખતે તારે આ ત્રણે જણને ઓળખીને બહાર કાઢવા પડશે. નહિ તો, આખો કેસ ઊંધો વળી જશે, અને કશું થશે નહિ. માટે થાણામાં ચાલ, એ ત્રણે જણને પાકા જોઈ લે."

"મોડું થશે તો સાહેબ ગુસ્સે થશે એ ?"

"જા ત્યારે, સાહેબની રજા લઇ આવ."

ચપરાસીએ જઇને સાહેબની આગળ બધી વાત કહી રજા માગી. સાહેબે રજા આપી; અને મનમાં ગણગણ્યા—"ડ્યામ્ નેટિવ પુલિસ આવી dishonest (અપ્રમાણિક) જ હોય છે !"

પછી ફોજદાર બજાર અને બીજી જગાએથી બીજા ત્રણ ચાર માણસો અને પેલા વેપારીને સાક્ષી તરીકે બોલાવી લાવ્યો. પોલિસના હુકમથી, તેમણે જે કંઇ જોયું હતું તેની અને જે જોયું નહોતું તેની સાક્ષી આપવાનું કબુલ કર્યું. અને મોડી રાત સુધી થાણામાં બેસી ત્રણે છોકરાઓને બરાબર ઓળખી પણ લીધા.

[ ૪ ]

આ કેસ ચલાવવાનું કામ સોંપાયું ડેપ્યુટિ નગેન્દ્રબાબુને.

સાંજ પડી ગઇ છે. ડેપ્યુટિ બાબુ કચેરીમાંથી આવી વાળુ કરી, અંતઃપુરની ઓસરીમાં બેસી આરામ લે છે.

નગેન્દ્ર બાબુની ગૃહિણી વીસ વર્ષની યુવતી છે. તેનું નામ ચારુશીલા છે.

ચારુશીલા આવીને પતિના પાસે બેઠીઃ બોલી, "આજે તમારું મન આટલું ભારે ભારે કેમ લાગે છે?"

નગેન્દ્ર બાબુ બોલ્યાઃ—"ના—એવું કંઇ નથી."

ચારુશીલાએ એ માન્યુ નહિ. તેણે આગ્રહ જારી રાખ્યો. છેવટે ડેપ્યુટિ બાબુ બોલ્યાઃ "છોકરાઓનો કેસ, આટલા આટલા માણસો હોવા છતાં, મારે માથે નાખ્યો છે."

ચારુશીલાએ કહ્યુંઃ "તમારી પાસે એ કેસ ચાલશે? ત્યારે તો સારું જ તો. મને બહુ ચિંતા થતી હતી."

"શી ચિંતા?"

"કે કોઇ બીજાના હાથમાં કેસ આવશે, તો સાહેબ લોકોને ખુશ કરવા ખાતર પક્ષપાત કરી, છોકરાઓને જેલમાં જ ધકેલી દેશે. પણ તમારા હાથમાં કેસ આવ્યો છે, એટલે હવે નિરાંત વળી."

પોતાના ન્યાયપ્રિય સ્વતંત્ર માનસમાં સ્ત્રીને આવો સરળ વિશ્વાસ જોઇ ડેપ્યુટિ બાબુ મનમાં જરા હસ્યા. તે બોલ્યા, "પણ સાબીત થાય તો છોકરાઓને સજા કરવીયે પડે. પક્ષપાત કરી છોકરાઓને છોડી દેવાનું તો મારાથી ન બને."

ચારુશીલા બોલીઃ હં, પક્ષપાત શું કામ કરવો પડશે! જો સાચેસાચી

સાબિતી હોય, તો મારા પોતાના દીકરાને પણ હું છોડી દેવાનું કહું નહિ. પણ મેં એમ પાકે પાયે સાંભળ્યું છે કે છોકરાઓનો બિચારાઓનો કંઇ જ દોષ નથી."

"ક્યાં સાંભળ્યું ?"

"આ પેલે દિવસ મુન્સફ બાબુને ઘેર જમવા ગઈ હતી. ત્યાં સાંભળ્યું કે છોકરાઓએ ચપરાશીને રાજી કરી, સમજાવી, તેની પાસેથી વિલાયતી બિસ્કુટનો ડબો ખરીદી લીધો અને પછી ભાંગી ફેંકી દીધો. ખુંચવી પણ લીધો નથી, ને માર પણ માર્યો નથી. અને વળી, જે ત્રણ છોકરાઓને પોલિસે ગિરફતાર કર્યા છે તે તો મુદલે તે જગાએ હાજર જ નહોતા, અને તે વિષે કશું જાણતા પણ નથી."

ડેપ્યુટિ બાબુ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યા, "પણ એવું બધું સાબિત થાય તો ને !"

"તે થશે જ તો. કેટલાય લોકોએ આ બધું નજરોનજર જોયું છે, કેટલાય લોકો બધું જાણે છે."

"સાબીત થાય તો તો સારું જ."

"અને જો સાબિત ન થાય તો જરા દંડ કરી છોડી દેજો. છોકરા છે, કદી અણસમજમાં કંઇ કામ કરી નાખ્યું, એટલે શું તમે એમને બીજાઓનો દાખલો લઇ જેલમાં મોકલશો ?"

પરંતુ ડેપ્યુટિ બાબુના મનનો ઉચાટ શમ્યો નહિ. બરાબર એ જ વખતે ઓર્ડરલીએ આવી એક કાગળ આપ્યો. માજીસ્ટ્રેટ સાહેબે તેમને બીજે દિવસ સવારે નવ વાગતાં પોતાને મળી જવાનું લખ્યું હતું.

બીજે દિવસે નિયત સમયે, ડ્રેસ પહેરી નગેન્દ્ર બાબુ સાહેબને બંગલે ગયા. બીજા પણ ઘણા માણસો સાહેબનાં દર્શન કરવાની અભિલાષાએ બહાર ઓસરીમાં નાખેલી એક બેંચ ઉપર રાહ જોતા બેઠા હતા. એકાદ મિનિટ પછી ચપરાસીએ આવીને તેમને ઓફિસરુમમાં લઇ જઇને બેસાડ્યા અને કહ્યું, "સાહેબ નાસ્તો કરી રહ્યા છે, હમણાં આવશે."

સાહેબે આવી હસ્તધૂનન કરી નગેન્દ્ર બાબુને બેસાડ્યા. અને પૂછ્યું, "હવે ગામમાં કેમ ચાલે છે ?"

"સ્વાભાવિક સ્થિતિ ચાલી રહી છે."

"સ્વદેશીવાળાઓ હવે કંઈ વધારે ઉશ્કેરણી કરે છે ?"

"એવું તો કંઈ મને દેખાતું નથી."

"**This swadeshi is a damned rot**; નગેન્દ્ર બાબુ, આપ સ્વદેશી વિષે શું ધારો છો ?"

"જી—"

"યથાર્થ—ખરા અર્થમાં સ્વદેશી—અર્થાત્ દેશના હુન્નરઉદ્યોગને ઉત્તેજન આપવાનો વાજબી પ્રયત્ન.—એમાં કંઇ જ ખોટું નથી. એ સંબંધમાં તો આપણી સૌની સહાનુભુતિ છે. પરંતુ, આ હુલ્લડ ફિસાદ, કાપડની હોળીઓ, એ બધાની શી જરુર ?"

નગેન્દ્ર બાબુ અપરાધીની જેમ બોલ્યાઃ "એ બધું ઠીક નથી."

"By the way—કહું, પેલો બિસ્કુટનો કેસ તો આપની પાસે છે ને ?"

"જી હા."

"ઊંહ !—છોકરાંની કેવડી હિંમત ! બિચારા ચપરાસીને મારીને એનું કપાળ ફાડી નાખ્યું છે. બિસ્કિટ રસ્તામાં વેરી મૂકી એના ઉપર જંગલીની પેઠે નાચ્યા ! આ છોકરાઓને જો આ ઉંમરે જ ભારે શિક્ષા નહિ થાય તો મોટા થતાં થતાંમાં તેઓ ચોર ને ધાડપાડુ થઈ જવાના. એમને સખત સજા થવાની જ જરુર છે.

નગેન્દ્ર મૂંગા મૂંગા ભોંય પાથરેલી શેતરંજી તરફ આંખો માંડી જોઈ રહ્યા.

સાહેબે કહ્યું: "નગેન્દ્ર બાબુ, ફરિદસિંહનાં હવાપાણી કેવાંક લાગે છે ? મને તો અહીં તમામ ચીજ મોંઘી લાગે છે."

વાતનો વિષય ફરવાથી નગેન્દ્ર બાબુ ખુશી થઇ બોલ્યાઃ "હં, સાહેબ, તમામ જણસના ભાવ અહીં વધારે છે. દૂધ તો ચાર આને શેર."

"હું જ્યારે ભાગલપુરમાં જોઇન્ટ મેજીસ્ટ્રેટ હતો, ત્યારે રૂપિયાની છ મોટી મુરગીઓ મળતી. અહીં રૂપિયામાં અઢીત્રણથી વધારે કદી મળતી નથી. ત્યાં દશ રૂપિયામાં બબરચી, નોકરચાકર વગેરે મળતા. અહીં પંદર રૂપિયા આપવા પડે છે."

"ખરું છે, સાહેબ. નોકરચાકર પણ અહીં બહુ મોંઘા છે. ટૂંકા પગારમાં આ બધા ખરચને નથી પહોંચી વળાતું."

"આપ અત્યારે કયા ગ્રેડમાં છો ?"

"અઢીસોના."

"કયારથી ?"

"લગભગ ત્રણ વરસથી."

"ત્ર—ણ—વ—ર—સ-Shame! 'Tis a downright Shame! કેવી શરમભરેલી વાત! હું આપની service book (સર્વિસબૂક) જોઇ ત્રણસો રૂપિયાના ગ્રેડમાં ચડાવવા તરત જ કમિશ્નર સાહેબને લખીશ."

નગેન્દ્ર બાબુએ બહુ પ્રસન્ન થઈ સાહેબને ધન્યવાદ આપ્યા. પછી સાહેબ ઊઠી ઊભા થઇ બોલ્યા: "Well, Nagendra Babu, I won't detain you longer. ઠીક તો નગેન્દ્રબાબુ, હું તમારો વધારે વખત નહિ લઉં."—આમ કહી તેમણે પોતાનો હાથ લાંબો કર્યો.

જતાં જતાં તેઓ બોલ્યા: "સ્વદેશી સંબંધમાં આગળ કંઇ જાણવા મળે તો તરત મને આવીને જણાવશો. This Swadeshi must be stamped out—at any cost. આ સ્વદેશીનો જડમૂળથી નાશ કરવો પડશે—કોઇપણ ભોગે."

પગાર વધવાના સંભવથી ખુશ થઇ નગેન્દ્ર બાબુ બોલ્યા: "હાં હજુર. મારાથી થશે એટલું કર્યા વગર નહિ રહું."

બહાર જે લોકો અગાઉથી સાહેબને મળવાની રાહ જોતા બેઠા હતા, તેમના તરફ એક ગર્વિત નજર નાખી નગેન્દ્ર બાબુ ગાડીમાં બેઠા.

[ ૫ ]

મુકરર કરેલી મુદતે વિદ્યાર્થીઓનો કેસ નીકળ્યો. જે દિવસે તેમને ગિરફતાર કર્યા હતા તેને બીજે દિવસ કેટલાક જાણીતા વકીલો જામીન થઇ તેમને છોડાવી ગયા હતા, અને, અત્યારે પણ એ લોકો જ પોતાના ખર્ચે અને પોતાના કીમતી વખતનો ભોગ આપી કેસની તપાસ અને બચાવ કરતા હતા.

ચપરાસી જેવું ગોખાવેલું તેવું બોલી ગયો. ઊલટતપાસમાં તેને આરોપીઓના વકીલે પૂછ્યું: 'સાહેબે તને કપાળમાં બિસ્કુટનો ડબો છૂટો મારી ઘા કર્યો છે કે નહિ?' તેણે ના પાડી.

તે બોલ્યો, 'ધોલધપાટ ને કોણીમુક્કા મારી મારી છોકરાઓએ જ મને આ જખમ કર્યો છે.'

બજારના કેટલાક માણસોએ રસ્તામાં બિસ્કુટ પર નાચવા વિષે સાક્ષીઓ આપી. પરંતુ તે લોકો આરોપીઓને ઓળખી શકયા નહિ. બિસ્કુટનો ભાંગેલો ડબો અને ધૂળમાં ભળેલો બિસ્કુટનો ભૂકો કાગળમાં ઘાલી, પોલિસે પુરાવામાં રજુ કર્યો.

પેલા વેપારીએ આરોપીઓને ઓળખી કાઢી કહ્યું: "આ લોકો અને બીજા કેટલાક છોકરાઓ, ચપરાસીની સાથે બિસ્કુટનો ડબો પાછો આપવા માટે આવ્યા હતા. એ લોકો બહાર ગયા પછી, થોડી વાર રહીને જરા દૂરથી ઉપરાઉપરી "વંદે માતરમ્" ની બૂમો મેં સાંભળી હતી. સરતપાસમાં તેણે જણાવ્યું કે નિશાળના છોકરાઓએ તેની દુકાન આગળ પિકેટિંગ કરી તેને બહુ નુકસાન પહોંચાડયું છે એ વાત સાચી છે, પરંતુ એટલા માટે છોકરાઓ ઉપર એને કશો ક્રોધ કે વેર નથી.

દવાખાનાના દાક્તરે જણાવ્યું કે "કપાળ પરનો જખમ કોઈ અણીદાર

તીક્ષ્ણ અને મજબૂત ધાતુથી થયો છે." તપાસમાં તેણે જણાવ્યું કે ધોલ-ધપાટ, ને કોણી મુક્કાથી આવો જખમ કદી થાય નહિ."

ફરીયાદીની સાક્ષીઓ લેવાઈ રહ્યા પછી બચાવના સાક્ષીઓ માટે મુદત પડી.

સ્વદેશી દુકાનના વહીવટદારે આવી બનેલી બિના કહી. વધુમાં તેણે જણાવ્યું કે જે છોકરાઓ તેની દુકાને આવ્યા હતા, તેમાં આરોપીઓમાંથી કોઇ નહોતું.

એક દાક્તરે જણાવ્યું કે હું રસ્તે થઇને જતો હતો, અને ચપરાસીએ રાજીખુશીથી બિસ્કુટનો ડબો છોકરાઓને આપ્યો હતો એ મેં નજરોનજર જોયું હતું. વળી સ્વદેશી બિસ્કુટ ખરીદવા વાસ્તે છોકરાઓ સાથે તેણે ચપરાસીને સ્વદેશી દુકાનમાં જતો પણ જોયો હતો. પોલિસની તપાસમાં દાક્તર બાબુએ કબુલ કર્યું કે સ્વદેશી દુકાનમાં મેં બસો રૂપિયાના શેર રાખ્યા છે અને હું પોતે પણ એક પક્કો સ્વદેશી છું.

ડાક બંગલાના ખાનસામાએ આવી સાક્ષી આપી. તેણે જણાવ્યું કે ચા-કર સાહેબે પોતે ચપરાસીને બિસ્કુટનો ડબો છૂટો માર્યો છે. અને એ ડબાથી કપાળમાં જખમ થયો છે; બજારમાંથી એ આવ્યો ત્યારે એ જખમ નહોતો. પોલિસની તપાસમાં ખાનસામાએ કબૂલ કર્યું કે વકીલ સાહેબો કોઈ કોઈ વખત તેને નોકર મારફત મુરઘીના ઘીષ્ટ, કટલેટ વગેરે (ઇંડાં, માંસ વગેરે) ના ઓર્ડરો આપે છે. સાંજ પડતાં જરા અંધારું થવા આવતાં નોકરચાકર આવી એ બધું લઈ જાય છે. આમાંથી તેને કંઈ કંઇ કમાણી પણ થાય છે.

કેસ પૂરો થઇ ગયો. અઠવાડિયા પછી ચુકાદો જાહેર થશે એવું નક્કી થયું.

એ દરમિયાન જણાયું કે ડેપ્યુટિ બાબુ ત્રણ વખત બની ઠની માજીસ્ટ્રેટ સાહેબને સલામ કરવા ગયા હતા. લોકો આ સાંભળી ગુસપુસ ગુસપુસ વાતો કરવા લાગ્યા.

ફેંસલાને દિવસે કોર્ટ ચિકાર. કંપાઉન્ડ ચિકાર. વિદ્યાર્થીઓનાં ઝુંડનાં ઝુંડ આવ્યાં હતાં. બીજા પણ ઘણા લોકો આવ્યા હતા.

ચુકાદો બહાર પડયોઃ આરોપીઓ બધા ગુન્હેગાર સાબીત થાય છે, તેથી દરેકને ત્રણ મહિનાની સખત સજા અને પચાસ રૂા. નો દંડ કરવામાં આવે છે.

ચુકાદો સાંભળતાં વિદ્યાર્થીઓનાં ઝુંડ "વંદે માતરમ્" નો ચિત્કાર કરવા લાગી ગયાં. પોલિસે મહા મુશ્કેલીથી બૂમો અટકાવી તમામ છોકરાઓને કંપાઉન્ડમાંથી બહાર કાઢયા.

આરોપી પક્ષના મુખ્ય વકીલ કાલીકાંત બાબુએ ચુકાદો માગીને વાંચ્યો. ન્યાયાધીશ સાહેબે લખ્યું હતું: જો કે ફરિયાદીના સાક્ષીઓની જુબાનીઓમાં ઘણી જગાએ એકએકથી ઊલટું જણાય છે, તોપણ તે બધો તફાવત નોંધવા જેવો નથી. એ બહુ "minor discrepancies" (નજીવી ગલતીઓ) કહેવાય.—એથી તો એવું સાબીત થાય છે કે સાક્ષીઓ ભણાવી મૂકેલા નથી. હા, કોઈ કોઇ સાક્ષીએ કહ્યું છે કે બનાવવાળા દિવસે પંદર વીસ છોકરા હતા, તો કોઇ કોઇએ પચાસ સાઠ છોકરા હતા એમ પણ કહ્યું છે. પરંતુ કોઇએ તે વખતે ગણતરી કરી જોઇ નહોતી, એટલે અનુમાનમાં તો ભૂલ થાય એ દેખીતું છે. ફરિયાદી કહે છે કે છોકરાઓએ કોણીમુક્કા મારી તેને જખમ કર્યો છે, પણ દાક્તર કહે છે કે કોઇ કઠણ ધાતુથી એ ઘા થયો છે, કોણીમુક્કાથી એવો ઘા થાય નહિ. આના ઉપર આરોપીના વકીલ ખૂબ ભાર મૂકીને કહે છે કે બધી વાત જૂઠી છે. પરંતુ મને લાગે છે કે એ વખતે ફરિયાદી એવો તો ભયભીત ને બેબાકળો થઇ ગયો હોવો જોઇએ કે તેને છોકરાઓએ ચોક્કસ કયા હથિયારથી ઘા કર્યો છે, એ એને યાદ રહ્યું નથી. બચાવના સાક્ષીઓએ કહેલી તમામ હકીકત તદ્દન બનાવટી છે એમાં તો સંશય નથી. કારણ કે એ બધા સ્વદેશી દળના માણસો છે! વકીલ કહે છે કે ડાકબંગલાનો ખાનસામો નિરપેક્ષ સાક્ષી છે, એની હકીકત ખોટી હોઇ શકે નહિ. પરંતુ તપાસમાં એમ જણાઇ આવ્યું છે કે ખાનસામો

વકીલ બાબુઓના ખાસ ઉપકાર હેઠળ દબાએલો રહે છે. તે બારે મહિનાના પ્રથમી ધરાકોની વિરુદ્ધ પડી, આસામથી આવેલા સાહેબનો પક્ષ લઇ, સાચેસાચી હકીકત ન કહે એ દેખીતું છે. વગેરે.

વકીલે ચુકાદાની નકલ લઇ, જજ સાહેબ આગળ અપીલ રજુ કરવા, જામીનનો હુકમ મેળવ્યો.

એ સાંભળતાં છોકરાઓ ગગનભેદી અવાજે "વંદે માતરમ્" પોકારી ઊઠ્યા. અને, કયાંકથી એક ગાડી લઈ આવી, તેમાં ત્રણે છોકરાઓને બેસાડી, ઘોડા છોડી નાખી છોકરાઓ જાતે ગાડી ખેંચી આખા શહેરમાં ફરતા ઉચ્ચ કંઠે ગાવા લાગ્યા—

જેમ થશે સખ્ત એમનું બંધન
માતનું બંધન ઢીલું થશે.

[ ૬ ]

એ દિવસે ખિન્ન મને ડેપ્યુટિ બાબુ ઘેર આવ્યા. જાણે કોઈ ચોર ચોરી કરીને આવ્યો ! ખૂની જાણે ખૂન કરીને આવ્યો ! ડેપ્યુટી બાબુની આંખો નીચું જોતી હતી, મોં કાળું ઘોર હતું.

ઘરમાં આવતાં જોયું તો ચારુશીલા ચિંતાતુર મોંએ શૂનમૂન આંગણામાં એક ખૂણે બેસી રહી હતી. આ ચિંતાનું કારણ ડેપ્યુટિ બાબુને સમજી જતાં વાર લાગી નહિ.

કપડાં બદલી, પત્ની પાસે જઈ, એમણે પૂછ્યું: "કેમ રે, આમ કેમ બેસી રહી છે ?"

ચારુશીલા કંઇ બોલી નહિ.

"શું થયું છે ?"

"માથું દુઃખે છે."

"માથું દુઃખે છે ? ક્યારથી ? તો આવ અહીં, રુમાલમાં જરા ઓડિકલોન નાખી માથે બાંધી દઉં, હમણાં જ મટી જશે."

ચારુશીલા પતિ તરફ જોયા કર્યા વગર બોલી, "હશે, કંઈ જરુર નથી."

પત્નીના રંગઢંગ જોઇ નગેન્દ્ર બાબુ સરકી ગયા.

દાસી તેમને માટે ચા અને નાસ્તો લઇ આવી. આમ તો હમેશાં ચારુશીલા પોતે જ આ વખતે હાજર રહેતી, પણ આજ તે આવી નહિ. નગેન્દ્ર બાબુ ખાવાનું ખાવા બેઠા, પણ તે જાણે કેમે કર્યું ગળે ઉતરે જ નહિ. છાતી કોણે જાણે ભારે કરી દીધી છે. ખાવાનું બાજુએ રાખી, કેવળ ચા પી લીધી.

પછી કેટલીક વાર સુધી ધૂમ્રપાન કર્યા કર્યું. છેવટે ઉઠીને અપરાધીની જેમ, ફરીથી પત્ની પાસે ગયા. એ વખતે પણ એ તો એવી જ સ્થિતિમાં બેઠેલી હતી.

નગેન્દ્ર બાબુ ધીરે ધીરે બોલ્યા,—" માથું કંઇ ઊતર્યું ખરું ? "

ચારુશીલાએ ઇશારાથી જણાવ્યું: ના !

નગેન્દ્ર બાબુ તેનો હાથ પકડી બોલ્યા,—" આવ, આવ, ઊભી થા. ચાલ, આજે તને એક ખુશ ખબર કહેવાના છે, તને કહેવા વાસ્તે તો હરખથી ફુલું ફુલું થતો આવ્યો, અને તું તો આમ રીસાઇને ખૂણે જઇ બેઠી ! "

પતિના અતિશય આગ્રહને વશ થઇ ચારુશીલા ઊઠીને આવી. નગેન્દ્ર બાબુ બોલ્યા,—" આજે સાહેબે મારો પચાસ રૂા. પગાર વધારવા કમિશ્નર સાહેબને ભલામણપત્ર લખ્યો છે. "

એ સાંભળતાં જ ચારુશીલાની આંખોમાંથી ઝરઝર અશ્રુ પડવા લાગ્યાં..

નગેન્દ્ર બાબુ બોલ્યા,—" અરે, આ શું ? રુવે છે શું કામ ? "—આમ કહી તેઓ એક હાથમાં પત્નીનો હાથ ઝાલી, બીજા હાથ વડે એની આંખો લૂછવાનો પ્રયત્ન કરવા લાગ્યા.

ચારુશીલા હાથ છોડવી લઇ બોલી, " ઓ ! આજે મને માફ કરો. આજે મારી પાસે આવશો નહિ, મને કંઇ શબ્દે કહેશો નહિ. "—આમ કહી તે ત્યાંથી જતી રહી.

નગેન્દ્ર બાબુ બહાર ઓસરીમાં આવીને બેઠા. ફરી પાછો હુકો મંગાવ્યો. ધૂમ્રપાન કરતાં કરતાં તેમની માનસિક અશાંતિ ખૂબ જ વધી ગઇ. જે દિવસે નોકરી પર ચડયા ત્યારે શું હતું, અને આજે શું થઇ ગયું છે, એ તેમને યાદ આવ્યું. આજે ચારુશીલાએ તેમને પાસે ઢૂકવાની, અને એક અક્ષરે બોલવાની મના કરી છે. કારણકે આજે પોતે પતિત, કલંકિત થયા છે. પવિત્ર ન્યાયાસને બેસી, જાણીબુઝીને, આજે તે અન્યાય કરી આવ્યા

છે. આજે જ શું પહેલીવાર છે?—કોની ખાતર? કેવળ પેટનો ખાડો પૂરવા માટે. વર્ષોની શિક્ષણ તપસ્યાનું ફળ, ધર્મબુદ્ધિ, વિવેક, કર્તવ્યનિષ્ઠા,—બધું કેવળ પેટ ખાતર વહેતું મૂક્યું છે. છટ્ છટ્! પહેલાં તો અધૂરું ભણેલા, અશિક્ષિત ડેપ્યુટિઓ લાંચરુશ્વત લેતા; એમનો તો કંઈ બચાવ હતો. પણ સુશિક્ષિત, શિક્ષણાભિમાની નગેન્દ્ર બાબુએ, સરકાર પાસેથી હોદ્દો વધારવા ગુપ્ત લાંચરુશ્વત લઇ ન્યાયાસનને કલંકિત કર્યું છે. એમનો કંઈ બચાવ છે?

ડેપ્યુટિ બાબુ મનમાં મનમાં આવો બધો વિચાર કરી, પશ્ચાત્તાપથી બળવા લાગ્યા. છેવટે ન રહેવાવાથી તેઓ ઊભા થઇ ગયા, ચાદર લઈ ફરવા નીકળી પડયા. કોઈ ન દેખે તેવો રસ્તો લઈ તે જ રસ્તે મોડી રાત સુધી તેમણે ફર્યા કર્યું.

આખી રાત નિરાંતે ઊંઘ આવી નહિ.

બીજે દિવસે કચેરી બંધ હતી. સવારમાં ઊઠી નોકરને બોલાવ્યો, ને કહ્યું "આજે બહારગામ જવાનું છે."—સવારમાં જ ખાઇ પરવારી તેઓ તૈયાર થઇ ગયા.

આ સાંભળી ચારુશીલા આવી. પતિના મોં સામું જોતાં જ તેમના મનની અવસ્થા તે સમજી ગઈ. બીજી જ ક્ષણે તેનું મન કરુણાથી ભરાઈ આવ્યું. તે પાસે આવી બોલી, "ક્યારે પાછા આવશો?"

"કાલ સવારે જ આવી જઇશ."

"મોડું ના કરશો."

"કેમ, મોડું થાય તો તમને શું દુઃખ છે!"

પતિના આ રીસભર્યા શબ્દોથી ચારુશીલાના કોમળ હૃદયને બહુ દુઃખ થયું. તે પતિની છાતીમાં મોં છુપાવી મૂંગી મૂંગી રડવા લાગી.

નગેન્દ્ર બાબુ બોલ્યા: "આ શું—આ શું? બસ કર. કોઈ વળી આવી ચડશે."

પરંતુ ચારુશીલાનું દુઃખ તો બમણું વધી ગયું.

નગેન્દ્ર બાબુ બોલ્યાઃ "મારાથી હવે તારું આ દુઃખ જોયું જતું નથી. જે થવાનું તે થઈ ગયું છે ! હવે શું કરું તો તું સુખી થાય એ કહે."

ચારુશીલા પતિની છાતીએથી મોં ખસેડી બોલીઃ "હું એક ભીખ માગું છું."

"શું કહે."

"આ નોકરી છોડી દો. જે નોકરી કાયમ રાખવા અધર્મ કરવો પડે, એ નોકરીનું કામ શું છે ? મારે તમારા ત્રણસો રૂપિયા જોઇતા નથી. મારે આ ધનદોલત, સોનુંરૂપું જોઇતું નથી. તમે કદી માસ્તર થઇને મને પચાસ રૂપિયા લાવી દેશો તો હું એટલામાં જ ઘર ચલવી લઇશ."

આ સાંભળી ડેપ્યુટિ બાબુ પળવાર વિચાર કરી બોલ્યાઃ "ઠીક, એમ કરીશ."

બહાર ગાડી આવીને ઊભી હતી. ટ્રેનનો ટાઇમ થવા આવ્યો હતો. ડેપ્યુટિ બાબુ બોલ્યાઃ "ઠીક, એમ કરીશું. તું રડ મા."—આમ કહી પત્નીને પ્રેમથી ચુંબન કરી બહાર આવ્યા.

બીજે દિવસ સવારે ચપરાસી ટપાલ લઇને આવ્યો. ડેપ્યુટિ બાબુ હજી બહારગામથી આવ્યા નથી. ચારુશીલાએ કેટલાક કાગળોમાં, છાપાંનો એક થોકડો જોયો. આટલાં છાપાં તો કદી આવતાં નથી. એક છાપું ઉઘાડી જોયુંઃ "સંધ્યા" પત્રિકા. "ફરિદસિંહમાં ધડાદાસની લીલા" નામે એક લેખ લખેલો હતો.—તેની ચોતરફ લાલ શાહીથી નિશાનીઓ કરેલી હતી. વિદ્યાર્થીઓના કેસનો ઉલ્લેખ કરી "સંધ્યા"એ તેની હમેશની ભાષામાં નગેન્દ્ર બાબુને ભયંકર રીતે બનાવ્યા હતા. આખો લેખ વાંચી જવા જેટલી હિમ્મત ચારુશીલામાં રહી નહિ. બીજી એક પત્રિકા ઊઘાડી જોયું, તે પણ આ જ તારીખનું "સંધ્યા" હતું—આ લેખ આગળ લાલ પેન્સીલથી

નિશાનીઓ કરેલી હતી. ગણી ગણીને જોયું તો, જુદાં જુદાં કવરમાં જુદા જુદા માણસોએ એ જ તારીખના "સંધ્યા"ની સત્તર જેટલી નકલો નગેન્દ્ર બાબુને નામે મોકલી હતી. રખેને આ પતિની નજરે પડે એ શંકાએ તમામ છાપાં લઈ ચારુશીલાએ ચુલામાં પધરાવી દીધાં.

નવ વાગે ડેપ્યુટિ બાબુ પાછા આવ્યા અને ઝટપટ ખાઈ પરવારી કચેરીએ ગયા.

ચારુશીલાએ પુત્રને પૂછ્યું: "આજે નિશાળે નથી ગયો ?"

"ના, આજે નથી જવું."

"કેમ, રજા છે કે શું ?"

"ના."

"તો ?"

"નિશાળમાં જાઉં તો છોકરા મને—" આગળ તે બોલી શક્યો નહિ. ચાર આંખોમાથી દડદડ અશ્રુ વહેવા લાગ્યાં. એટલામાં તો રસ્તે જતા આવતા છોકરાઓએ તેનું અપમાન કરવા માંડયું હતું.

ચારુશીલા સમજી ગઈ. તે બોલી: "ભલે, તો ના જતો. મારે પણ જરા કામ છે."

બપોરે ગાડી બોલાવી, પુત્રને સાથે લઈ તે બહાર ફરવા નીકળી. અને, કાલીકાંત બાબુ વકીલને ઘેર જઈ તેમની સ્ત્રીને મળી.

તે દિવસે ત્યાં બીજા પણ બે ત્રણ વકીલની સ્ત્રીઓ આવેલી હતી. ચારુશીલાને જોઈ બીજી સ્ત્રીઓ ચૂપ થઈ રહી. એક અક્ષરે બોલી નહિ. કાલીકાંત બાબુની સ્ત્રીએ તેને વિનયપૂર્વક બેસવાનું કહ્યું, પરંતુ તે વિનય પહેલાં જેવો આદરભર્યો નહોતો.

ચારુશીલાએ બેસી, પ્રથમ આડીઅવળી વાતો કર્યા પછી છોકરાઓના કેસની વાત કાઢી.

એક સ્ત્રીએ કહ્યું: "ખરેખર, આ બહુ ખરાબ થયું છે."

કાલીકાંત બાબુની સ્ત્રીએ કહ્યું: "એ કહેતા હતા કે અપીલમાં આ ચુકાદો ફેરવાઈ જશે."

કોઈએ કહ્યું: "તોપણ સ્વદેશીનો કેસ, એટલે સાહેબ પક્ષપાત પણ કરે."

ચારુશીલાએ પૂછ્યું: "અપીલની મુદત કયારે છે ખબર છે?"

"ચોક્કસ ખબર નથી. પણ તરતમાં જ હશે."

"છોકરાઓ કલકત્તાથી કોઈ સારો બેરિસ્ટર બોલાવે તો!"

"પણ એટલું ખર્ચ કયાંથી કાઢવું? છોકરાઓ પાસે શું હોય? આ વખતે પણ એ ભોગવી લેવાના છે."

ચારુશીલા માથું નીચું ઢાળી બોલી: "ખરચ હું આપીશ."

આ સાંભળી સૌને જરા નવાઇ લાગી. કાલીકાંત બાબુની સ્ત્રીએ કહ્યું: "તમારે શું કામ આપવું પડે?"

ચારુશીલાના મનમાં શું હતું, તે જીભથી તેણે વ્યક્ત કર્યું નહિ. કારણકે તેમ કરવા જતાં પતિનિંદા જેવું લાગવા સંભવ હતો; તેની આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. તે બોલી: "તમે સૌ આ છોકરાઓને મદદ કરવા કેટલા રૂપિયા ખરચી નાખો છો, અને કેટલો ભોગ આપો છો! તો શું એમની ખાતર મને કંઇપણ ભોગ આપવાનો અધિકાર નથી? આ હું એક જોડ બંગડીઓ અને એક જોડ અનંત લાવી છું. એની કિંમત એકહજારથી વધારે ઉપજશે. એ રૂપિયા આપીને કલકત્તાથી કોઇ બાહોશ બેરિસ્ટર બોલાવવાની વ્યવસ્થા કરો. મારા મનને જેથી જરા શાંતિ થાય, એવું કંઇક કરો."—બોલતાં બોલતાં ચારુશીલાના ગાલ પરથી આંસુ વહી નીચે પડવા લાગ્યાં.

કાલીકાંત બાબુની સ્ત્રીએ ઘરેણાં લીધાં, અને કહ્યું, "ઠીક ત્યારે, એ ઘેર આવે એટલે વાત કરીશ."

આ પ્રસંગથી બીજી પણ સ્ત્રીઓનાં મન પીગળી ગયાં. પછી તે સૌ ચારુશીલાની સાથે હસતે મુખે વાતો કરવા લાગ્યાં.

[ ૭ ]

છોકરાઓની અપીલ પૂરી થઇ ગઇ છે. કલકત્તાથી બાહોશ બેરિસ્ટર બોલાવવામાં આવ્યો હતો, પણ કંઈ વળ્યું નહિ. જજ સાહેબે અપીલ રદ કરી. છોકરાઓ જેલમાં ગયા છે. હાઇકોર્ટે જવાનો બંદોબસ્ત થઈ રહ્યો છે.

આ તરફ નગેન્દ્ર બાબુની સ્ત્રીએ ઘરેણાં વેચી છોકરાઓને મદદ કરી છે, એ વાત આખા ગામમાં જાહેર થઇ ગઇ છે. માજીસ્ટ્રેટ સાહેબને કાને પણ એ વાત પહોંચી છે, ત્યારથી એ નગેન્દ્ર બાબુ તરફ બહુ કઠોર રીતે વર્તે છે.

એ દરમિયાન એક દિવસ કંઇ કામસર સાહેબે નગેન્દ્ર બાબુને પોતાની રૂમમાં મળવા બોલાવ્યા હતા. પણ, પહેલાંની જેમ આ વખતે તેણે તેમને બેસવાનો અનુરોધ કર્યો નહિ. એક સામાન્ય કારકુનની જેમ સાહેબને કામની વીગત સમજાવતા નગેન્દ્ર બાબુને ઊભા જ રહેવું પડયું.

કેટલાક દિવસ પછી નગેન્દ્ર બાબુનો કોઇ ચુકાદો, જજ સાહેબે ફેરવી નાખ્યો. આ સંબંધમાં નરેન્દ્ર બાબુનો દોષ ન હોવા છતાં પણ, કામમાં ભૂલ કાઢી કારકુનોની હાજરીમાં જ સાહેબે નગેન્દ્ર બાબુને અભદ્ર રીતે કડવા શબ્દો સંભળાવ્યા.

નગેન્દ્ર બાબુ નોકરી છોડી દેવા તૈયાર જ થઈ ગયા છે. કલકત્તા જઇને કાયદાની પરીક્ષા આપી વકીલાત કરવાનું નક્કી કર્યું છે. કોઈ કોઇ વખત પતિપત્ની વચ્ચે આ સંબંધમાં વાર્તાલાપ થાય છે. એકાદ મહિનામાં જ નોકરી છોડી દેવાનું હવે ચોક્કસ કર્યું છે.

જજ સાહેબે છોકરાઓની અપીલ રદ કર્યાને એકબે દિવસ પછી, મેજીસ્ટ્રેટ સાહેબે તેમને પોતાને બંગલે બોલાવ્યા. પહેલાં તો પોતાની મેળે બની ઠની તેઓ માજીસ્ટ્રેટ સાહેબને સલામ ભરવા જતા, પણ હવે જતા નથી.

તે દિવસે સવારે કપડાં પહેરી, ગાડીમાં બેસી, નગેન્દ્ર બાબુ સાહેબને બંગલે જઇ પહોંચ્યા. પોતાનું કાર્ડ મોકલ્યું. માજીસ્ટ્રેટ સાહેબનો રીવાજ હતો કે ઓફિસર અગર કોઈ મોટા જમીનદાર આવે તો તેમને ઓફિસ રુમમાં લઈ જઈ બેસાડવામાં આવતા, અને સામાન્ય વર્ગના માણસો આવે તો તેમને ઓસરીમાં બેન્ચ ઉપર બેસી રહેવું પડતું. આજે ચપરાસીએ પાછા આવી તેમને ઓફિસ રુમમાં લઈ જવાને બદલે એ બેન્ચ ઉપર બેસવા જણાવ્યું.

બેન્ચ પર કેટલાક "સામાન્ય" વર્ગના માણસો પહેલેથી બેઠેલા હતા, તેમની સાથે એક હારે ન બેસી, નગેન્દ્ર બાબુ આમતેમ આંટા મારવા લાગ્યા. તે સમજી ગયા કે સાહેબ ઇરાદાપૂર્વક તેમનું અપમાન કરે છે.

થોડીવાર આમ ફર્યા પછી, અંદરથી એક પટાવાળો દોડતો બહાર આવી બોલ્યો,—બાબુ, જુતાકા અવાજ મત કીજીયે, સાહેબ ગોસ્સા હોતા હાય. બેંચ પર બેઠીયે."

દાંતથી હોઠ કરડી નગેન્દ્ર બાબુ બેંચ પર બેઠા. "સામાન્ય" માણસો તેમને જોઇને ક્ષોભ અને સન્માનપૂર્વક જરા આઘા ખસ્યા.

એટલામાં બીજા પણ બે જણ સલામ કરવા આવેલા, તે પણ બેંચ પર બેઠા. નગેન્દ્ર બાબુ રુમાલ કાઢી વારંવાર કપાળ પરનો પરનો પરસેવો લૂછવા લાગ્યા. ક્રોધથી તેમનું ગળું જાણે ગુંગળાઇ જતું હતું.

પછી સાહેબ નાસ્તો કરી પરવારી ઓફિસ રુમમાં આવ્યા. પહેલાં જ બોલાવ્યા—નગેન્દ્ર બાબુને નહિ. જે લોકો નગેન્દ્ર બાબુની પહેલાં આવ્યા હતા તેમને એક પછી એક બોલાવ્યા. જે લોકો પાછળથી આવ્યા હતા, તેમનાં પણ નામ બોલાઈ ગયાં. છેવટે નગેન્દ્ર બાબુ એકલા બેંચ ઉપર બેઠેલા રહ્યા.

આટલો વખત તેમણે કેવી રીતે વીતાવ્યો હતો, તે તેઓ જ જાણે, અને ભગવાન જાણે. આ જ સમય દરમિયાન નગેન્દ્ર બાબુએ દાંતે દાંત ભીડી દઢ મને પ્રતિજ્ઞા કરી કે નોકરી છોડી જ દેવી, મહિના પછી નહિ,— આજ ને આજ.

છેવટે સાહેબે નગેન્દ્ર બાબુને બોલાવ્યા. ક્રોધથી પાગલની જેમ ડોલતા ડોલતા, તેમણે સાહેબના કમરામાં પ્રવેશ કર્યો.

પહેલાંની જેમ આ વખતે સાહેબે ઊઠી તેમની સાથે હસ્તધૂનન કર્યું નહિ.

"ગુડ મોર્નિંગ સર!"

"ગુડ મોર્નિંગ બાબુ!"

"બાબુ!"—પહેલાં તો સાહેબ કહેતા—નગેન્દ્ર બાબુ. સાહેબ બરાબર સમજતો હતો કે કેવળ બાબુ નામે સંબોધન થતાં હોદ્દેદાર બંગાળીને અપમાન લાગે છે.

નગેન્દ્ર બાબુએ એ પણ ધ્યાનમાં રાખ્યું. પરંતુ તેમણે મનથી કર્તવ્ય સ્થિર કરી લીધું હતું, તેથી આ આઘાતથી કંઇ વિશેષ નવી વેદના તેમને થઇ નહિ.

સાહેબ ચિરુટ મોંમાં ઘાલી બોલ્યા, "ગામમાં હવે સ્વદેશીની કેવી હાલત છે?"

નગેન્દ્ર બાબુ બોલ્યા, "જોઇએ એવી."

"સાંભળી મને બહુ આનંદ થાય છે. બિસ્કિટ કેસમાં સખત સજા થઇ એનું એ ફળ છે."

નગેન્દ્ર બાબુ મનમાં જરા હસ્યા. તે બોલ્યા, "તમે મારું કહેવું બરાબર સમજ્યા નથી. જોઇએ એવી એટલે સ્વદેશીની તરફેણમાં જોઇએ એવી, સરકારની તરફેણમાં નહિ. એ કેસ થયા પછીથી લોકોની સ્વદેશીની પ્રતિજ્ઞાઓ વધારે દૃઢ બની છે."

સાહેબ જરા નવાઇથી નગેન્દ્ર બાબુનું મોં જોઇ બોલ્યા, "ત્યારે "જોઇએ એવી" કેમ કહ્યું? તમે પણ એક સ્વદેશીવાળા લાગો છો."

નગેન્દ્ર બાબુએ સગર્વ જવાબ દીધો, "સ્વદેશીની ચળવળ શરૂ થઇ ત્યારથી, એક દોકડાની વિલાયતી ચીજ મારા ઘરમાં આવી નથી."

સાહેબનાં મોં અને કાન ક્રોધથી લાલ લાલ થઇ ગયાં. તે જાણતા હતા કે ઘણા સરકારી નોકરો છૂપી રીતે સ્વદેશી વ્રતનું પાલન કરે છે, પરંતુ સાહેબના મોં પર આવા જવાબ દેવાની હિમ્મત તો કોઇ કરતું નહિ! તે સમજી ગયા કે આ જાતની ઉદ્ધતાઇ બતાવી નગેન્દ્ર બાબુ હમણાં થયેલા તેમના અપમાનનો બદલો લઇ રહ્યા છે. બુદ્ધિ દોડાવી હસીને આ જ નીતિનું અનુસરણ કરી સાહેબ બોલ્યા,—"હં, મારા સાંભળવામાં આવ્યું છે કે બંગાળી સ્ત્રીઓ સ્વદેશીની બાબતમાં પુરુષો કરતાં પણ ચઢી જાય છે."—બોલતાં સાહેબે જરા હસવાનો ઢોંગ કર્યો. થોડીવાર રહી તે પાછા બોલ્યા,—'By the way—કહે છે કે આપની સ્ત્રીએ આ છોકરાઓના કેસમાં અપીલ કરવા હજાર રૂપિયા આપી મદદ કરી છે. શું એ સાચી વાત છે?'

"સાવ સાચી. હાઇકોર્ટમાં મોશન લઇ જવાની છે, તેનું ખર્ચ પણ મારી સ્ત્રીએ આપવાનું માથે લીધું છે."

સાહેબ હવે ધીરજ રાખી શકયો નહિ. વળી ફરી તેનું મોં લાલચોળ થઇ ગયું. તે બોલ્યો,—"આ આચરણ સરકાર વિરૂદ્ધ ના કહેવાય?"

નગેન્દ્ર બાબુ અત્યંત ગંભીર થઇ બોલ્યા,—"કહેવાય, પણ ઇશ્વરકૃપાએ, મારી સ્ત્રી સરકારની નોકરી કરતી નથી."

ક્રોધની સાથે સાથે વિસ્મયનો ભાવ પણ સાહેબના મનમાં ઉત્પન્ન થવા લાગ્યો. આટઆટલાં વરસથી પોતે નોકરી કરે છે, પણ આવાં અભિમાનનાં વેણ તો બંગાળીના મોંએથા કદી સંભળાયાં નથી! સાહેબ સમજ્યા કે આજે નગેન્દ્ર બાબુએ તેમનું અપમાન કરવા કમર કસી છે. ઠીક, તો તેનું અમોઘ ઔષધ પણ સાહેબની પાસે કયાં નથી? એનો પ્રયોગ થતાં જ નોકરી પર જીવ બાંધી ફરનાર બંગાળી હમણાં જ ઘુંટણિયે પડી માફી માગવા લાગી જવાનો.

આવો વિચાર કરી તે બોલ્યા,—"હશે, એ વાત જવા દો. હવે અત્યારે આપને કેમ બોલાવ્યા છે, તે કહું. હમણાં હમણાંની આપના

કામકાજમાં બહુ શિથિલતા જોવામાં આવે છે, એટલે આપ જો તરત જ સાવધાન નહિ થાઓ, તો આપનો પગાર વધારવાનું દબાણ મારે મૂકી દેવું પડશે, અને કદાચ આપને ડિગ્રેડ કરવાની પણ મને ફરજ પડે."

આ શબ્દો બોલી સાહેબ નગેન્દ્ર બાબુના મોં સામે એકીટશે જોઇ રહ્યા કે દવા લાગી કે નહિ. ભયથી બાબુના મોં પરનું નૂર હમણાં જ ઊડી જશે અને તે માફી માગવા ઊંચો નીચો થવા માંડશે એવી તેમની ધારણા હતી.

પણ તેવું કંઇ બન્યું નહિ. નગેન્દ્ર બાબુના મોં પર, ધીમે ધીમે, જરા તિરસ્કારમિશ્રિત હાસ્યરેખાઓ ફૂટી નીકળી. તે બોલ્યા, "આપ ખુશીથી તે પ્રમાણે કરો. એથી મને કોઇ રીતે નુકસાન થવાનું નથી."

સાહેબ વધારે નવાઇ પામી બોલ્યા: "એટલે"?

"મેં આ નોકરી છોડી દેવાનું ક્યારનું ય નક્કી કરી દીધું છે. આજે જ ઓફિસમાં મારું રાજીનામું આપના હાથમાં પડશે. મહિનામાં મને છૂટો કરશો, મોડું ના થાય એમ કરશો તો હું તમારો અત્યંત અનુગ્રહ સમજીશ.'

આ સાંભળતાં જ સાહેબ જાણે દિઙમૂઢ થઇ ગયો. બંગાળી! બંગાળી થઇને આ માણસ આવી ભારે નોકરી એક બોલ પર ફગાવી દેવા તૈયાર થઇ ગયો છે!

નગેન્દ્ર બાબુએ ગજવામાંથી ઘડિયાળ કાઢી ટાઇમ જોયો. તરત જ એ ઊભા થઇ જઇ બોલ્યા, "હવે હું આપનો વખત નહિ લઉં. ગુડ મોર્નિંગ!"

સાહેબ અન્યમનસ્ક જેમ ઊભા થઇ જઇ બોલ્યા—"ગુડ મોર્નિંગ!"

×

એક મહિનો વીતી ગયો. આજે નગેન્દ્ર બાબુની નોકરીનો છેલ્લો દિવસ છે. સાંજને વખતે તેમની કચેરીના દરવાજા આગળ વિદ્યાર્થીઓની ભીડ જામી છે. દરેકના હાથમાં રાષ્ટ્રધ્વજ ફરકી રહ્યો છે.

તેઓ બહાર નીકળતાં જ વિદ્યાર્થીઓએ તેમના પર ફૂલનો વરસાદ વરસાવ્યો. અને ગાડીમાં બેસવા નગેન્દ્ર બાબુને ખૂબ જ આગ્રહ કર્યો.

પણ નગેન્દ્ર બાબુ કબુલ થયા નહિ.

છોકરાઓએ જીદ કરવા માંડી. સૌ બોલવા લાગ્યા, ઘોડો છોડી નાખી આજે તમને ઊંચકીને, બધે ફેરવવાના છે.

રસ્તે થઇને કોઇએક ગામડીઓ અને કોઇએક નિરક્ષર શહેરી જતા હતા. આ બધી ધમાધમ શાની છે એ ન સમજી શકવાથી પેલા ગામડીઆએ પૂછ્યું—"શું છે આ ? બાબુજીનું લગ્ન છે કે શું ?"

બીજા માણસે જવાબ દીધો—"મને તો લાગે છે કે બાબુજી અત્યાર સુધી જેલમાં હતા, આજે જેલમાંથી છૂટયા છે. આજકાલ દેશમાં બાબુઓ જેલમાંથી છૂટે છે ત્યારે આવું આવું થાય છે.'

આ તરફ, છોકરાઓએ નગેન્દ્ર બાબુને ગાડીમાં ખેંચીને લઇ જવા ખૂબ જ ખેંચતાણ કરી, પરંતુ નગેન્દ્ર બાબુ કેમે કર્યા સંમત થયા નહિ; હમેશ મુજબ પગે ચાલતા જ એ ઘેર ગયા.

બે માસથી ચાલતો પતિપત્નીનો વિયોગ આજે ભાંગ્યો.

# અશ્વત્થામાની બ્હેન

ગુરુપુત્ર અશ્વત્થામાને ગાય ચોરવાના કેસમાં એક વરસની કેદની સજા થઈ ગઈ.

અધિકારી એકદમ માથે હાથ દઇ બેઠો. કારણ કે, તિલસોનાના મજુમદાર બાબુ ભલા માણસ નથી. ઘેર આવી પાંચ રૂપિયા બાનુ આપી ગયા છે અને ફરી ફરી કહી ગયા છે–કાલીપૂજા મંગળવારે છે, અને તેને બીજે દિવસ બુધવારે તેરસે ગાન છે. વખતસર હાજર થઈ જજે ભાઇ, સત્તર ગામમાં તેડું કર્યું છે—એટલે બેદરકાર રહેવું પાલવે તેમ નથી.

એ તેરસ પણ આવી પહોંચી.

અધિકારીને નજર સામે સ્પષ્ટ દેખાવા લાગ્યું કે કાળકા માની તલવાર આજે એના માથા પર ઝઝૂમી રહી છે.

પરંતુ માથે હાથ મૂકી બેસી રહેવાથી કંઇ તલવારના કોપમાંથી બચી શકાય નહિ. એટલે ફરી પાછું સૃષ્ટિધરને કરગર્યા વગર છૂટકો નથી. તિલસોનાના જલસામાં અશ્વત્થામાનો વેષ લઈ તે આટલી વખત લાજ રાખે તો સારૂં.

સૃષ્ટિધર વિદ્વાન પુરૂષ છે, અંગ્રેજી પહેલી ચોપડી પણ ભણેલો છે, પરંતુ એનામાં બિલકુલ વિવેક નથી. ગયે વરસ જલસાની મોસમમાં સૃષ્ટિધરની સાથે ઘણી ઘણી વાતચીત થઇ હતી, એટલે સુધી કે મહિને દસ રૂપિયાનો પગાર પણ આપવાની વાત થઈ હતી. પરંતુ તેણે મંડળીમાં

જોડાવાની ના પાડી, સાફ સંભળાવી દીધું—'દસ રૂપિયાનો આખલો લાવી કામ ચલાવો—'

પરંતુ સૃષ્ટિધરને હજી મૂછો ઊગી નથી, ચહેરો કોમળ છે, રાણી, સખી કે છેવટે રાજપુત્રના વેશમાં જે શોભે, એને સેનાપતિનો વેશ લેવા બોલાવી શકાય નહિ. એટલે આખલો લાવ્યે એનું કામ કેમ ચાલે?

ગમે તેમ, પણ એવી જરૂર પડી નહિ. બલાઇ તેલી આવી મળ્યો હતો, અને ખૂબ સહેલાઇથી આવી મળ્યો હતો. ખૂબ સ્ફૂર્તિવાળો માણસ છે. પૈસા ટકાની કંઈ પડી નથી. ખુલના બાજુ ક્યાંક એના મામાનું ઘર છે. મામા પૈસાદાર છે. ખેલ ન હોય તે મોસમમાં તે મામાને ઘેર પહોંચી જતો. પાછો આવતાં થોડાક દિવસ છૂટથી ખરચ કરતો. અશ્વત્થામાનો પાઠ પણ સરસ બોલતો.

પરંતુ તિલસોનાનું બાનુ લઈ આવ્યા પછી થોડાક દિવસ કેડે ઓચિંતા એક દિવસ પોલીસનો જમાદાર આવી બલાઇને ગિરફતાર કરી લઈ ગયો. કહે છે, એણે કેટલાક માણસોની સાથે મળી કોઈ ગામથી ગાય ચાળી ઝિકર-ગાછિના મેળામાં જઇ વેચી નાખી હતી—પછી થઈ જેલની સજા.

×

અધિકારી મનમાં મનમાં ગભરાઈ ગયો હતો—માત્ર એક રાત ગાવાનું છે, ત્રણ રૂપિયામાં તો સૃષ્ટિધર રાજી રાજી થઈ જવાનો. એટલે થોડી રકમ હાથમાં રાખી તેણે પ્રથમ આમ શરૂઆત કરી—બે રૂપિયા—'

પરંતુ સૃષ્ટિધર ગરજ વર્તી ગયો. તેણે એકદમ નિયમ કરતાં યે વધારેની માંગણી કરી: 'પાંચ રૂપિયાથી ઓછું નહિ પાલવે.'

સૃષ્ટિધરને કંઈ અક્કલ નથી એમ કહેવું જોઇએ. કારણ કે પચીસ રૂપિયાનો સોદો છે, બે તબલા સારંગી વગાડનારા સાથે કુલ માણસો પણ પચીસેકથી ઓછાં નહિ થાય. તેમાં એક અશ્વત્થામાને જો પાંચ રૂપિયા રોજી આપવી પડે તો પછી તેના પિતા દ્રોણાચાર્ય, પિતામહ ભિષ્મ, વચલો પાંડવ ભીમ વગેરે મોટા મોટા વીર પુરૂષોના ભાગમાં શું આવે?

ત્રણ, સાડાત્રણ, પોણાચાર કરીને છેવટે પૂરેપૂરા ચાર રૂપિયા કબૂલ કરવા પડ્યા. ના પાડે ચાલે તેવું નહોતું. કારણ કે આ થોડા દિવસમાં પાઠ મોઢે કરી ગાડું ગબડાવી શકે એવો તો આ પ્રદેશમાં એકલો સૃષ્ટિધર જ હતો.

ગીતનાટ્ય શરૂ થયું છે. દ્રોણાચાર્યની લગભગ ઘુંટણ સુધી પહોંચતી લાંબી દાઢી—રાજમહેલમાં ગુરુપદું કરનારને શોભે તેવી જ બની છે. મેદનીની જમણી બાજુએ અશ્વત્થામા ઉંઆંઉં ઉંઆંઉં કરીને બોલી રહ્યો છેઃ 'દૂધ, દૂધ પીવું છે, બાપા!' અને દ્રોણાચાર્ય બે હાથે વારંવાર એમનો દાઢી રૂપી સમુદ્ર વલોવતા, ઘડીમાં દીવા તરફ, તો ઘડીમાં તબલાં સારંગીવાળાની પાછળ, તો ઘડીમાં ફાટેલા પડદાની ચીરાડમાથી આકાશ સામે જોઈ દૂધ ખોળતા ઘૂમી રહ્યા છે. પરંતુ આવું ઊંચું સ્થાન હોવા છતાં યે દૂધ મળ્યું નહિ. છેવટે કોઈ છોકરાએ હારમોનિયમની પેટીના એક ખૂણામાંથી એક નાની એલ્યુમિનિયમની તેલની વાડકી કાઢી સરકાવી દીધી. દ્રોણાચાર્યે કંઈ પણ સાધન વગર, કેવળમાત્ર પોતાના તપના પ્રભાવે કરીને એ વાટકીમાં ભાત ચોળી દઈ, દૂધ કહી પટાવીને અશ્વત્થામાને ખવડાવી દીધો. અને એ નિરાકાર દૂધભાતની શક્તિ પણ કેવી અસાધારણ! પલકમાં અશ્વત્થામાનું તીણું ગળું હમેશ મુજબ સશક્ત બની ગયું, અને એ આશ્ચર્યકારક ઝડપથી વીસ હાથ પથરાયેલી મેદનીની આ છેડાથી પેલા સુધી પ્રદક્ષિણા કરતો દૂધ પીધાના આનંદમાં ઠેકડા ભરવા લાગ્યો.

ચારે તરફ વાહવા વાહવા! ના પોકાર થવા લાગ્યા.

પડદા પાછળ માત્ર એક વહુવારૂ બેઠી બેઠી આંસુ લૂછતી હતી—મજુમદાર સ્ટેટના સાત આની ભાગીદાર સ્વર્ગસ્થ જદુનાથ મજુમદારની એ સૌથી નાની પુત્રવધુ ઉમાશશી હતી. એને શી ખબર કેવી રીતે એવું લાગી ગયું કે આ અશ્વત્થામા એનો ભાઈ છે, અને એ એની બહેન છે.

ઉમાની ઉંમર નાની હતી, તો પણ આ માત્ર નાટક છે, કંઈ સત્ય નથી એટલું સમજવા જેટલી બુદ્ધિ એનામાં હતી.

પરંતુ સાચું હો કે જૂઠું હો, પણ એવો સુંદર છોકરો આટલી બધી મેદનીની વચમાં જરા અમથું દૂધ પીવા માટે આટલું બધું રડયો એ તો

ખરૂં ને! અને જ્યારે દૂધ કહી એના બાપે એને થોડો ભાતનો કોળિયો ખવડાવી દીધો ત્યારે અશ્વત્થામાએ ગુસ્સે થઇ એ વાટકી જ મેદની કુદાવી પેલી કેળો ઉગેલી છે ત્યાં ફેંકી કેમ ન દીધી? એમ કરવાને બદલે એ અણુસમજુ છોકરો આનંદથી નાચવા લાગ્યો....

નાટક જુએ છે ને કંઈ કંઈ વિચાર કરે છે. એવામાં ઉમાને યાદ આવી ગયું કે એનો કીકો એટલામાં જાગી ગયો હશે. સાંજ સમે એને ખાટ પર ઊંઘાડી ત્યાં મોક્ષદાને બેસાડી એ ગાયન સાંભળવા આવી હતી. એ માંએ ચઢેલી દાસી મોક્ષદા—શી ખબર અત્યારે શું કરતી હશે! કદાચ નસકોરાં બોલાવતી ક્યાંક ઉંઘતી પડી હશે કે પછી આ ભીડમાં ક્યાંક ગુપચુપ બેસી જઈ નાટક જોતી હશે! કાચી કળી જેવો છોકરો—હજી વરસ માંડ થયું હશે, એને દૂધ પીવાનો વખત થઈ ગયો છે, અને ઘરમાં કોઇ નથી, જાગ્યો હશે તો રડી રડીને લોથ થઈ ગયો હશે.

ગભરાઇને ઉમાશશી દોડી ગઈ.

છ ઘરની ભેગી કાલીપૂજા હતી. ખર્ચના ભાગ મુજબ નાટકનાં માણસોને જમાડવાની વ્યવસ્થા કરેલી હતી. જદુનાથની તરફથી બાર જણ જમનારાં હતાં.

મોડી રાતે ખેલ પૂરો થયા પછી પુરૂષો જમી કરીને પરવાર્યા પછી ઉમાએ જમવા બેસતી વખતે પૂછ્યું: 'નાટકવાળા જમી ગયા બધા?'

બામણીએ જવાબ દીધો: 'ના, વહુમા, એવા કેવા નવાબના દીકરા આવ્યા છે કે બાબુઓના પહેલાં એમને જમાડી દઉં? સવાર પહેલાં એમને ખાવાનું કેવું? મારૂં કામ બધું પતી ગયું છે. હવે વાર નથી. મોક્ષદા, હવે બોલાવવા જા, મોક્ષદા,-એ મોક્ષદા-'

ઉમા જમી રહી હતી. બાકી રહેલો ભાત થોડો ખાઇ તેણે ઝટપટ હાથ ધોઈ નાંખ્યા.

મોક્ષદા તે વખતે ઉપરથી નીચે ઉતરતી હતી.

ઉમાએ પૂછ્યું: 'કેવું નાટક થયું, મોક્ષદા?'

મોક્ષદા નવાઇ પામી થોડી વાર તો કંઈ બોલી જ શકી નહિ, પછી બોલી: 'હં બળ્યું નસીબ, હું ક્યાં જોવા આવી હતી! હું તો—માથાના દુખાવાથી હેરાન હેરાન થઈ ગઇ—'

ઉમા હસીને બોલી: 'તું ત્યાં અંધારે અંધારે વાડામાં થઇને—મેં સગી આંખે જોઇ છેને. તે ભલે, શું થયું એમાં! તું કીકાને એકલો મેલી જતી રહી એ હું ક્યાં કોઈને કહેવા જાઉં છું?'

હવે મોક્ષદાને યાદ ન આવવાનું કંઈ કારણ નથી—હવે યાદ ન આવે તો બીજું શું જાહેર નહિ થાય એ કોણ જાણે છે?

તે બોલી: 'આસ્તે આસ્તે વાત કરો, બા સાંભળી જશે તો મને જીવતી નહિ મેલે. બામણીને મેં કહી મેલ્યું હતું કે જુદ્ધ થાય ત્યારે મને બોલાવજે. એમણે આવી કહ્યું: મોક્ષદા, જો તો ખરી, ભીમ ધમ ધમ કરતો કેવી ગદા ફેરવે છે! ' પણ ગઈ એવી આવતી રહી છું—મુદ્દલે ઊભી નથી–'

ઉમા બોલી: 'અને અશ્વત્થામાએ કેવું કર્યું કહે જોઉં! રાજાના કુંવર જેવો છોકરો છે!'

મોક્ષદાએ માથું હલાવી ટૂંકમાં કહ્યું: 'હા.' એના માથામાં તે વખતે પણ ધમ ધમ કરતી ભીમની ગદા વીંઝાતી હતી. થોડીવાર શાંત રહી એ બોલી: 'પણ દુર્યોધન કેવો પહેલવાન, મારા બાપ! મેં ગણી જોયું, એક નહિ, બે નહિ, પણ ભીમે છ છ વખત એને ગદા ફટકારી તોયે એ કૂદતો કૂદતો જતો રહ્યો. એ કંઈ જેવી તેવી વાત છે? ભીમની એ ગદા કંઈ નહિ તો વીસપચીસ મણની હશે, નહિ, બા?'

પરંતુ ગદાતત્ત્વની આલોચના આગળ ચાલી નહિ. બામણી બૂમો પાડતી હતી:—'એ મોક્ષદા, બોલાવવા ન ગઈ? જા બહેન, હું હજી કેટલી રાત લગી ભાત લઈ બેઠી રહું!'

ઉમા પણ બોલી: 'જાય છે બોલાવવા? જા—શું કરવા વગર કારણે મોડું કરે છે? અને પેલો અશ્વત્થામા—ઓળખ્યોને એને?—પેલો દૂધ દૂધ

કરીને રોતો હતો ને. એનેય બોલાવતી આવજે. બાર જણ આપણે ત્યાં જમવાનાં છે—એ છોકરો પણ ખાવાનો છે. જો ના પાડે તો છોડતી નહિ, સમજી?'

મોક્ષદા બોલાવવા ચાલી ગઈ.

આ તરફ રસોડામાં જઇને ઉમાએ જોયું તો બધું તૈયાર હતું. ભમરીનાં ઇંડાં જેવો જાડો જાડો ભાત, શાક અને દાળ થઇ ગયાં હતાં, હવે હોલવાતા ચૂલે પાંચ સાત રિંગણ બાફી નાખ્યાં કે પત્યું. ઉમા બોલીઃ 'હં બામણી, આ શું કરો છો? આવું આ લોકો કેમ કરી ખાશે?'

બામણી નવાઈ પામી બોલીઃ 'શું કહો છો, વહુ મા! રિંગણ થઈ જાય એટલે ત્રણ ત્રણ તો શાક થયાં—તોયે કેમ કરી ખાશે કહો છો! ઘરમાં શું એ લોકો સોનું રૂપું ખાય છે! તમે હજી છોકરૂં છો, શું જાણો—'

પરંતુ છોકરૂં હોવા છતાંયે ઉમા જાણે છે—આ બધા લોકો જે નાટકમાં રાજા થઇને ફરે છે, અને ઘરમાં પણ ભાંગેલા છાપરા હેઠળ બાપ-દાદાની રીત મુજબ નિશ્ચિતપણે હુકો તાણ્યા કરે છે અને અનાજના તાજા ઢગલાની વચમાં ઊભા ઊભા આવતા પોષ મહિનામાં નવો કોઠાર બંધાવવાનું સ્વપ્ન જુએ છે એ લોકો સદા સર્વદા કેવું અપૂર્વ સોનું–રૂપું ખાઇને પેટ ભરે છે એની ઉમાને બરાબર ખબર છે...પેલું લોકવાર્તામાં આવે છે કે કોઈ કઠિયારાનો છોકરો જંગલમાં થઇને જતો હતો. ને, રાજાની શ્વેત હાથણીએ સૂંઢમાં ઉપાડી સિંહાસન પર બેસાડી દીધો હતો—ઉમાનું પણ એવું થયું હતું.

×

ઉમાના બાપનું ઘર ઉજ્જવલપુરમાં હતું, અહીંથી બહુ દૂર નથી, મધુમતી નદીની ઉપર જ છે. પાંચ વરસ પહેલાં ત્યાં રોજ રાત્રે બહેન અને ભાઈ માના પડખામાં કોકડું વળી સૂઈ જતાં હતાં. ભાઈનું નામ હારાણ. એવો મૂરખ કે બીજા સૌની પેઠે એમનો બાપ પણ જીવતો હતો—એ અસંભવિત વાતે તે કેમે માનતો નહિ. આ બાબત પર ઉમાની સાથે તે ભયંકર દલીલો કરતો.

એક વખત એવું બન્યું કે અમિયાનાં લગ્ન નિમિત્તે ચૌધરીને ઘેર કલકત્તાથી ઘણી ચીજો આવી હતી. તે દિવસે હારાણનો ઘરમાં પત્તો નહોતો, બપોરનો તે ઉત્સવની તૈયારીઓ જોવા ગયો હતો. અમિયાના કાકા પેટી ઉઘાડી જણસભાવ બહાર કાઢી અમિયાની માને સમજ પાડતા હતા. ઊંચો થઇ થઇ હારાણ એકચિત્તે બધું જોઈ રહ્યો હતો.

ઘેર આવી હારાણે ઉમાને ધીમે ધીમે કહ્યું: 'આજ એક ચીજ મળી છે, કોઇને કહીશ નહિ, બહેન! ભૂલથી એ લોકો આંગણામાં મૂકી જતાં રહ્યાં. કોઈ હતું નહિ એટલે હું ઉપાડી લાવ્યો, કેમ બહેન? કલકત્તાની મીઠાઈ હશે,—નહિ?—' આમ કહી ચોતરફ જોઈ ખૂબ સાવચેતીથી, સંતાડી રાખેલી એ કલકત્તાની દુષ્પ્રાપ્ય મીઠાઈ તેણે કાઢી.

એ જોઈ પળવાર હસવું આવવાથી ઉમા કંઇ બોલી જ શકી નહિ—એ તો એક લાલ મીણબત્તી હતી. તે બોલી: 'અરે! હારાણ, મૂરખા; તું તે કોણ છે?—મીણબત્તીયે ઓળખે છે કે નહિ? આ તો મીણબત્તી છે, મીણબત્તી છે—સળગાવીએ તો દીવાની પેઠે અજવાળું થાય—'

બહેનને આટલું હસતી જોઈ હારાણ ભોંઠો પડી પહેલાં તો કશું બોલી શક્યો નહિ, પરંતુ જરા સ્વસ્થ થઇ છેવટે જોરથી દલીલો કરવા લાગ્યો: 'કોઇ રીતે આ મીણબત્તી નથી—હું શું મીણબત્તી નથી ઓળખતો? ચૌધરીના ઘરમાં માણકો, નંદો, બધાને મેં સગી આંખે આ ચીજ ખાતા જોયા છે. હં!'

ઉજ્જવલપુર ગામ ફૈદાબાદ જિલ્લામાં આવ્યું, એટલે તિલસોનાના મજુમદાર સ્ટેટમાં ગણાય.

જદુનાથ મજુમદાર તે વખતે જીવતા હતા. એક વખત હોડીમાં બેસી તેઓ જાતે હિસાબ તપાસવા ગયા હતા. કચેરીની સામે થઇને કાચો રસ્તો સીધો દક્ષિણ તરફ નદીના ઘાટ સુધી જતો હતો. સવારે મજુમદારને ખૂબ કામ રહેતું—રોકડ, ચોપડા, હિસાબ વગેરે જરૂરી કાગળિયાં તપાસવાં

પડતાં. કામની વચમાં કોઈ વાર રસ્તા તરફ નજર કરી જોતા તો ચશ્માંની આડમાંથી, બગલમાં પાટી દાબીને બહેનના ઓઢણામાં શરીર સંતાડી એક છોકરો નિશાળમાં ભણવા જતો દેખાતો. બહેન અને ભાઈ હરદમ વાતો કરતાં કરતાં જતાં, શું વાતો કરતાં એ એમને ખબર!

મજુમદાર મહાશય આ દૃસ્ય રોજ જોતા. એક દિવસ તેમણે ઉમાને પકડી પાડી.

સાંજે ભાઇને લઈ તે પાછી ફરતી હતી. જદુનાથ રસ્તા તરફ આંટા મારતા હતા. તેમણે બૂમ મારી: 'ઊભી રહે, બહેન—'

ઉમા સંકોચ પામી પાસે જઈ શાંતિથી ઊભી રહી.

જદુનાથ શું કહેવું તે નક્કી ન કરી શકવાથી બોલી પડ્યા: 'મારે ઘેર તિલસોના આવીશ? મારા ઘરમાં સાતે કોઠે અજવાળું થશે—આવીશ લક્ષ્મી?'

આમ કહી પરમ સ્નેહથી ઉમાના મુખ ઉપર થોડા વાળ ઊડતા હતા તે તેમણે સરકાવી આપ્યા.

ઉમા થોડું કંઈક સમજી, પરંતુ હારાણને જદુનાથની વાત બહુ અર્થહીન લાગી. રસ્તે જતાં જતાં ખૂબ કુતૂહલથી તેણે પૂછ્યુઃ 'બહેન, એમને ઘેર જવાનું તને કેમ કહે છે? ફરી પૂછે તો કહી દેજે કે નહિ આવું. ન જાય તો એ લોકોના લાઠિયાલ સિપાઇ મોકલી પકડીને લઇ જાય, નહિ?'

બીજે જ દીવસે જદુનાથે જાતે ઉમાને ઘેર આવી બધી વાત સ્પષ્ટ કરી કહ્યું: 'ઉમાની સાથે મારા સૌથી નાના પુત્ર રમાનાથનાં લગ્ન કરવાની મારી ઇચ્છા છે. આપવા કરવાનું કંઇ નથી, લક્ષ્મી પોતે મારા ઘરમાં આવે છે પછી રૂપિયાની શી જરૂર છે?'

લગ્ન થઈ ગયાં.

×

જે દિવસે ઉમા વિદાય થવાની હતી તેના આગલે દિવસે સાંજે હારાણે કહ્યું: 'બહેન, તું રાજરાણી થઇ, તો તારા માથા પર મુગટ ક્યાં છે?'

ઉમા બોલી: 'જા, રાજરાણીવાળો! આવું કોણે શીખવ્યું?'

પરંતુ હારાણુ શું કંઈ નથી સમજતો ? તે બોલ્યોઃ 'રાણી કેમ નહિ ? મા કહે છે, સુશીલા, માણેક બધાયે કહે છે—ને તું છુપાવે છે ? હેં બહેન, તારા રાજમહેલમાં મને આવવા દઇશ ? સિપાઇઓ મારી કાઢશે નહિ ?'

ઉમાએ ચોતરફ નજર કરી જોયું કે કોઈ જોતું સાંભળતું તો નથીને ? સાસરીની વાત કરતાં શરમ આવે છે, પણ મૂરખ ભાઇને વળી શરમ કેવી !

તે બોલીઃ 'હં, મારે ? મારા ભાઇને કોણ મારનારૂં છે ! તું જરા મોટો કેમ ન થયો, હારાણુ ! તો કાલે જ તેને સાથે લઇને જાત. જરા મોટો થઇ જા—પછી તને આવડી મોટી રૂઈ માછલીના માથામાં વધારીને ભાત પીરસીશ, આવડી મોટી—આવીશ ને ?'

હારાણે માથું હલાવી હા કહી—'હા, ને મીઠાઈ—કલકત્તાની મીઠાઇ આપીશ ? આપીશને બહેન ?'

×

બામણી નવી આવેલી હતી, તેને ઉમાના પિયરની સ્થિતિની કંઈ ખબર નહોતી. તે બોલતી હતીઃ 'મા, તમે છોકરૂં કહેવાઓ—તમે ધારો કે પૃથ્વીમાં બધાંયે તમારી પેઠે ખાય પીએ છે. એટલે, ત્રણ ત્રણ શાક કર્યાં છે તોયે કહો છો કે નાટકવાળા શામાં ખાશે ? પણ મોટા બાબુના ઘરમાં જોઇ આવો જોઉં, ત્યાં શું છે; એકલો ફિસો ભાત ને દહીં—આમલી સુદ્ધાં નહિ—'

ઉમા બોલીઃ 'હં, બામણીમા, ઘરમાં કેટલી બધી મીઠાઈ કરી હતી, તેમાંનું કંઇ રહ્યું નથી ? હોય તો—એમને થોડું થોડું જે બને તે આપો. ઠીક, તમે ભાત પીરસો, હું જોઉં છું—'

ઉપર આવી કોઠાર ઉઘાડી જોયું તો કશું નહોતું. અનેક મોટા મોટા ગૃહસ્થોને નિમંત્રણ કરવામાં આવ્યું હતું, એમણે બધું સાફ કરી નાખ્યું હતું. ફરી નીચે જઇ આ હકીકત બામણીને કહેવા જતાં તેને શરમાવા જેવું લાગ્યું. છોને એ ગમે તેમ પતાવતી, ઉમા પોતાના ઓરડામાં સંતાઈ ગઈ.

આખા દિવસની દોડાદોડ પછી રમાનાથ ઊંઘી ગયો હતો, ઓશીકા આગળ દીવો બળતો હતો. ઓશીકા આગળ આમ દીવો બળતો રાખી કદી

ઉઘાતું હશે ? કેવો માણસ, કદી કોઇ વાતનો એને ખ્યાલ છે ! ઉમાએ દીવો ખેસવી ઝાંખો કરી નાખ્યો. પછી કીકાના ચંદ્રસમા મુખ સામે એ તાકી તાકીને જોઈ રહી. એ પણ ભર નિંદમાં પડયો હતો. આજે જાગ્યો નહોતો, દૂધ પણ પીધું નહોતું. કીકાની પેલી દૂધની વાટકી હાથમાં લઇ ઉમા ફરીથી નીચે ઉતરી ગઇ.

તે વખતે પણ બામણી એકલો ભાત લઇ બેઠી હતી. તે બોલી: 'જોયું મા, મોક્ષદાનું કામ ! હજીયે આવી નથી. મૂઇ કોણ જાણે કયાં વાતોમાં બેઠી હશે—'

ઉમા બોલી: 'એ તો છે જ એવી, કંઈ સમજતી નથી. વારૂ, તમે ય નાટક તો જોયું છે, બામણીમા, સૌથી સારૂં કામ કોનું હતું કહો— અશ્વત્થામાનું, ખરૂં ને ?'

બામણી માથું હલાવી બોલી: 'ધૂળ ! કામનું પૂછતાં હો તો ભીમથી ઉપર કોઇ નહિ. આવતાં જ એવી બે છલંગ મારી કે સામે છોકરાં બેઠાં હતાં તે દોડીને એકદમ મંડપની નીચે ભરાઇ ગયાં ! ન ભરાઈ જાય ? ભીમ—કેવો બળવાન ! મહાભારત નથી વાંચ્યું, વહુમા ?'

ઉમા બોલી: 'એ ખરૂં, પરંતુ અશ્વત્થામાને જોઇ મને બહુ લાગી આવ્યું. ગરીબ બામણનો અબોધ છોકરો, જરા અમથા દૂધને માટે કેટલું બધું રડયો ?' પછી દૂધની વાટકી સામે ધરી તે બોલી: 'એ અશ્વત્થામા છોકરો અહીં જમવા આવવાનો છે, એને આ દૂધ આપજો.—'

બિલાડીનો ભારે ત્રાસ હતો, બામણીએ દૂધની વાટકી શીકામાં મૂકી ઢાંકી દીધી. ઉમા કંઇ બોલી નહિ—પછી ચૂલાની નજીક ખસીને જઇ બેઠી અને બોલી: 'હવે ઠંડી પડવાની લાગે છે—એટલામાં કેટલી ઠંડી લાગવા માંડી છે, જુઓને. અરે, મારા બાપને ઘેર તો આ દહાડામાં ગોદડાં ઓઢવાં પડે છે—બરાબર મધુમતીના કિનારા પર છે ખરૂંને—'

એકદમ ઊભી થઇ તે બોલી: 'ગમત તો જુઓ બામણીમા, આજે પેલો અશ્વત્થામા નાટકમાં આવ્યો ત્યારે મને થયું, જાણે મારો ભાઈ હારાણુ

આવ્યો. એવો ખાઉધરો તમે આખી દુનિયામાં કદી નહિ જોયો હોય. અશ્વત્થામા જ્યારે દૂધ દૂધ કરીને રોતો હતો, ત્યારે મને થયું મારો હારાણ રૂએ છે.'

બામણી બોલી: 'તમારો ભાઈ દેખાવે આના જેવો છે ?—'

ઉમા બોલી: 'હં ! એના કરતાં તો ખૂબ નાનો, ને ખૂબ ગોરો છે—કંડારેલી મૂર્તિ જ જોઈ લ્યો ! પેલે દિવસે જ્યારે અહીં આવી, ત્યારે વહેલી સવારે—નૌકામાં બેસતાં જોઉં છું તો હારાણ ક્યારનો આવીને ઘાટ પર બાવળની નીચે ઊભો હતો. નૌકામાં બોલાવી એની આંગળીઓ પર બચકું ભરતી આવી. આંગળીઓ કરડવાથી માયા મમતા છૂટી જાય છે એમ કહે છે—એ બધી ખોટી વાત !'

બામણી ઉમાની સામે જોઇ સાંભળતી હતી. એકાએક તેણે પૂછ્યું: 'તમને પિયરમાં ગયે બહુ વખત થયો, નહિ, વહુમા ?'

ઉમા મોં મ્લાન કરી બોલી: 'હા—આજકાલ કરતાં ત્રણ વરસ થયાં. સસરાજીના મૃત્યુ પછી ફરી જવાયું નથી. હારાણ કહેતો હતો કે બ્હેન, તારે ઘેર કલકત્તાની મીઠાઇ ખાવા આવીશ—તોયે આવ્યો નહિ !'

બામણી સહાનુભૂતિ પ્રકટ કરી બોલી: 'હાં ! આવતો કેમ નથી ?'

ઉમા બોલી: 'આવે કોની સાથે ? અગિયાર જ વરસની ઉંમર છે. હવે થોડાં વરસ પછી મોટો થશે એટલે આવશે. આવીને એ મને દર વરસે ઉજ્જવલપુર લઇ જશે. પછી હું વર્ષે વર્ષે જવાની, કોઈની ખુશામત શું કરવા કરવી પડે ? આ થોડાં વર્ષ જવા દો ને.'

એટલામાં કીકો રડી ઊઠ્યો. એ રૂદન નહોતું, જાણે ઉપર ધાડ પડી હતી. ઉમાની ખૂબ ઇચ્છા હતી કે નાટકવાળાઓ ખાઇને ગયા પછી જઇશ, પરંતુ હવે કેમ રોકાઇ શકાય ? જતાં જતાં તે કહેતી ગઇ: 'બામણીમા, એ છોકરાને યાદ કરી દૂધ આપજો—જો જો, ભૂલી ન જતાં. તમારૂં પાછું ભુલકણું મન છે—'

×

ઉમાનો કીકો આમ ખૂબ શાન્ત, પણ એક વખત જો રડવા માંડ્યું તો નવાઈ પામી જવાય કે આવડા ગળામાંથી આવડો અવાજ ક્યાંથી નીકળતો હશે!

એટલામાં રમાનાથની પણ ઊંઘ ઊડી ગઈ હતી. ઉમાને જોઈ એ કઠોર સ્વરે બોલ્યોઃ 'ક્યાં હતી અત્યાર લગી? હેરાન હેરાન કરી નાખ્યો! જા, તારા છોકરાને લઈ જા—'

ઉમા છોકરાને ખોળામાં લઈ બહાર પરસાળમાં આવી.

અંધારી રાત્રિના માથા પર લાખ લાખ તારા ચમકે છે. ઉમા પરસાળમાં આંટાફેરા કરતી છોકરાને શાંત કરવા મથી રહી છે. છોકરાને છાતીસરસો દાબી એ વારંવાર બોલતી હતીઃ 'રડીશ નહિ, મારા રતન, મારા ધન, હવે રડીશ નહિ, આજે તને દૂધ બુધ નથી મળવાનું—તારું દૂધ મેં આપી દીધું છે—એક દિવસ દૂધ ન મળ્યું તો શું થઈ ગયું? અરે, ઇર્ષ્યાખોર, તોયે રડે છે? તું રોજ પીએ છે! એ લોકોને જન્મારામાં કદી દૂધ પીવા મળતું નથી.'

આંખો છલકાઈ આવી. પાલવ વડે તે લૂછી નાખી ફરી તેણે બોલવા માંડ્યું—'હું મરું, હું મરું, કીકાને શું થયું છે? હં રે, કીકા, મામાને ઘેર જવું છે? મામાને જોવા છે? તું ઊંઘતો હતો, ખબર છે, કીકા, તારા મામા આવ્યા હતા—કેવા રૂપાળા ગોરા ગોરા મામા. દૂધ બુધ બધું એ પી ગયા છે—એક છાંટો યે નથી. રડે છે શું કરવા, મારા ગોપાળ, તું હવે ઊંઘી જા. આવ ચાંદા, આવ, આવ, કીકાના કપાળમાં માળા ધરી જા—'

ઉમા ફરી જ્યારે ઓરડામાં પાછી આવી ત્યારે રમાનાથ પથારીમાં ઊઠી બેઠા થઈ દીવાના અજવાળે માકણ મારતા હતા. તે બોલ્યોઃ 'હિમ પડે છે ને તું આમ અમથી અમથી બહાર ફર્યા કરે છે?'

જાણે કોઈ બીજાની જ વાત થઈ રહી છે, જાણે ઉમા ઓરડામાં છે જ નહિ. ઊંઘતા છોકરાને ખોળામાંથી ઉતારી તેણે તેને ધીરેથી સુવાડી દીધો.

રમાનાથ પાસે આવી ઉમાનો એક હાથ પકડી બોલ્યોઃ 'ગુસ્સે થઈ છે, ઉમા? ઊંઘના ઘેનમાં હું શું બોલી ગયો, મને કંઈ જ યાદ નથી'—

હવે ઉમા આંસુ ખાળી શકી નહિ; ચોમાસાની મધુમતી ઉમાની આંખોમાં ઉભરાઈ પડી! રમાનાથના ખોળામાં માથું નાખી ઉમા રડવા લાગી અને રમાનાથ ગભરાઇને તેની આંખો લૂછતો લૂછતો બોલવા લાગ્યો: 'મને માફ કર—માફ કર, ઉમા, આટલું બધું કેમ રડે છે? શું થયું છે? છેક ગાંડી છે તું—'

કેટલી વારે રડતાં રડતાં ઉમા બોલી: 'મારે ઉજ્જવલપુર જવું છે, કેટલા બધા દિવસથી ગઈ નથી, કહો! મને શું હારાણને ને માને મળવાનું મન નહિ થતું હોય—'

રમાનાથ બોલ્યો: 'આ વાત? ઓહો—છ હલેસાંની નૌકા લઇને જશું—તું જવાની, હું જવાનો, કીકો જવાનો, મોક્ષદા પણ જવાની, હવે રડીશ નહિ, મારી લક્ષ્મી—'

×

નાટકવાળાને બોલાવી આણતાં ખરેખર બહુ રાત વીતી ગઈ, પરંતુ એમાં મોક્ષદાનો વાંક નહોતો. મોક્ષદાએ જઇને જોયું તો અશ્વત્થામા પોષાક ઉતારી નાખી બેન્ચ પર બેસીને બીડી ફૂંકતો હતો, પરંતુ ભિષ્મ, દ્રોણ વગેરે મહારથીઓ દાઢીમૂછ વગેરે સાથે જ કમાઇના રૂપિયાની વહેંચણી કરવા બેસી ગયા હતા. છેવટે મહામહેનતે હિસાબ કરી રહ્યા ત્યારે દરેકના ભાગમાં સાડાદસ આના આવ્યા હતા. દ્રોણાચાર્યે પૈસા ગણીને ગાંઠે બાંધ્યા, પછી ઝડપ મારી અશ્વત્થામાના મોંમાંથી બીડી ખુંચવી લઈ એ પીવા લાગ્યા. અધિકારી હાંહાં કરતો દોડતો આવ્યો: અરે, આમ દાઢી પહેરીને બીડી પીવાય કદી? સવા રૂપિયાની દાઢીમાં આગ લાગી જાય તો પછી સત્યાનાશ જ વળી જાયને!

બારે જણાને ભેગા કરી ઘેર લઇ જતાં રાત ઘણી વીતી ગઈ.

બીજા સૌને દાળ પીરસાઇ, એક માત્ર સૃષ્ટિધરના ભાણામાં દૂધની વાટકી આવી. પોતે આજે સૌથી સરસ ખેલ કરી આપી મેદનીને મુગ્ધ કરી નાખી છે અને તેથી અંતઃપુરમાંથી તેને માટે ભોજનનો આ ખાસ બંદોબસ્ત થયો છે એ વિષે સૃષ્ટિધરને લેશમાત્ર સંદેહ ન રહ્યો.

## શ્રી. રમણલાલ સોની



શ્રી. રમણલાલ સોની ગૂજરાતના એક સિદ્ધહસ્ત અનુવાદક તરીકે જાણીતા છે. તેમના બંગાળી ભાષામાંથી અનેક ગ્રંથોના ગૂજરાતી અનુવાદ પ્રગટ થયેલા છે.

અનુવાદ પણ એક કલા છે, અને તે કષ્ટસાધ્ય કલા છે. શ્રી. રમણલાલે એ કલા સાધ્ય કરી છે. એમણે મૂળ ભાષાનો પ્રવાહ, તેનો ધ્વનિ, તેની વિશિષ્ટતા, તેની આંતર-બાહ્ય સુંદરતા અને શક્તિ વગેરેને શુદ્ધ સરળ ગૂજરાતી ભાષામાં ઉતારી સફળ અનુવાદક તરીકે નામના મેળવેલી છે.

માત્ર અનુવાદક તરીકે જ નહિ પણ મૌલિક લેખક અને કવિ તરીકે પણ તેઓ ગૂજરાતમાં સારી પેઠે જાણીતા છે. તેમની ટૂંકી વાર્તાઓ, કાવ્યો, નાટકો ને નવલકથાઓ પણ પ્રગટ થયેલ છે. મૌલિક સર્જનની એમની આ શક્તિ જ અનુવાદક તરીકેની એમની સફળતાના મૂળમાં છે.